# પ્રાચીન સજ્ઝાય તથા પદસંગ્રહ

વિભાગ પહેલો



श्रीचिन्तामणिपार्श्वनाथाय नमः ।

पू. पा. आचार्य श्रीमद्विजयदानसूरीश्वर जैन ग्रन्थमाला-ग्रन्थांक-१९

# પ્રાચીન સજ્ઝાય
## તથા
# પદ-સંગ્રહ

## વિભાગ-પહેલો.

અનેક પ્રાચીન મહાપુરૂષો-વિરચિત પ્રગટ અને અપ્રગટ સજ્ઝાયો તથા આધ્યાત્મિક પદોનો સંગ્રહ.



—: પ્રકાશક :—

પૂ. પા. આચાર્યદેવ શ્રીમદ્વિજયદાનસૂરીશ્વર જૈન-ગ્રન્થમાલા તરફથી માસ્તર હીરાલાલ રણછોડભાઈ
સુરત—ગોપીપુરા.

પ્રથમ-આવૃત્તિ. ] [ પ્રતિ ૧૦૦૦



વિ. સં. ૧૯૯૬ ] મૂલ્ય બાર આના. [ વી. સં. ૨૪૬૬

# જ્ઞાનના પ્રેમી વાંચકોને નમ્ર વિજ્ઞપ્તિ.



૧ પુસ્તકને થૂંક લગાડવું નહિ.
૨ પુસ્તકને અશુદ્ધ વાંચવું નહિ.
૩ પુસ્તકને પટકવું કે ફેંકવું નહિ.
૪ પુસ્તકને પગ લગાડવો નહિ.
૫ પુસ્તકને પાસે રાખી વાસંચાર કરવો નહિ.
૬ પુસ્તકને પાસે રાખી ભોજન કરવું નહિ.
૭ પુસ્તકને પાસે રાખી પેશાબ કરવો નહિ.
૮ પુસ્તકને પાસે રાખી ઝાડો કરવો નહિ.
૯ પુસ્તક ઉપર બેસવું કે સૂવું નહિ.
૧૦ પુસ્તકથી પવન ખાવો નહિ.
૧૧ પુસ્તકના અક્ષરને થૂંકથી ભૂંસવો નહિ.
૧૨ પુસ્તકનો અગ્નિથી નાશ કરવો નહિ.
૧૩ પુસ્તકનો પાણીથી નાશ કરવો નહિ.
૧૪ પુસ્તકનો ફાડીને કે અન્ય કોઈ પ્રકારે નાશ કરવો નહિ.
૧૫ પુસ્તકને કાલ વેલાએ ભણવું નહિ.

---

આ ચોપડી ધી મહેન્દ્ર પ્રિ. પ્રેસ, રતનપોળમાં
છોટાલાલ બાલચંદ દોશીએ છાપી.

---



# પ્રકાશકનું નિવેદન :

**આ** અનાદિકાલીન સંસારમાં અનન્તા આત્માઓ જન્મ-મરણુ અને આધિ-વ્યાધિ-ઉપાધિ આદિનાં અનેકવિધ દુઃખો ભોગવે છે. સૌ કોઈ દુઃખથી સર્વથા મુક્ત બનવા અને શાશ્વત કાલ માટે સંપૂર્ણ સુખને ભોગવવા ઇચ્છે છે, પરન્તુ ઇચ્છા માત્રથી શું વળે? ઇચ્છાને સફલ બનાવનારી પ્રવૃત્તિ તો જોઇએ ને? રાગ, દ્વેષ અને મોહથી મુક્ત બનેલા અને અનન્તજ્ઞાનને પામેલા શ્રી અરિહન્ત પરમાત્માએ દુઃખ નાશ અને સુખપ્રાપ્તિ માટે એજ ફરમાવ્યું છે કે-આત્માને કર્મ-મલથી રહિત બનાવવો. આત્માને કર્મમલથી રહિત બનાવવાનાં અનેક સાધનો પૈકી સ્તવના અને સ્વાધ્યાય પણુ અગત્યનાં સાધનો છે. સ્તવનામાં મૂખ્યત્વે શ્રી અરિહંત પરમાત્માના ગુણોનું વર્ણન હોય છે. કેટલીક વાર તે આત્મ-નિન્દાથી પણુ ગર્ભિત હોય છે. આત્મનિન્દા સ્તવનાના હેતુને સ્પષ્ટ કરે છે. 'હું અનેક દોષોથી ભરેલો છું. તું નિર્દોષ અને સર્વગુણસંપન્ન છો, તારા શરણે હું નિર્દોષ ને સર્વગુણસંપન્ન બનવા ઇચ્છું છું.'-આ આત્મનિન્દાગર્ભિત સ્તવનોનો સાર છે. સ્વાધ્યાય, એ એથી ભિન્ન-કક્ષાનું સાધન છે. સ્વાધ્યાયમાં મુખ્યત્વે કષાયાદિથી નિષ્પન્ન થતાં અનિષ્ટોનું, શીલાદિ ગુણોથી થતા લાભોનું અને શીલાદિ ગુણોને સેવવા દ્વારા કલ્યાણ સાધનારા પુણ્યપુરૂષોનું વર્ણન હોય છે. પદો મુખ્યત્વે પ્રમત્ત આત્માને પ્રબુદ્ધ બનાવનારી ચીણગારીઓ રૂપે હોય છે. સજ્ઝાયો અને પદોનું આ સ્વરૂપ સમજ્યા બાદ, સજ્ઝાયો અને પદોના વારંવારના રટણથી શો લાભ થાય? એ પ્રશ્નજ ઉદ્ભવે તેમ નથી. સ્વાધ્યાય, એ શુદ્ધ ભાવનું પરમ કારણ છે

અને શુદ્ધ ભાવ અનેક ભવોનાં કઠિન પણ દુષ્કર્મોની સહજમાં નિર્જરા સાધી આપે છે. સજ્ઝાયો અને પદોની પૂર્વપુરૂષોની રચના એટલી અર્થગમ્ભીર, એટલી ઓજસ્વિની અને એટલી અસરકારક છે કે-વર્તમાનની રચનાઓ તેની પાસે તુચ્છ ભાસ્યા વિના ન રહે. આ કારણેજ આ ગ્રન્થમાં પ્રાચીન સજ્ઝાયો અને પદોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. પહેલાં તો એમ લાગેલું કે-પ્રાચીન સજ્ઝાયો અને પદોનો આ સંગ્રહ એકજ પુસ્તકમાં આવી જશે: કારણ કે-પ્રસિદ્ધ છતાં ખાસ ઉપયોગી તેમજ અપ્રસિદ્ધ કૃતિઓનો જ આ સંગ્રહમાં સમાવેશ કરવાનો હતો, પરન્તુ જેમ જેમ શોધ કરવા માંડી, તેમ તેમ વધુ ને વધુ સાહિત્ય હાથ લાગવા માંડ્યું: એટલે આ ગ્રન્થને 'પ્રથમ વિભાગ' તરીકે જાહેર કરી, બાકીનો સંગ્રહ અનુકૂળતા પ્રાપ્ત થયે પ્રગટ કરવાનો વિચાર રાખ્યો છે. આ પ્રથમ વિભાગમાં કેટલીક સજ્ઝાયો એવી છે, કે જે અત્યાર સુધીમાં પ્રાયઃ છપાઈ નથી. આવા પ્રકારનું વધુ ને વધુ સાહિત્ય પ્રકટ કરવાની અમારી તીવ્ર અભિલાષા છે. જે કોઈ પુણ્યવાનને આવું સાહિત્ય છપાવવાની ઇચ્છા થાય, તે અમારી સાથે પત્રવ્યવહાર કરે અને અમારા આ પ્રયત્નમાં સહાયક બને. અંતમાં આ પુસ્તકમાં અશુદ્ધિ ન રહે એ માટે બનતી કાળજી રાખી છે અને છપાયા બાદ જે અશુદ્ધિ નજરે ચઢી તેને શુદ્ધિપત્રકમાં રજૂ કરી છે, છતાં દૃષ્ટિદોષ કે છાપખાનાના દોષ આદિથી જે કાંઈ અશુદ્ધિ રહેવા પામી હોય, તે બદલ ત્રિવિધે ત્રિવિધે ક્ષમા યાચી વિરમિએ છીએ.

—પ્રકાશક



# —: વિષયાનુક્રમ :—



# —: શુદ્ધિપત્રક :—



| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. | પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૭ | દૂહા | દુહા | ૧૦૬ | ૮ | નિંદિયે | નિંદિયે |
| ૮ | ૨૨ | ભાવન | ભાવના | ૧૧૯ | ૬ | સસાર | સંસાર |
| ૯ | ૬ | હરીગીત | હરિગીત | ૧૬૦ | ૧૨ | અતે | અંતે |
| ૧૧ | ૭ | શ્રીમદ | શ્રીમદ્ | ૧૭૦ | ૨૫ | અનંતાનુબધિયા | અનંતાનુબંધિયા |
| ૨૩ | ૬ | ભૂડો | ભૂંડો | ૨૦૧ | ૧૭ | ચૂપ | ચૂંપ |
| ૨૪ | ૨૩ | સુ૦ | સું૦ | ૨૦૫ | ૧૩ | અતિવ | અતીવ |
| ૪૮ | ૫ | તેન | તેમ | ૨૦૭ | ૧૧ | સંભતિ | સંભૂતિ |
| ૫૮ | ૨૦ | ઝૂઝ્યા | ઝૂઝીયા | ૨૦૮ | ૨ | સવા | સેવા |
| ૬૪ | ૭ | ઉચો | ઉંચાં | ૨૦૯ | ૧૬ | તહે | કહે |
| ૬૪ | ૧૩ | ફરસીએ | ફરસીઓ | ૨૧૧ | ૧૬ | ર | રથૂ |
| ૭૯ | ૪ | છડો | છંડો | ૨૨૩ | ૮ | સવાદ | સંવાદ |
| ૮૩ | ૧૪ | ચોછું | ચોથું | ૨૨૪ | ૪ | સ્થૂ | રથૂ |
| ૯૧ | ૨૩ | કાલશું કેહી | કાલ ચૂકે નહિ | ૨૬૨ | ૩ | રાજગૃહી | રાજગ્રહી |
| ૯૭ | ૩ | સગત | સંગત | ૨૮૫ | ૩ | રાજગૃહી | રાજગ્રહી |
| ૧૦૪ | ૨ | અસન | અશન | ૩૧૫ | ૨ | જાં | જોં |

—: ૨૮૧ મા પૃષ્ઠનો ખાસ સુધારો :—

હરિજિતણુને કાજે, એ પદ પહેલી ગાથામાં છપાઇ ગયું છે, તે બીજી ગાથાના પ્રથમ પાદ તરીકે સમજવું.

ॐ

श्रीचिन्तामणिपार्श्वनाथाय नमः

# પ્રાચીન સજ્ઝાય તથા પદ સંગ્રહ.

મહોપાધ્યાય

## શ્રીમદ્ યશોવિજયજી વાચક વિરચિત
## સમકિતના સડસઠ બોલની સજ્ઝાય.

દૂહા.

સુકૃતવલ્લિ-કાદંબિની, સમરી સરસ્વતી માત;
સમકિત સડસઠ બોલની, કહીશું મધુરી વાત. ૧
સમકિતદાયક ગુરૂતણો, પચ્ચુવયાર ન થાય;
ભવ કોડાકોડે કરી, કરતાં સર્વ ઉપાય. ૨
દાનાદિક કિરિયા ન દિયે, સમકિત વિણુ શિવશર્મ;
તે માટે સમકિત વડું, જાણો પ્રવચનમર્મ. ૩
દર્શનમોહવિનાશથી, જે નિર્મલ ગુણઠાણુ;
તે નિશ્ચય સમકિત કહ્યું, તેહનાં એ અહિઠાણુ. ૪

### ઢાલ-પહેલી.

[ વીરજીનેશ્વર ઉપદિશે-એ દેશી. ]

ચઉ સદ્દહણા તિ લિંગ છે, દશવિધ વિનય વિચારો રે;
ત્રણ શુદ્ધિ પણ દૂષણ, આઠ પ્રભાવક ધારો રે. ૫

### હરિગીત છંદ.

પ્રભાવક અડ પંચ ભૂષણ, પંચ લક્ષણ જાણીએ,
ષટ જયણા ષટ આગાર ભાવના, છવ્વિહા મન આણીએ;
ષટ ઠાણ સમકિતતણા સડસઠ, ભેદ એહ ઉદાર એ,
એહનો તત્ત્વવિચાર કરતાં, લહીજે ભવપાર એ. ૬

### ઢાલ.

ચઉવિહ સદ્દહણા તિહાં, જીવાદિક પરમત્થો રે;
પ્રવચનમાંહિ જે ભાખિયા, લીજે તેહનો અત્થો રે. ૭

### હરિગીત છંદ.

તેહનો અર્થ વિચાર કરીએ, પ્રથમ સદ્દહણા ખરી,
બીજી સદ્દહણા તેહના જે, જાણ મુનિ ગુણ જવહરી;
સંવેગ રંગ–તરંગ ઝીલે, માર્ગ શુદ્ધ કહે બુધા,
તેહની સેવા કીજીએ જીમ, પીજીએ સમતાસુધા. ૮

### ઢાલ.

સમકિત જેણે ગ્રહી વમ્યું, નિન્હવ ને અહાછન્દા રે;
પાસત્થા ને કુશીલિયા, વેષવિડંબક મંદા રે. ૯

### હરિગીત છંદ.

મંદા અનાણી દૂરે છંડો, ત્રીજી સદ્દહણા ગ્રહી,
પરદર્શનીનો સંગ તજીએ, ચોથી સદ્દહણા કહી;
હીણાતણો જે સંગ ન તજે, તેહનો ગુણ નવિ રહે,
જ્યું જલધિ–જલમાં ભલ્યું ગંગા–નીર લૂણપણું લહે. ૧૦

## ઢાલ-બીજી.

[ જંબુદ્વીપના ભરતમાં રે-એ દેશી. ]

ત્રણ લિંગ સમકિત તણાં રે, પહિલું શ્રુતઅભિલાષ;
જેહથી શ્રોતા રસ લહે રે, જેહવો સાકર દ્રાખ રે-
**પ્રાણી ! ધરીએ સમકિત રંગ,**
જિમ લહીએ સુખ અભંગ રે-પ્રાણી ! ૧૧
તરૂણ સુખી સ્ત્રી પરિવર્યો રે, ચતુર સુણે સુરગીત;
તેહથી રાગે અતિઘણે રે, ધર્મ સુણ્યાની રીત રે. પ્રાણી ! ૧૨
ભૂખ્યો અટવી ઉતર્યો રે, જિમ દ્વિજ ઘેબર ચંગ;
ઇચ્છે તિમ જે ધર્મને રે, તેહિજ બીજું લિંગ રે. પ્રાણી ! ૧૩
વૈયાવચ્ચ ગુરૂદેવનું રે, ત્રીજું લિંગ ઉદાર;
વિદ્યાસાધક પરે કરે રે, આળસ નવિય લગાર રે. પ્રાણી ! ૧૪

## ઢાલ-ત્રીજી.

[ સમકિતનું મૂલ જાણીએ જી-એ દેશી. ]

અરિહંત તે જિન વિચરતાજી, કર્મ ખપી હુઆ સિદ્ધ,
ચેઇય જીનપડિમા કહીજી, સૂત્ર સિદ્ધાંત પ્રસિદ્ધ;
**ચતુર નર ! સમજો વિનયપ્રકાર,**
જિમ લહીએ સમકિત સાર-ચતુર૦ ૧૫
ધર્મ ક્ષમાદિક ભાખિઓજી, સાધુ તેહના રે ગેહ;
આચારજ આચારનાજી, દાયક નાયક જેહ. ચતુર૦ ૧૬
ઉપાધ્યાય તે શિષ્યનેજી, સૂત્ર ભણાવણહાર;
પ્રવચન સંઘ વખાણીએજી, દરિસણ સમકિત સાર. ચતુર૦ ૧૭
ભગતિ બાહ્ય પ્રતિપત્તિથીજી, હૃદયપ્રેમ બહુમાન;
ગુણથુતિ અવગુણ ઢાંકવાજી, આશાતનની હાણ. ચતુર૦ ૧૮

પાંચ ભેદે એ દશ તણોજી, વિનય કરે અનુકૂલ;
સીંચે તેહ સુધારસેજી, ધર્મવૃક્ષનું મૂલ. ચતુર૦ ૧૯

## ઢાલ-ચોથી.

[ ધોબીડા તું ધોજે મનનું ધોતીયું રે-એ દેશી. ]

ત્રણ શુદ્ધિ સમકિત તણી રે, તિહાં પહિલી મન-શુદ્ધિ રે;
શ્રીજિન ને જિનમત વિના રે, જૂઠ સકલ એ બુદ્ધિ રે.
**ચતુર ! વિચારો ચિત્તમાં રે૦** ૨૦
જીનભગતે જે નવિ થયું રે, તે બીજાથી કેમ થાય રે ?
એવું જે મુખે ભાખીએ રે, તે વચન-શુદ્ધિ કહેવાય રે. ચ૦ ૨૧
છેદ્યો ભેદ્યો વેદના રે, જે સહેતો અનેક પ્રકાર રે;
જિન વિણ પર સુર નવિ નમે રે,
તેહની કાયા-શુદ્ધિ ઉદાર રે. ચ૦ ૨૨

## ઢાલ-પાંચમી.

[ કડવાં ફલ છે ક્રોધનાં-એ દેશી. ]

સમકિત-દૂષણ પરિહરો, જેહમાં પહિલી છે શંકા રે;
તે જિનવચનમાં મત કરો, જેહને સમ નૃપ રંકા રે.
**સમકિત દુષણ પરિહરો૦** ૨૩
કંખા કુમતની વાંછના, બીજું દૂષણ ત્યજીએ;
પામી સુરતરૂ પરગડો, કિમ બાઉલ ભજીએ ? સમ૦ ૨૪
સંશય ધર્મનાં ફલતણો, વિતિગિચ્છા નામે;
ત્રીજું દૂષણ પરિહરો, નિજ શુભ પરિણામે. સમ૦ ૨૫
મિથ્યામતિ-ગુણ-વર્ણનો, ટાળો ચોથો દોષ;
ઉનમારગી થુણતાં હુવે, ઉનમારગ-પોષ. સમ૦ ૨૬

પાંચમો દોષ મિથ્યા મતિ—પરિચય નવિ કીજે;
ઇમ શુભમતિઅરવિંદની, ભલી વાસના લીજે. સમ૦ ૨૭

## ઢાલ-છઠ્ઠી.

[ અભિનંદન જિન દરિસણ તરસીએ-એ દેશી. ]

આઠ પ્રભાવક પ્રવચનના કહ્યા, **પાવયણી** ધુરિ જાણ;
વર્ત્તમાનશ્રુતના જે અર્થનો, પાર લહે ગુણખાણ.
**ધન ધન શાસન મંડન મુનિવરા૦** ૨૮
**ધર્મકથી** તે બીજો જાણીએ, **નંદિષેણ** પરે જેહ;
નિજ ઉપદેશે રે રંજે લોકને, ભંજે હૃદયસંદેહ. ધન૦ ૨૯
**વાદી** ત્રીજો રે તર્કનિપુણ ભણ્યો, **મલ્લવાદી** પરે જેહ;
રાજદ્વારે જયકમલા વરે, ગાજંતો જીમ મેહ. ધન૦ ૩૦
**ભદ્ર**બાહુ પરે જેહ નિમિત્ત કહે, પરમત જીપણ કાજ;
તેહ **નિમિત્તી**રે ચોથો જાણીએ, શ્રીજિનશાસનરાજ. ધન૦ ૩૧
તપ ગુણ ઓપે રે રોપે ધર્મને, ગોપે નવિ જિનઆણ;
આસ્રવ લોપે રે નવિ કોપે કદા, પંચમ **તપસી** તે જાણ. ધન૦ ૩૨
છઠ્ઠો **વિદ્યા** રે **મંત્ર**તણો બલી, જિમ શ્રી **વયર** મુણિંદ;
**સિદ્ધ** સાતમો રે અંજનયોગથી, જિમ **કાલિક** મુનિચંદ.
ધન૦ ૩૩
કાવ્ય સુધારસ મધુર અર્થ ભર્યાં, ધર્મહેતુ કરે જેહ;
**સિદ્ધસેન** પરે રાજા રીઝવે, અઠ્ઠમ વર **કવિ** તેહ. ધન૦૩૪
જબ નવિ હોવે પ્રભાવક એહવા, તવ વિધિપૂર્વ અનેક;
જાત્રા પૂજાદિક કરણી કરે, તેહ પ્રભાવક છેક. ધન૦ ૩૫

## ઢાલ-સાતમી.

[ સતીય સુભદ્રાની દેશી. ]

સોહે સમકિત જેહથી, સખિ! જિમ આભરણે દેહ;
ભૂષણ પાંચ તે મન વસ્યાં,
સખિ ! મન વસ્યાં તેહમાં નહિ સંદેહ.
**મુજ સમકિતરંગ અચલ હોજો રે૦** ૩૬
પહિલું કુશલપણું તિહાં, સખિ ! વંદન ને પચ્ચક્ખાણ;
કિરિયાનો વિધિ અતિ ઘણો,
સખિ! અતિ ઘણો આચરે તેહ સુજાણ. મુજ૦ ૩૭
બીજું તીરથસેવના, સખિ ! તીરથ તારે જેહ;
તે ગીતારથ મુનિવરા, સખિ ! તેહશું કીજે નેહ. મુજ૦ ૩૮
ભગતિ કરે ગુરુદેવની, સખિ ! ત્રીજું ભૂષણ હોય;
કિણહિ ચલાવ્યો નવિ ચલે,
સખિ ! ચોથું એ ભૂષણ જોય. મુજ૦ ૩૯
જિનશાસનઅનુમોદના, સખિ ! જેહથી બહુ જન હુંત;
કીજે તેહ પ્રભાવના, સખિ ! પાંચમું ભૂષણ અંત. મુજ૦ ૪૦

## ઢાલ-આઠમી.

[ ધર્મ જિનેશ્વર ગાઉં રંગશું-એ દેશી. ]

લક્ષણ પાંચ કહ્યાં સમકિતતણાં,
ધુર ઉપશમ અનુકૂલ; સુગુણનર !
અપરાધીશું પણ નવિ ચિત્તથકી, ચિંતવીએ પ્રતિકૂલ. સુગુણનર!
**શ્રી જિનભાષિત વચન વિચારીએ૦** ૪૧
સુરનરસુખ જે દુઃખ કરી લેખવે, વંછે શિવસુખ એક; સુ૦
બીજું લક્ષણ તે અંગીકરે, સાર સંવેગશું ટેક. સુ૦ શ્રી૦ ૪૨

નારક ચારક સમ ભવ ઉભગ્યો, તારક જાણીને ધર્મ; સુ૦
ચાહે નિકલવું નિર્વેદ તે, ત્રીજું લક્ષણ મર્મ. સુ૦ શ્રી૦ ૪૩
દ્રવ્યથકી દુઃખિયાની જે દયા, ધર્મહીણાની રે ભાવ; સુ૦
ચોથું લક્ષણ અનુકંપા કહી, નિજ શક્તે મન લાવ. સુ૦
શ્રી૦ ૪૪
જે જિનભાખ્યું તે નહિ અન્યથા, એહવો જે દૃઢ રંગ; સુ૦
તે આસ્તિકતા લક્ષણ પાંચમું, કરે કુમતિનો એ ભંગ. સુ૦
શ્રી૦ ૪૫

## ઢાલ–નવમી.

[ ત્રીજે ભવ વરસ્થાનક તપ કરી–એ દેશી. ]

પરતીર્થી પરના સુર તેણે, ચૈત્ય ગ્રહ્યાં વલી જેહ;
વંદન પ્રમુખ તિહાં નવિ કરવું, તે જયણા ષટ ભેય રે.
**ભવિકા ! સમકિત યતના કીજે૦** ૪૬
વંદન તે કરયોજન કહિએ, નમન તે શીશ નમાડચે;
દાન ઇષ્ટ અન્નાદિક દેવું, ગૌરવ ભગતિ દેખાડચે રે. ભ૦ ૪૭
અનુપ્રદાન તે તેહને કહીએ, વાર વાર જે દાન;
દોષ કુપાત્રે પાત્રમતિએ, નહિ અનુકંપા માન રે. ભ૦ ૪૮
અણબોલાયે જેહ બોલવું, તે કહિએ આલાપ;
વાર વાર આલાપ જે કરવો, તે કહીએ સંલાપ રે. ભ૦ ૪૯
એ જયણાથી સમકિત દીપે, વલી દીપે વ્યવહાર;
એહમાં પણ કારણથી જયણા, તેહના અનેક પ્રકાર રે. ભ૦ ૫૦



## ઢાલ-દશમી.

[ લલનાની દેશી. ]

શુદ્ધ ધર્મથી નવિ ચલે, અતિ દઢ ગુણ આધાર લલના;
તો પણ જે નહિ એહવા, તેહને એ આગાર લલના. ૫૧
બોલ્યું તેહવું પાલીએ, દંતીદંત સમ બોલ લલના;
સજ્જન ને દુર્જનતણા, કચ્છપ કોટિને તોલ લલના. બો૦ ૫૨
રાજા નગરાદિક ધણી, તસ શાસન અભિયોગ લલના;
તેહથી કાર્તિકની પરે, નહિ મિથ્યાત્વસંયોગ લલના. બો૦ ૫૩
મેલો જનનો ગણ કહ્યો, બલ ચોરાદિક જાણ લલના;
ક્ષેત્રપાલાદિક દેવતા, તાતાદિક ગુરૂ ઠાણ લલના. બો૦ ૫૪
વૃત્તિ દુર્લભ આજીવિકા, તે ભીષણકાંતાર લલના;
તે હેતે દૂષણ નહિ, કરતાં અન્ય આચાર લલના. બો૦ ૫૫

## ઢાલ-અગીયારમી.

[ જિન જન્મ્યાજી, જિણ વેલા જનની ઘરે-એ દેશી. ]

ભાવીજે રે, સમકિત જેહથી રૂઅડું,
તે ભાવના રે, ભાવો કરી મન પરવડું;
જો સમકિત રે, તાજું સાજું મૂલ રે,
તો વ્રતતરૂ રે, દીએ શિવફલ અનુકૂલ રે. ૫૬

## હરિગીત છંદ.

અનુકૂલ મૂલ રસાલ સમકિત, તેહ વિણ મતિઅંધ રે,
જે કરે કિરિયા ગર્વભરિયા, તેહ જૂઠો ધંધ રે;
એ પ્રથમ ભાવન ગુણો રૂડી, સુણો બીજી ભાવના,
બારણું સમકિત ધર્મપુરનું, એહવી તે પાવના. ૫૭

ઢાલ

ત્રીજી ભાવના રે, સમકિતપીઠ જો દઢ સહી,
તો મોટો રે, ધર્મપ્રાસાદ ડગે નહી;
પાયે ખોટે રે, મોટે મંડાણ ન શોભીએ,
તેણે કારણ રે, સમકિતશું ચિત્ત થોભીએ. ૫૮

હરીગીત છંદ.

થોભીએ ચિત્ત નિત એમ ભાવી, ચોથી ભાવના ભાવીએ,
સમકિત નિધાન સમસ્ત ગુણનું, એહવું મન લાવીએ;
તે વિના છૂટા રત્નસરિખા, મૂલ ઉત્તર ગુણ સવે,
કિમ રહે? તાકે જેહ હરવા, ચોર જોર ભવો ભવે. ૫૯

ઢાલ.

ભાવો પંચમી રે, ભાવના શમ દમ સાર રે,
પૃથ્વી પરે રે, સમકિત તસ આધાર રે;
છઠ્ઠી ભાવના રે, સમકિતભાજન જો મલે,
શ્રુત શીલનો રે, તો રસ તેહમાંથી નવિ ઢલે. ૬૦

હરિગીત છંદ.

નવિ ઢલે સમકિતભાવના રસ, અમીય સમ સંવરતણો,
ષટ ભાવના એ કહી એહમાં, કરો આદર અતિ ઘણો;
ઈમ ભાવતાં પરમાર્થ જલનિધિ, હોય નિત્ય ઝકઝોલ એ,
ઘન પવન પુણ્ય પ્રમાણ પ્રગટે, ચિદાનંદ કલ્લોલ એ. ૬૧

ઢાલ–બારમી.

[ આતમ ભક્તિ મલ્યા કેઇ દેવા–એ દેશી. ]

ઠરે જિહાં સમકિત તે થાનક, તેહનાં ષટ્‌વિધ કહીએ રે,
તિહાં પહિલું થાનક 'છે ચેતન–લક્ષણ આતમ' લહીએ રે;

ખીરનીરપરે પુદ્ગલમિશ્રિત, પણ એહથી છે અલગો રે,
અનુભવ હંસચંચૂ જો લાગે, તો નવિ દીસે વલગો રે. ૬૨
બીજું થાનક 'નિત્ય આતમા', જે અનુભૂત સંભારે રે,
બાલકને સ્તનપાનવાસના, પૂરવભવ અનુસારે રે;
દેવ મનુજ નરકાદિક તેહના, છે અનિત્ય પર્યાય રે,
દ્રવ્યથકી અવિચલિત અખંડિત, નિજ ગુણ આતમરાય રે. ૬૩

ત્રીજું સ્થાનક 'ચેતન કર્તા', કર્મતણે છે યોગે રે,
કુંભકાર જિમ કુંભતણો જગ, દંડાદિકસંયોગે રે;
નિશ્ચયથી નિજ ગુણનો કર્તા, અનુપચરિત વ્યવહારે રે,
દ્રવ્યકર્મનો નગરાદિકનો, તે ઉપચાર પ્રકારે રે. ૬૪

ચોથું થાનક 'ચેતન ભોક્તા,' પુણ્ય પાપ ફલકેરો રે,
વ્યવહારે નિશ્ચય નય દૃષ્ટે, ભુંજે નિજ ગુણ નેરો રે;
પાંચમું થાનક 'છે પરમ પદ,' અચલ અનંત સુખવાસો રે,
આધિ વ્યાધિ તન મનથી લહીએ,
તસ અભાવે સુખ ખાસો રે. ૬૫

છઠ્ઠું થાનક 'મોક્ષતણો છે, સંજમ જ્ઞાન ઉપાયો' રે,
જો સહેજે લહીએ તો સઘલે, કારણ નિષ્ફલ થાયો રે;
કહે જ્ઞાનનય જ્ઞાનજ સાચું, તે વિણ જૂઠી કિરિયા રે,
ન લહે રૂપું રૂપું જાણી, સીપ ભણી જે ફિરિયા રે. ૬૬

કહે કિરિયાનય કિરિયા વિણુ જે, જ્ઞાન તેહ શું કરશે રે ?
જલ પેસી કર પદ ન હલાવે, તારૂ તે કિમ તરશે રે ?
દૂષણ ભૂષણ છે ઇહાં બહુલાં, નય એકેકને વાદે રે,
સિદ્ધાંતી તે બેહુ નય સાધે, જ્ઞાનવંત અપ્રમાદે રે. ૬૭

ઇણિ પરે સડસઠ બોલ વિચારી, જે સમકિત આરાહે રે,
રાગદ્વેષ ટાલી મન વાલી, તે શમસુખ અવગાહે રે;
જેહનું મન સમકિતમાં નિશ્ચલ, કોઇ નહિ તસ તોલે રે,
**શ્રીનયવિજય** વિબુધ પય સેવક, વાચક**જસ** ઇમ બોલે રે. ૬૮

ઇતિ શ્રી સમકિતના સડસઠ બોલની સજ્ઝાય સંપૂર્ણ.

## મહોપાધ્યાય શ્રીમદ યશોવિજયજી વાચક વિરચિત અઢાર પાપસ્થાનકની સજ્ઝાય.

### ૧–હિંસા પાપસ્થાનકની સજઝાય.

[ કપૂર હોયે અતિ ઉજલું રે–એ દેશી. ]

પાપસ્થાનક પહિલું કહ્યું રે, હિંસા નામે દુરંત;
મારે જે જગ જીવને રે, તે લહે મરણ અનંત રે.
**પ્રાણી ! જિનવાણી ધરો ચિત્ત૦** ૧
માતપિતાદિ અનંતના રે, પામે વિયોગ તે મંદ;
દારિદ્ર દોહગ નવિ ટલે રે, મિલે ન વલ્લભ વૃંદ રે. પ્રાણી ! ૨
હોય વિપાકે દશગણું રે, એક વાર કિયું કર્મ;
શત સહસ્સ કોડી ગમે રે, તીવ્ર ભાવના મર્મ રે. પ્રાણી ! ૩
મર કહેતાં પણ દુઃખ હુએ રે, મારે કિમ નવિ હોય ?
હિંસાભગિની અતિ બૂરી રે, વૈશ્વાનરની જોય રે. પ્રાણી ! ૪
તેહને જોરે જે હુઆ રે, રૌદ્ર ધ્યાન પ્રમત્ત;
નરકઅતિથિ તે નૃપ હુઆ રે,
જિમ સુભૂમ બ્રહ્મદત્ત રે. પ્રાણી ! ૫
રાય વિવેક કન્યા ક્ષમા રે, પરણાવે **જસ** સાંચ;
તેહથકી દૂરે ટલે રે, હિંસા નામ બલાય રે. પ્રાણી ! ૬

## ૨–મૃષાવાદ પાપસ્થાનકની સજ્ઝાય.

[ લાછલદે માત મલ્હાર–એ દેશી. ]

બીજું પાપનું સ્થાન, મૃષાવાદ દુર્ધ્યાન;
આજ હો છંડો રે ભવી! મંડો ધર્મશું પ્રીતડી જી. ૧
વેર ખેદ અવિશ્વાસ, એહથી દોષ અભ્યાસ;
આજ હો થાયે રે નવિ જાયે, વ્યાધિ અપથ્યથી જી. ૨
રહેવું કાલિકસૂરિ, પરિજન વચન તે ભૂરિ;
આજ હો સહિવું રે નવિ કહિવું, જૂઠ ભયાદિકે જી. ૩
આસન ધરત આકાશ, વસુ નૃપ હુઓ સુપ્રકાશ;
આજ હો જૂઠે રે સુર રૂઠે, ઘાલ્યો રસાતલે જી. ૪
જે સત્ય વ્રત ધરે ચિત્ત, તે હોય જગમાં પવિત્ત;
આજ હો તેહને રે નવિ ભય, સુર-વ્યંતર-યક્ષથી જી. ૫
જે નવિ ભાખે અલીક, બોલે હાવું ઠીક;
આજ હો ટેકે રે સુવિવેકે, સુયશ તે સુખ વરે જી. ૬



## ૩–અદત્તાદાન પાપસ્થાનકની સજ્ઝાય.

( નિંદરડી વેરણ હુઇ રહી–એ દેશી. )

ચોરી વ્યસન નિવારીએ, પાપસ્થાનક હો ત્રીજું કહ્યું ઘોર કે;
ઇહભવ પરભવ દુઃખ ઘણા,
એહ વ્યસને હો પામે જગ ચોર કે. ચોરી૦ ૧
ચોર તે પ્રાયે દરિદ્રી હુએ, ચોરીથી હો ધન ન ઠરે નેટ કે;
ચોરનો કોઇ ધણી નહિં,
પ્રાયે ભૂખ્યું હો રહે ચોરનું પેટ કે. ચોરી૦ ૨

જિમ જલમાંહી નાંખીયો, તલે આવે હો જલને અયગોલ કે;
ચોર કઠોર કરમ કરી,
જાય નરકે હો તિમ નિપટ નિટોલ કે. ચોરી૦ ૩
નાઠું પડ્યું વલી વિસર્યું, રહ્યું રાખ્યું હો થાપણ કર્યું જેહ કે;
તૃણ તુસ માત્ર ન લીજીએ,
અણદીધું હો કિહાં કોઇનું તેહ કે. ચોરી૦ ૪
દૂરે અનર્થ સકલ ટલે, મિલે વ્હાલા હો સઘલે જશ થાય કે;
સુરસુખનાં હુએ ભેટણાં,
વ્રત ત્રીજું હો આવે જસ દાય કે. ચોરી૦ ૫
ચોરપણું ત્યજી દેવતા, હોયે નિશ્ચલ હો રોહિણીયો જેમ કે;
એ વ્રતથી **જસ** સુખ લહે,
વલી પ્રાણી હો વહે પુણ્યશું પ્રેમ કે. ચોરી૦ ૬

## ૪–અબ્રહ્મચર્ય પાપસ્થાનકની સજ્ઝાય.

[ તુમે બહુ મિત્રી રે સાહિબા–એ દેશી. ]

પાપસ્થાનક ચોથું વરજીએ, દુર્ગતિમૂલ અબંભ;
જગ સવિ મૂંઝ્યો છે એહમાં, છંડે તેહ અચંભ. પાપ૦ ૧
રૂડું લાગે રે એ ધુરે, પરિણામે અતિ ક્રૂર;
ફલ કિંપાકના સારિખું, વરજે સજ્જન દૂર. પાપ૦ ૨
અધર વિદ્રુમ સ્મિત ફૂલડાં, કુચફલ કઠિન વિશાલ;
રામા દેખી ન રાચિયે, એ વિષવેલિ રસાલ. પાપ૦ ૩
પ્રબલ જ્વલિત અય–પૂતલી, આલિંગન ભલું તંત;
નરક–દુવાર નિતંબિની, જઘન સેવન એ દુરંત. પાપ૦ ૪

દાવાનલ ગુણ-વન તણો, કુલ મશીકૂર્ચક એહ;
રાજધાની મોહરાયની, પાતક કાનન મેહ. પાપ૦ ૫
પ્રભુતાએ હરિ સારિખો, રૂપે મયણ અવતાર;
સીતાએ રે રાવણ યથા, છંડો પર નર નાર. પાપ૦ ૬
દશ શિર રણમાંહે રોલવ્યાં, રાવણ વિવશ અબંભ;
રામે ન્યાયે રે આપણો, રોપ્યો જગ જયથંભ. પાપ૦ ૭
પાપ બંધાયે રે અતિ ઘણાં, સુકૃત સકલ ક્ષય જાય;
અબ્રહ્મચારીનું ચિંતવ્યું, કદીય સફલ નવિ થાય. પાપ૦ ૮
મંત્ર ફલે જગ જસ વધે, દેવ કરે રે સાન્નિદ્ધ;
બ્રહ્મચર્ય ધરે જે નરા, તે પામે નવનિધ. પાપ૦ ૯
શેઠ **સુદર્શનને** ટલી, શૂલી સિંહાસન હોય;
ગુણ ગાયે ગગને રે દેવતા, મહિમા શીયલનો જોય. પાપ૦ ૧૦
મૂલ ચારિત્રનું એ ભલું, સમકિત વૃદ્ધિ નિદાન;
શીલ સલીલ ધરે જિકે, તસ હુએ **સુજસ** વખાણ. પાપ૦ ૧૧

## ૫-પરિગ્રહ પાપસ્થાનકની સજ્ઝાય.

[ સુમતિ સદા દિલમાં ધરો-એ દેશી. ]

**પરિગ્રહ** મમતા પરિહરો, પરિગ્રહ દોષનું મૂલ; **સલૂણે**૦
પરિગ્રહ જેહ ધરે ઘણો, તસ તપ જપ પ્રતિકૂલ. સ૦ પ૦ ૧
નવિ પલટે મૂલ રાશિથી, માર્ગી કદિય ન હોય; સ૦
પરિગ્રહ ગ્રહ છે અભિનવો, સહુને દીએ દુઃખ સોય. સ૦ પ૦ ૨
પરિગ્રહ મદ ગુરૂઅત્તણે, ભવમાંહી પડે જંત; સ૦
યાનપાત્ર જિમ સાયરે, ભારાક્રાંત અત્યંત. સ૦ પ૦ ૩
જ્ઞાનધ્યાન હયગયવરે, તપ જપ શ્રુત પરતંત; સ૦
છોડે શમ પ્રભુતા લહે, મુનિ પણ પરિગ્રહવંત. સ૦ પ૦ ૪

પરિગ્રહ ગ્રહ વશે લિંગિયા, લેઈ કુમતિરજ સીસ; સ૦
જિમ તિમ જગ લવતા ફિરે, ઉનમત્ત હુઈ નિશદીસ. સ૦ ૫૦ ૫
તૃપતો ન જીવ પરિગ્રહે, ઈંધણુથી જિમ આગ; સ૦
તૃષ્ણાદાહ તે ઉપશમે, જલ સમ જ્ઞાન વૈરાગ. સ૦ ૫૦ ૬
તૃપતો **સગર** સુતે નહિ, ગોધનથી **કુચીકર્ણ**; સ૦
**તિલક** શેઠ વલી ધાન્યથી, કનકે **નંદ** સકર્ણ. સ૦ ૫૦ ૭
અસંતુષ્ટ પરિગ્રહભર્યા, સુખીયા ન ઇંદ નરિંદ; સ૦
સુખી એક અપરિગ્રહી, સાધુ **સુજસ** સમકંદ. સ૦ ૫૦ ૮

## ૬–ક્રોધ પાપસ્થાનકની સજ્ઝાય.

[ ઋષભનો વંશ રયણાયરૂ–એ દેશી. ]

ક્રોધ તે બોધનિરોધ છે, ક્રોધ તે સંયમઘાતી રે;
ક્રોધ તે નરકનું બારણું, ક્રોધ દુરિત પક્ષપાતી રે. ૧
**પાપસ્થાનક** છઠ્ઠું પરિહરો, મન ધરી ઉત્તમ ખંતી રે;
ક્રોધભુજંગની જાંગુલી, એહ કહી જયવંતી રે. પાપ૦ ૨
પૂરવ કોડિ ચરણ ગુણે, ભાવ્યો છે આતમ જેણુ રે;
ક્રોધવિવશ હુંતા હોય ઘડી, હારે સવિ ફલ તેણુ રે. પાપ૦ ૩
બાલે આશ્રમ આપણો, ભજના અન્યને દાહે રે;
ક્રોધ કૃશાનુ સમાન છે, ટાલે પ્રશમ પ્રવાહે રે. પાપ૦ ૪
આક્રોશ તર્જના ઘાતના, ધર્મભ્રંશને ભાવે રે;
અગ્રિમ અગ્રિમ વિરહથી, લાભ તે શુદ્ધ સ્વભાવે રે. પાપ૦ ૫
ન હોય ને હોય તો ચિર નહિ, ચિર રહે તો ફલ–છેહો રે;
સજ્જનક્રોધ તે એહવો, જેહવો દુર્જન–નેહો રે. પાપ૦ ૬

ક્રોધી મુખે કટુ બોલણા, કંટકીયા કુટસાખી રે;
અહિત કલ્યાણકરા કહ્યા, દોષતરૂ-શત સાખી રે. પાપ૦ ૭
કૂરગડુ ચઉ તપ-કરા, ચરિત સુણી શમ આણો રે;
ઉપશમ સાર છે પ્રવચને, **સુજશ** વચન એ પ્રમાણો રે. પા૦ ૮



## ૭-માન પાપસ્થાનકની સજ્ઝાય.

[ નદી યમુનાકે તીર ઉડે દોય પંખિયાં-એ દેશી ]

પાપસ્થાનક કહે સાતમું શ્રી જિનરાજ એ,
માન માનવને હોય દુરિતશિરતાજ એ;
આઠ શિખર ગિરિરાજતણાં આડાં વલે,
નાવે વિમલાલોક તિહાં કિમ તમ ટલે ? ૧
પ્રજ્ઞામદ તપમદ વલી ગોત્રમદે ભર્યો,
આજીવિકા મદવંત ન મુક્તિ અંગીકર્યો;
ક્ષયોપશમ અનુસારે જો એહ ગુણ વહે,
શ્યો મદ કરવો એહમાં ? નિર્મદ સુખ લહે. ૨
ઉચ્ચભાવ દગદોષે મદજ્વર આકરો,
હોય તેહનો પ્રતિકાર કહે મુનિવર ખરો;
પૂર્વપુરૂષ સિંધુરથી લઘુતા ભાવવું,
શુદ્ધ ભાવન તે પાવન શિવસાધન નવું. ૩
માને ખોયું રાજ્ય લંકાનું રાવણે,
નરનું માન હરે હરિ આવી ઐરાવણે;
સ્થૂલિભદ્ર શ્રુતમદથી પામ્યા વિકાર એ,
માને જીવને આવે નરક અધિકાર એ. ૪

વિનય શ્રુત તપ શીલ ત્રિવર્ગ હણે સવે,
માન તે જ્ઞાનનો ભંજક હોય ભવોભવે;
લુંપક છેક વિવેકનયણનો માન છે,
એહને છાંડે તાસ ન દુઃખ રહે પછે. ૫
માને બાહુબલી વરસ લગે કાઉસ્સગ્ગ રહ્યા,
નિર્મદ ચક્રી સેવક હોય મુનિ સમ કહ્યા;
સાવધાન ત્યજી માન જે ધ્યાન ધવલ ધરે,
પરમા **સુજસ** રમા તસ આલિંગન કરે. ૬

## ૮–માયા પાપસ્થાનકની સજ્ઝાય.

[ સ્વામી સ્વયંપ્રભ સાંભળો, અરિહંતાજી–એ દેશી. ]

પાપસ્થાનક કહ્યું આઠમું, **સુણો સંતાજી!**
છાંડો માયા મૂલ; **ગુણવંતાજી!**
કષ્ટ કરે વ્રત આદરે, સુ૦ માયાયે તે પ્રતિકૂલ. ગુ૦ ૧
નગન માસ ઉપવાસિયા, સુ૦ સીથ લીએ કૃશ અન્ન; ગુ૦
ગર્ભ અનંતા પામશે, સુ૦ જો છે માયા મન્ન. ગુ૦ ૨
કેશ–લોચ–મલ–ધારણા, સુ૦ ભૂમિશય્યા વ્રત યાગ; ગુ૦
સુકર સકલ છે સાધુને, સુ૦ દુષ્કર માયા ત્યાગ. ગુ૦ ૩
નયન વચન આકારનું, સુ૦ ગોપન માયાવંત; ગુ૦
જેહ કરે અસતી પરે, સુ૦ તે નહિ હિતકર તંત. ગુ૦ ૪
કુસુમપુરે ઘરે શેઠને, સુ૦ હેઠે રહ્યો સંવિગ્ન; ગુ૦
ઉપરિ તસ બીજો રહ્યો, સુ૦ મુત્કલ પણ સુગુણજ્ઞ. ગુ૦ ૫
દંભી એક નિંદા કરે, સુ૦ બીજો ધરે ગુણ રાગ; ગુ૦
પહેલાને ભવ દુસ્તર કહે, સુ૦ બીજાને કેવલ તાગ. ગુ૦ ૬

વિધિ નિષેધ નવિ ઉપદિશે, સુ૦ એકાંતે ભગવંત; ગુ૦
કારણે નિષ્કપટી હવું, સુ૦ એ આણા છે તંત. ગુ૦ ૭
માયાથી અલગા ટલો, સુ૦ જિમ મિલો મુગતિશું રંગ; ગુ૦
**સુજસ**વિલાસ સુખી રહો, સુ૦ લક્ષણ આવે અંગ. ગુ૦ ૮

## ૯–લોભ પાપસ્થાનકની સજ્ઝાય.

[ જીરે મારે જાગ્યો કુમર જામ–એ દેશી. ]

જીરે મ્હારે લોભ તે દોષ અથોભ,
પાપસ્થાનક નવમું કહ્યું જીરેજી;
જી૦ સર્વ વિનાશનું મૂલ, એહથી કોણે ન સુખ લહ્યું જીરેજી.૧
જી૦ સુણીએ બહુ લોભાંધ, ચક્રવર્તી હરિની કથા જીરેજી;
જી૦ પામ્યા કટુક વિપાક, પીવત રક્ત જલો યથા જીરેજી. ૨
જી૦ નિર્ધનને શત ચાહ, શત લહે સહસ જોડિએ જીરેજી;
જી૦ સહસ લહે લખ લોભ, લખ લાભે મન કોડિએ જીરેજી. ૩
જી૦ કોટીશ્વર નૃપઋદ્ધિ, નૃપ ચાહે ચક્રીપણું જીરેજી;
જી૦ ચાહે ચક્રી સુરભોગ,
સુર ચાહે સુરપતિસુખ ઘણું જીરેજી. ૪
જી૦ મૂલે લઘુપણે લોભ, વાધે સરાવ પરે સહી જીરેજી;
જી૦ ઉત્તરાધ્યયને અનંત, ઇચ્છા આકાશ સમી કહી જીરેજી.૫
જી૦ સ્વયંભૂરમણ સમુદ્ર, કોઇક અવગાહી શકે જીરેજી;
જી૦ તે પણ લોભસમુદ્ર, પાર ન પામે બલ થકે જીરેજી. ૬
જી૦ કોઇક લોભને હેત, તપ શ્રુત હારે જે જડા જીરેજી;
જી૦ કાગ ઉડાવણ હેત, સુરમણિ નાખે તે ખડા જીરેજી. ૭
જી૦ લોભ તજે જે ધીર, તસ સવિ સંપત્તિ કિંકરી જીરેજી;
જી૦ **સુજસ** સુપુણ્યવિલાસ, ગાવે તસ સુરસુંદરી જીરેજી. ૮

## ૧૦–રાગ પાપસ્થાનકની સજ્ઝાય.

[ લઘુ પણ હું તુમ મન નવિ માવું રે–એ દેશી. ]

પાપસ્થાનક દશમું કહ્યું રાગ રે,
કુણહિ ન પામ્યો તેહનો તાગ રે;
રાગે વાહ્યા હરિ હર બંભા રે,
રાચે નાચે કરેય અચંભા રે. ૧

રાગ કેશરી છે વડ રાજા રે,
વિષયાભિલાષ તે મંત્રી તાજા રે;
જેહના છોરૂ ઇંદ્રિય પંચો રે,
તેહનો કીધો એ સકલ પ્રપંચો રે. ૨

જેહ સદાગમવશ હુઈ જાશે રે,
અપ્રમત્તતા શિખરે વાસે રે;
ચરણ ધરમ નૃપ શૈલ વિવેકે રે,
તેહશું ન ચલે રાગી ટેકે રે. ૩

બીજા તો સવિ રાગેં વાહ્યા રે,
એકાદશ ગુણઠાણે ઉમાહ્યા રે;
રાગે પાડ્યા તે નર ખુત્તા રે,
નરકનિગોદે મહાદુઃખ જુત્તા રે. ૪

રાગહરણ તપ જપ શ્રુત ભાખ્યા રે,
તેહથી પણ જિણે ભવફલ ચાખ્યા રે;
તેહનો કોઈ ન છે પ્રતિકારો રે,
અમીય હોય વિષ ત્યાં ક્યો ચારો રે? ૫

તપબલે છૂટ્યા તરણું તાણી રે,
કંચન કોડિ આષાઢભૂતિ નાણી રે;
નંદિષેણ પણ રાગે નડિયા રે,
શ્રુતનિધિ પણ વેશ્યાવશ પડિયા રે. ૬
બાવીશ જિન પણ રહી ઘરવાસે રે,
વરત્યા પૂરવ રાગ અભ્યાસે રે;
વજ્રબંધ પણ જસ બલ તૂટે રે,
નેહતંતુથી તેહ ન છૂટે રે. ૭
દેહઉચ્ચાટન અગ્નિનું દહવું રે,
ઘણ–કુટ્ટન એ સવિ દુઃખ સહવું રે;
અતિ ઘણું રાતી જે હોય મજીઠ રે,
રાગતણો ગુણ એહજ દીઠ રે. ૮
રાગ ન કરજો કોઇ નર કોઇશું રે,
નવિ રહેવાય તો કરજો મુનિશું રે;
મણિ જિમ ફણિ વિષનો તિમ તેહો રે,
રાગનું ભેષજ **સુજસ** સનેહો રે. ૯

## ૧૧–દ્વેષ પાપસ્થાનકની સજ્ઝાય.

[ લાલનની દેશી. ]

દ્વેષ ન ધરીએ લાલન દ્વેષ ન ધરીએ,
**દ્વેષ તજ્યાથી લાલન શિવસુખ વરીએ;** લા૦ શિ૦
પાપસ્થાનક અગ્યારમું કૂડું,
દ્વેષરહિત ચિત્ત **હોય** સવિ રૂડું. લા૦ હો૦ ૧
ચરણ કરણ ગુણ બની ચિત્રશાલી;
દ્વેષધૂમે હોય તે સવિ કાલી. લા૦ તે૦ ૨

દોષ બેંતાલીશ શુદ્ધઆહારી;
ધૂમ્રદોષે હોય **પ્રબલ** વિકારી. લા૦ પ્ર૦ ૩
ઉગ્ર વિહાર ને તપ જપ કિરિયા;
કરતા દ્વેષ તે **ભવ**માંહે ફિરિયા. લા૦ ભ૦ ૪
યોગનું અંગ અદ્વેષ છે પહેલું;
સાધન સવિ લહે **તેહથી** વહેલું. લા૦ તે૦ ૫
નિર્ગુણ તે ગુણવંત ન જાણે;
ગુણવંત તે ગુણ **દ્વેષમાં** તાણે. લા૦ દ્વે૦ ૬
આપ ગુણી ને વળી ગુણરાગી;
જગમાંહે તેહની **કીરતિ** જાગી. લા૦ કી૦ ૭
રાગ ધરીજે જિહાં ગુણ લહીએ;
નિર્ગુણ ઉપર **સમ**ચિત્ત રહીએ. લા૦ સ૦ ૮
ભવથિતિ ચિંતન **સુજશ**વિલાસે;
ઉત્તમના ગુણ **એમ** પ્રકાશે. લા૦ એ૦ ૯

## ૧૨-કલહ પાપસ્થાનકની સજ્ઝાય.

[ કિસકે ચેલે કિસકે પૂત-એ દેશી. ]

કલહ તે બારમું પાપનું સ્થાન, દુરગતિવનનું મૂલનિદાન,
**સાજન!** સાંભલો, મ્હોટો રોગ કલહ કાચકામલો;
દંતકલહ જે ઘરમાંહે હોય,
લચ્છી-નિવાસ તિહાં નવિ જોય. સા૦ ૧
શું સુંદરી તું ન કરે સાર ? ન કરે આપે કાંઈ ગમાર; સા૦
ક્રોધમુખી તું તુજને ધિક્કાર,
તુજથી અધિકો કુણ ? કલિકાર. સા૦ ૨

સાહમું બોલે પાપણી નિત્ત, પાપી તુજ પિતા જુઓ ચિત્ત; સા૦
દંતકલહ ઇમ જેહને થાય, તે દંપતીને સુખ કુણ હાય? સા૦ ૩
કાંટે કાંટે થાયે વાડ, બોલે બોલે વાધે રાડ; સા૦
જાણી મોન ધરે ગુણવંત, તે સુખ પામે અતુલ અનંત. સા૦ ૪
નિત્યે કલહણ કોહણશીલ, ભંડણશીલ વિવાદનશીલ; સા૦
ચિત્ત ઉતાપ ધરે જે એમ, સંયમ કરે નિરર્થક તેમ. સા૦ ૫
કલહ કરીને ખમાવે જેહ, લઘુ ગુરૂ આરાધક હોય તેહ; સા૦
કલહ સમાવે તે ધન્ન ધન્ન, ઉપશમસાર કહ્યિો સામન્ન. સા૦ ૬
નારદ નારી નિર્દય ચિત્ત, કલહ ઉદીરે ત્રણે નિત્ત; સા૦
સજ્જન સુજસ સુશીલ મહંત, વારે કલહ સ્વભાવે સંત. સા૦૭

## ૧૩–અભ્યાખ્યાન પાપસ્થાનકની સજ્ઝાય.

[ અરણિક મુનિવર ચાલ્યા ગોચરી–એ દેશી. ]

પાપસ્થાનક તે તેરમું છાંડીએ, અભ્યાખ્યાન દુરંતોજી;
અછતાં આળ જે પરનાં ઉચ્ચરે, દુઃખ પામે તે અનંતોજી.
**ધન! ધન! તે નર જે જિનમત ધરે૦** ૧
અછતે દોષે રે અભ્યાખ્યાન જે, કરે ન પૂરે હાણોજી;
તે તે દોષેરે તેહને દૂષિયે, ઇમ ભાખે જિનભાણોજી. ધ૦ ૨
જે બહુ મુખરી રે વળી ગુણ–મત્સરી, અભ્યાખ્યાની તે હોયજી;
પાતક લાગેરે અણકીધાં સહી, તે કીધું સવિ ખોયજી. ધ૦ ૩
મિથ્યામતિનીરે દશ સંજ્ઞા જિકે, અભ્યાખ્યાનના ભેદોજી;
ગુણ અવગુણનોરે જે કરે પાલટો, તે પામે બહુ ખેદોજી. ધ૦ ૪
પરને દોષ ન અછતા દીજીએ, પીજીએ જો જિનવાણીજી;
ઉપશમરસશું રે ચિત્તમાં ભીંજીએ, કીજીએ સુજસ કમાણીજી.
ધ૦ ૫

## ૧૪–પૈશુન્ય પાપસ્થાનકની સજ્ઝાય.

[ શિરોહીનો સાલુ હો કે ઉપર જોધપુરી–એ દેશી. ]

પાપસ્થાનક હો કે ચૌદમું આકરૂં,
પિશુનપણાનું હો કે વ્યસન છે અતિ બુરૂં;
અશન માત્રનો હો કે શુનક કૃતજ્ઞ છે,
તેહથી ભૂંડો હો કે પિશુન ભવે પછે. ૧
બહુ ઉપકરીએ હો કે પિશુનને પરે પરે,
કલહનો દાતા હો કે હોય તે ઉપરે;
દૂધે ધોયો હો કે વાયસ ઉજળો,
કિમ હોયે પ્રકૃતે હો કે જે છે શામળો. ૨
તિલહ તિલત્તણ હો કે નેહ છે ત્યાં લગે,
નેહ વિણ્ હો કે ખલ કહીએ જગે;
ઇમ નિઃસ્નેહી હો કે નિર્દય હૃદયથી,
પિશુનની વાતો હો કે નવિ જાયે કથી. ૩
ચાડી કરતાં હો કે વાડી ગુણતણી,
સૂકે ચૂકે હો કે ખ્યાતિ પુણ્યતણી;
કોઈ ન દેખે હો કે વદન પિશુનતણું,
નિર્મલ કુલને હો કે દિએ તે કલંક ઘણું. ૪
જિમ સજ્જનગુણ હો કે પિશુનને દૂષિયે,
તિમ તિણે સહેજે હો કે ત્રિભુવન ભૂષિયે;
ભસ્મે માંજ્યો હો કે દર્પણ હોય ભલો,
**સુજસ** સવાઈ હો કે સજ્જન સુકુલ–તિલો. ૫

## ૧૫–રતિ–અરતિ પાપસ્થાનકની સજ્ઝાય.

[ પ્રથમ ગોવાલા તણે ભવેજી–એ દેશી. ]

જિહાં રતિ કોઇક કારણેજી, અરતિ તિહાં પણ હોય;
પાપસ્થાનક તે પંદરમુંજી, તિણે એ એકજ જોય. ૧
**સુગુણ નર ! સમજો ચિત્તમોઝાર૦**
ચિત્ત અરતિ રતિ પાંખશુંજી, ઉડે પંખી રે નિત્ત;
પિંજર શુદ્ધ સમાધિમેંજી, રૂંધ્યો રહે તે મિત્ત. સુ૦ ૨
મનપારદ ઉડે નહિજી, પામી અરતિ રતિ આગ;
તો હુએ સિદ્ધિ કલ્યાણનીજી, ભાવઠ જાયે ભાગ. સુ૦ ૩
રતિવશે અરતિ કરીજી, ભૂતારત હોય જેહ;
તસ વિવેક આવે નહિજી, હોય ન દુઃખનો છેહ. સુ૦ ૪
નહિ રતિ અરતિ છે વસ્તુથીજી, તે ઉપજે મનમાંહિ;
અંગજ વલ્લભ સુત હુઓજી, યૂકાદિક નહિ કાંહિ. સુ૦ ૫
મનકલ્પિત રતિ અરતિ છે જી, નહિ સત્ય પર્યાય;
નહિ તો વેચી વસ્તુમાંજી, કિમ તે સવિ મિટ જાય. સુ૦ ૬
જેહ અરતિ રતિ નવિ ગણેજી, સુખ દુઃખ હોય સમાન;
તે પામે **જસ** સંપદાજી, વાધે જગ તસ વાન. સુ૦ ૭

## ૧૬–પર–પરિવાદ પાપસ્થાનકની સજ્ઝાય.

[ સાહેબ બાહુ જિણેસર વિનવું–એ દેશી. ]

**સુંદર ! પાપસ્થાનક** તજો સોલમું, પરનિંદા અસરાલ હો;
સુંદર ! નિંદક જે મુખરી હુએ, તે ચોથો ચંડાલ હો. સું૦ પા૦ ૧
સું૦ જેહને નિંદાનો ઢાલ છે, તપ કિરિયા તસ ફોક હો;
સું૦ દેવ કિલ્બિષ તે ઉપજે, એ ફલ રોકારોક હો. સુ૦ પા૦ ૨

સું૦ ક્રોધ અજીરણ તપતણું, જ્ઞાનતણું અહંકાર હો;
સું૦ પરનિંદા કિરિયાતણું, વમન અજીર્ણ આકાર હો. સું૦ પા૦ ૩
સું૦ નિંધનો જેહ સ્વભાવ છે, તાસ કથન નવિ નિંદ હો;
સું૦ નામ ધરી જે નિંદા કરે, તેહ મહામતિમંદ હો. સું૦ પા૦ ૪
સું૦ રૂપ ન કોઇનું ધારીએ, દાખીએ નિજ નિજ રંગ હો;
સું૦ તેહમાં કાંઈ નિંદા નહિ, બોલે બીજું અંગ હો. સું૦ પા૦ ૫
સું૦ એહ કુશીલણી એમ કહે, કોપ હુએ જેહ ભાખે હો;
સું૦ તેહ વચન નિંદાતણું, દશવૈકાલિક શાખે હો. સું૦ પા૦ ૬
સું૦ દોષનજરથી નિંદા હુએ, ગુણનજરે હુએ રાગ હો;
સું૦ જગ સવિ ચાલે માદલ મઢ્યો, સર્વગુણી વીતરાગ હો.
સું૦ પા૦ ૭
સું૦ નિજમુખ કનક કચોલડે, નિંદક પર-મલ લેઇ હો;
સું૦ જેહ ઘણા પર-ગુણ ગ્રહે, સંત તે વિરલા કોઈ હો. સું૦ પા૦ ૮
સું૦ પર પરિવાદ વ્યસન તજો, મ કરો નિજ-ઉત્કર્ષ હો;
સું૦ પાપ કરમ ઇમ સવિ ટલે, પામે શુભ જસ હર્ષ હો.
સું૦ પા૦ ૯



## ૧૭-માયા-મૃષાવાદ પાપસ્થાનકની સજ્ઝાય.

[ સખિ ! ચૈતર મહિને ચાલ્યા-એ દેશી. ]

સત્તરમું પાપનું ઠામ, પરિહરજો સદગુણ ધામ;
જિમ વાધે જગમાં મામ હો લાલ, માયામોસ ન કીજીયે. ૧
એ તો વિષને વલીય વઘાર્યું, એ તો શસ્ત્રને અવળું ધાર્યું;
એ તો વાઘનું બાલ વકાર્યું. હો લાલ— માયા૦ ૨

એ તો માચી ને મોસાવાઇ, થઇ મ્હોટા કરે ઠગાઈ;
તસ હેઠે ગઇ ચતુરાઈ. હો લાલ—                    માયા૦ ૩
બગલાં પરે પગલાં ભરતાં, થોડું બોલે જાણે મરતાં;
જગધંધે ઘાલે ફિરતાં. હો લાલ—                    માયા૦ ૪
જે કપટી બોલે જૂઠું, તસ લાગે પાપ અપૂઠું;
પંડિતમાં હોયે મુખ ભૂંડું. હો લાલ—                    માયા૦ ૫
દંભીનું જૂઠું મીઠું, તે નારી ચરિત્રે દીઠું;
પણ તે છે દુર્ગતિ ચીઠું. હો લાલ—                    માયા૦ ૬
જે જૂઠો દિયે ઉપદેશ, જનરંજનને ધરે વેશ;
તેનો જૂઠો સકલ કલેશ. હો લાલ—                    માયા૦ ૭
તેણે ત્રીજો મારગ ભાખ્યો, વેશ નિંદે દંભે રાખ્યો;
શુદ્ધ ભાષકે શમસુખ ચાખ્યો. હો લાલ—                    માયા૦ ૮
જૂઠું બોલી ઉદર જે ભરવું, કપટીને વેશે ફરવું;
તે જમવારે શું કરવું. હો લાલ—                    માયા૦ ૯
પંડે જાણે તો પણ દંભે, માયામોસને અધિક અચંભે;
સમકિતદૃષ્ટિ મન થંભે. હો લાલ—                    માયા૦ ૧૦
શ્રુતમર્યાદા નિરધારી, રહ્યા માયામોસ નિવારી;
શુદ્ધભાષકની બલિહારી. હો લાલ—                    માયા૦ ૧૧
જે માયાએ જૂઠ ન બોલે, જગ નહિ કોઈ તેહને તોલે;
તે રાજે સુજસ અમોલે. હો લાલ—                    માયા૦ ૧૨



## ૧૮-મિથ્યાત્વશલ્ય પાપસ્થાનકની સજ્ઝાય.

[ વીર જિણંદ જગત ઉપકારી-એ દેશી. ]

અઢારમું જે પાપનું થાનક, તે મિથ્યાત્વ પરિહરીએજી,
સત્તરથી પણ તે એક ભારી, હોએ તુલાએ જો ધરીએજી;
કષ્ટ કરો પરે પરે દમો અપ્પા, ધર્મઅર્થે ધન ખરચોજી,
પણ મિથ્યાત્વ છતે તે જૂઠું, તિણે તેહથી તુમે વિરચોજી. ૧

કિરિયા કરતો ત્યજતો પરિજન, દુઃખ સહતો મન રીઝેજી,
અંધ ન જીપે પરની સેના, તિમ મિથ્યાદૃષ્ટિ ન સીઝેજી;
વીરસેન શૂરસેન દૃષ્ટાંતે, સમકિતની નિર્યુક્તેજી,
જોઇને ભલી પરે મન ભાવો, એહ અરથ વર યુક્તેજી. ૨

ધમ્મે અધમ્મ અધમ્મે ધમ્મહ, સન્ના મગ્ગ ઉમગ્ગાજી,
ઉન્માર્ગે મારગની સન્ના, સાધુ અસાધુ સંલગ્ગાજી;
અસાધુમાં સાધુની મતિ, જીવે અજીવ અજીવ જીવ વેદો જી,
મુત્તે અમુત્ત અમુત્તે મુત્તહ, સન્ના એ દશ ભેદોજી. ૩

અભિગ્રહિક નિજ નિજ મતે અભિગ્રહ,
અનભિગ્રહિક સહુ સરિખાજી,
અભિનિવેશી જાણતો કહે જૂઠું, કરે ન તત્ત્વપરિખાજી;
સંશય તે જિનવચનની શંકા, અવ્યક્તે અનાભોગાજી,
એ પણ પાંચ ભેદ છે વિશ્રુત, જાણે સમજુ લોગાજી. ૪

લોક લોકોત્તર ભેદ એ ષડવિધ, દેવ ગુરૂ વલી પર્વજી,
શક્તે તિહાં લૌકિક ત્રણ આદર, કરતાં પ્રથમ નિગર્વજી;
લોકોત્તર દેવ માને નિયાણે, ગુરૂ જે લક્ષણ હીનાજી,
પર્વનિષ્ઠે ઇહ લોકને કાજે, માને ગુરૂપદ લીનાજી. ૫

એમ એકવીશ મિથ્યાત્વ ત્યજે જે, ભજે ચરણ ગુરૂકેરાંજી,
સજે ન પાપે રજે ન રાખે, મત્સર દ્રોહ અનેરાજી;
સમકિતધારી શ્રુતઆચારી, તેહની જગ બલિહારીજી,
શાસન સમકિતને આરાધે, તેહની કરો મનોહારીજી. ૬

મિથ્યાત્વ તે જગ પરમ રોગ છે, વલીય મહા અંધકારોજી,
પરમ શત્રુ ને પરમ શસ્ત્ર તે, પરમ નરક સંચારોજી;
પરમ દોહગને પરમ દરિદ્ર તે, પરમ સંકટ તે કહિએજી,
પરમ કંતાર પરમ દુર્ભિક્ષ તે, તે છાંડે સુખ લહીએજી. ૭

જે મિથ્યાત્વ લવલેશ ન રાખે, શુદ્ધો મારગ ભાખેજી,
તે સમકિત સુરતરૂ ફલ ચાખે, રહે વલી અણીએ આખેજી;
મહોટાઇ શી હોય? ગુણ પાખે, ગુણ પ્રભુ સમકિત દાખેજી,
**શ્રી નયવિજય** વિબુધ પય સેવક, વાચક **જસ** ઇમ ભાખેજી. ૮

ઇતિ શ્રી અઢાર પાપસ્થાનકની સજઝાય સંપૂર્ણ.

# મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી વિરચિત
# આઠ યોગ-દૃષ્ટિની સજ્ઝાય.

## ઢાલ-પહેલી.

## પ્રથમ મિત્રા દૃષ્ટિ-વિચાર.

[ મુજને ચાર શરણાં હોજો-એ દેશી. ]

શિવ સુખ કારણ ઉપદિશી, યોગ તણી અડદિટ્ઠી રે;
તે ગુણ થુણી જિનવીરનો, કરશું ધર્મની પુટ્ઠી રે.
વીર જિણેસર દેશના૦ ૧

સઘન અઘન દિન રયણીમાં, બાલ વિકલ ને અનેરા રે;
અરથ જોયે જિમ જૂજૂઆ, ઓઘ નજરે તિમ ફેરા રે. વીર૦ ૨

દર્શન જે હુઆં જૂજૂઆ, તે ઓઘ નજરને ફેરે રે;
ભેદ થિરાદિક દૃષ્ટિમાં, સમકિતદૃષ્ટિને હેરે રે. વીર૦ ૩

દર્શન સકલના નય ગ્રહે, આપ રહે નિજ ભાવે રે;
હિતકરી જનને સંજીવની, ચારો તેહ ચરાવે રે. વીર૦ ૪

દૃષ્ટિ થિરાદિક ચારમાં, મુગતિ પ્રયાણ ન ભાજે રે;
રયણી શયન જિમ શ્રમ હરે, સુર નર સુખ તિમ છાજે રે. વીર૦ ૫

એહ પ્રસંગથી મેં કહ્યું, પ્રથમ દૃષ્ટિ હવે કહિયે રે;
જિહાં **મિત્રા** તિહાં બોધ જે, તે તૃણ અગનિસ્યો લહિયે રે. વીર૦ ૬

વ્રત પણ યમ ઇહાં સંપજે, ખેદ નહિ શુભ કાજે રે;
દ્વેષ નહિ વલી અવરશ્યું, એહ ગુણ અંગે વિરાજે રે. વીર૦ ૭

યોગનાં બીજ ઇહાં ગ્રહે, જિનવર શુદ્ધ પ્રણામો રે;
ભાવાચારજ-સેવના, ભવ ઉદ્વેગ સુઠામો રે. વીર૦ ૮

દ્રવ્ય અભિગ્રહ પાલવા, ઔષધ પ્રમુખને દાને રે;
આદર આગમ આસરી, લિખનાદિક બહુમાને રે. વીર૦ ૯
લેખન પૂજન આપવું, શ્રુત વાચના ઉદ્ગ્રાહો રે;
ભાવ વિસ્તાર સજ્ઝાયથી, ચિંતન ભાવન ચાહો રે. વીર૦ ૧૦
બીજ કથા ભલી સાંભલી, રોમાંચિત હુએ દેહ રે;
એહ અવંચક યોગથી, લહિયે ધરમ સનેહ રે. વીર૦ ૧૧
સદ્ગુરૂ યોગે વંદન ક્રિયા, તેહથી ફલ હોએ જેહો રે;
યોગ-ક્રિયા-ફલ ભેદથી, ત્રિવિધ અવંચક એહો રે. વીર૦ ૧૨
ચાહે ચકોર તે ચંદને, મધુકર માલતી ભોગી રે;
તિમ ભવી સહજ ગુણે હોયે, ઉત્તમ નિમિત્ત સંયોગી રે. વીર૦ ૧૩
એહ અવંચક યોગ તે, પ્રગટે ચરમાવર્તે રે;
સાધુને સિદ્ધ દશા સમું, બીજનું ચિત્ત પ્રવર્તે રે. વીર૦ ૧૪
કરણ અપૂર્વના નિકટથી, જે પહેલું ગુણઠાણું રે;
મુખ્યપણે તે ઇહાં હોએ, **સુજસ** વિલાસનું ટાણું રે. વીર૦ ૧૫



## ઢાલ-બીજી.

### બીજી તારા દૃષ્ટિ-વિચાર.

[ મન મોહન મેરે-એ દેશી. ]

દર્શન **તારા** દૃષ્ટિમાં, મન મોહન મેરે, ગોમય-અગનિ સમાન; મ૦
શૌચ સંતોષ ને તપ ભલા, મ૦ સજ્ઝાય ઇશ્વર ધ્યાન. મ૦ ૧
નિયમ પંચ ઇહાં સંપજે, મ૦ નહિ ક્રિયા-ઉદ્વેગ; મ૦
જિજ્ઞાસા ગુણ તત્ત્વની, મ૦ પણ નહિ નિજ હઠ ટેગ. મ૦ ૨

એહ દૃષ્ટિ હોય વરતતાં, મ૦ યોગ કથા બહુ પ્રેમ; મ૦
અનુચિત તેહ ન આચરે, મ૦ વાલ્યો વલે જિમ હેમ. મ૦ ૩
વિનય અધિક ગુણીનો કરે, મ૦ દેખે નિજ ગુણ-હાણ; મ૦
ત્રાસ ધરે ભવ ભય થકી, મ૦ ભવ માને દુઃખ-ખાણ. મ૦ ૪
શાસ્ત્ર ઘણાં મતિ થોડલી, મ૦ શિષ્ટ કહે તે પ્રમાણ;
**સુજસ** લહે એહ ભાવથી, મ૦ ન કરે જૂઠ ડફાણ. મ૦ ૫

## ઢાલ-ત્રીજી.

### ત્રીજી બલાદૃષ્ટિ-વિચાર.

[ પ્રથમ ગોવાલા તણે ભવેજી રે-એ દેશી. ]

ત્રીજી દૃષ્ટિ **બલા** કહીજી, કાષ્ટ-અગનિ સમ બોધ;
ક્ષેપ નહિ આસન સધેજી, શ્રવણ સમીહા શોધ રે.
**જિનજી** ! ધન ધન તુજ ઉપદેશ૦ ૧
તરૂણ સુખી સ્ત્રી પરિવર્યોજી, જિમ ચાહે સુરગીત;
સાંભલવા તિમ તત્ત્વનેજી, એ દૃષ્ટિ સુવિનીત રે. જિ૦ ધ૦ ૨
સરિ એ બોધ-પ્રવાહનીજી, એ વિણ શ્રુત થલ કૂપ;
શ્રવણ સમીહા તે કિસીજી, શયિત સુણે જિમ ભૂપ રે.
જિ૦ ધ૦ ૩
મન રીઝે તનુ ઉલ્લસેજી, રીઝે બુઝે એક તાન;
તે ઇચ્છા વિણુ ગુણ-કથાજી, બહિરા આગલ ગાન રે. જિ૦ ધ૦ ૪
વિઘન ઇહાં પ્રાયે નહિજી, ધર્મ-હેતુ માંહે કોય;
અનાચાર-પરિહારથીજી, **સુજસ** મહોદય હોય રે. જિ૦ ધ૦ ૫



## ઢાલ-ચોથી.

### ચોથી દીપ્રા દૃષ્ટિ-વિચાર.

[ ઝાંઝરીયા મુનિવર ધન ધન તુમ અવતાર-એ દેશી. ]

યોગ દૃષ્ટિ ચોથી કહીજી, **દીપ્રા** તિહાં ન ઉત્થાન;
પ્રાણાયામ તે ભાવથીજી, દીપ-પ્રભાસમ જ્ઞાન.
**મન મોહન જિનજી!** મીઠી તાહરી વાણી૦ ૧
બાહ્ય ભાવ રેચક ઇહાંજી, પૂરક અંતર ભાવ;
કુંભક થિરતા ગુણે કરીજી, પ્રાણાયામ સ્વભાવ. મન૦ ૨
ધર્મ અરથે ઇહાં પ્રાણનેજી, છાંડે પણ નહિ ધર્મ;
પ્રાણ અરથે સંકટ પડેજી, જૂઓ એ દૃષ્ટિનો મર્મ. મન૦ ૩
તત્ત્વશ્રવણ મધુરોદકેજી, ઇહાં હોએ બીજ-પ્રરોહ;
ખાર ઉદક સમ ભવ તજેજી, ગુરૂભગતિ અદ્રોહ. મન૦ ૪
સૂક્ષ્મ બોધ તો પણ ઇહાંજી, સમકિત વિણ નવિ હોય;
વેદ્ય સંવેદ્યપદે કહ્યોજી, તે ન અવેદ્યે જોય. મન૦ ૫
વેદ્ય બંધ શિવહેતુ છેજી, સંવેદન તસ નાણ;
નય-નિક્ષેપે અતિ ભલુંજી, વેદ્ય સંવેદ્ય પ્રમાણ. મન૦ ૬
તે પદ ગ્રંથી-વિભેદથીજી, છેહલી પાપ-પ્રવૃત્તિ;
તપ્ત લોહ પદ ધૃતિ સમીજી, તિહાં હોએ અંતે નિવૃત્તિ. મન૦ ૭
એહ થકી વિપરીત છેજી, પદ તે અવેદ્ય સંવેદ્ય;
ભવ-અભિનંદી જીવનેજી, તે હોએ વજ્ર અભેદ્ય. મન૦ ૮
લોભી-કૃપણ-દયામણોજી, માયી-મચ્છર ઠાણ;
ભવ-અભિનંદી ભયભર્યોજી, અફલ આરંભ અયાણ. મન૦ ૯
એહવા અવગુણવંતનુંજી, પદ જે અવેદ્ય કઠોર;
સાધુ સંગ આગમ તણોજી, તે જીતે ધરી જોર. મન૦ ૧૦

તે જીતે સહુજે ટલેજી, વિષમ કુતર્ક પ્રકાર;
દૂર નિકટ હાથી હણેજી, જિમ એ બઠર વિચાર. મન૦ ૧૧
'હું પામ્યો સંશય નહિજી,' મૂરખ કરે એ વિચાર;
આલસુઆ ગુરૂ શિષ્યનોજી, તે તો વચન પ્રકાર. મન૦ ૧૨
ધીજે તે પતિ આવવુંજી, આપ-મતે અનુમાન;
આગમને અનુમાનથીજી, સાચું લહે સુજ્ઞાન. મન૦ ૧૩
નહિ સર્વજ્ઞ તે જૂજૂઆજી, તેહના જે વલી દાસ;
ભગતિ દેવની પણ કહીજી, ચિત્ર અચિત્ર પ્રકાશ. મન૦ ૧૪
દેવ સંસારી અનેક છેજી, તેહની ભક્તિ વિચિત્ર;
એક રાગ પર દ્વેષથીજી, એક મુક્તિની અચિત્ર. મન૦ ૧૫
ઇંદ્રિયાર્થગત બુદ્ધિ છેજી, જ્ઞાન છે આગમ હેત;
અસંમોહ શુભ કૃતિ ગુણેજી, તેણે ફલ ભેદ સંકેત. મન૦ ૧૬
આદર ક્રિયા-રતિ ઘણીજી, વિઘન ટલે મિલે લચ્છી;
જિજ્ઞાસા બુધ સેવનાજી, શુભ કૃતિ ચિન્હ પ્રત્યચ્છી. મન૦ ૧૭
બુદ્ધિ ક્રિયા ભવફલ દિએજી, જ્ઞાન ક્રિયા શિવ અંગ;
અસંમોહ ક્રિયા દિએજી, શીઘ્ર મુગતિ ફલ ચંગ. મન૦ ૧૮
પુદ્ગલ રચના કારમીજી, તિહાં જસ ચિત્ત ન લીન;
એક માર્ગ તે શિવ તણોજી, ભેદ લહે જગ દીન. મન૦ ૧૯
શિષ્યભણી જિન દેશનાજી, કે જન પરિણતિ ભિન્ન;
કે મુનિની નય દેશનાજી, પરમાર્થથી અભિન્ન. મન૦ ૨૦
શબ્દભેદ-ઝગડો કિશ્યોજી, પરમારથ જો એક;
કહો ગંગા કહો સુરનદીજી, વસ્તુ ફિરે નહિ છેક. મન૦ ૨૧
ધર્મ ક્ષમાદિક પણ મિટેજી, પ્રગટે ધર્મ-સંન્યાસ;
તો ઝઘડા ઝોંટા તણોજી, મુનિને કવણ અભ્યાસ. મન૦ ૨૨

અભિનિવેશ સઘલો ત્યજીજી, ચાર લહી જેણે દૃષ્ટિ;
તે લહેસ્યે હવે પાંચમીજી, **સુજસ** અમૃત ઘન વૃષ્ટિ. મન૦ ૨૩

## ઢાલ-પાંચમી.

### પાંચમી થિરા દૃષ્ટિ-વિચાર.

[ ધન ધન સંપ્રતિ સાચો રાજા-એ દેશી. ]

દૃષ્ટિ **થિરા** માંહે દર્શન નિત્યે, રત્ન-પ્રભા સમ જાણો રે;
ભ્રાંતિ નહિ વલી બોધ તે સૂક્ષ્મ, પ્રત્યાહાર વખાણો રે. ૧
**એ ગુણ વીર તણો ન વિસારૂં,** સંભારૂં દિનરાત રે;
પશુ ટાલી સુર રૂપ કરે જે, સમકિતને અવદાત રે. એ ગુણ૦ ૨
બાલ ધુલિ ઘર લીલા સરિખી, ભવ-ચેષ્ટા ઈહાં ભાસે રે;
ઋદ્ધિ વૃદ્ધિ ઘટમાં સવિ પ્રગટે, અષ્ટ મહા-સિદ્ધિ પાસે રે.
એ ગુણ૦ ૩
વિષય વિકારે ન ઈંદ્રિય જોડે, તે ઇહાં પ્રત્યાહારો રે;
કેવલ જ્યોતિ તે તત્ત્વ પ્રકાશે, શેષ ઉપાય અસારો રે.
એ ગુણ૦ ૪
શીતલ ચંદનથી પણ ઉપન્યો, અગનિ દહે જિમ વનને રે;
ધર્મ-જનિત પણ ભોગ ઇહાં તિમ, લાગે અનિષ્ટ તે મનને રે.
એ ગુણ૦ ૫
અંશે હોય ઇહાં અવિનાશી, પુદ્ગલ જાલ તમાસી રે;
ચિદાનંદઘન **સુજસ**વિલાસી, કિમ હોય જગનો આશી રે.
એ ગુણ૦ ૬



## ઢાલ-છઠ્ઠી.

### છઠ્ઠી કાન્તા દૃષ્ટિ-વિચાર.

[ સિદ્ધારથના રે નંદન વિનવું-એ દેશી.]

અચપલ રોગ રહિત નિષ્ઠુર નહિ, અલ્પ હોય દોય નીતિ;
ગંધ તે સારો રે કાન્તિ પ્રસન્નતા, સુસ્વર પ્રથમ પ્રવૃત્તિ.
**ધન ધન શાસન શ્રી જિનવરતણું**-એ આંકણી૦ ૧
ધીર પ્રભાવી રે આગલે યોગથી, મિત્રાદિક યુત ચિત્ત;
લાભ ઇષ્ટનો રે દ્વંદ્વ અધૃષ્યતા, જન પ્રિયતા હોય નિત્ત. ધન૦ ૨
નાશ દોષનો રે તૃપતિ પરમ લહે, સમતા ઉચિત સંયોગ;
નાશ વયરનો રે બુદ્ધિ ઋતંભરા, એ નિષ્પન્નહ યોગ. ધન૦ ૩
ચિન્હ યોગનાં રે જે પરગ્રંથમાં, યોગાચારય દિટ્ઠ;
પંચમ દૃષ્ટિ થકી સવિ જોડીયે, એહવા તેહ ગરિટ્ઠ. ધન૦ ૪
છઠ્ઠી દિટ્ઠિ રે હવે **કાન્તા** કહું, તિહાં તારાભ-પ્રકાશ;
તત્ત્વમીમાંસા રે દૃઢ હોયે ધારણા, નહિ અન્ય શ્રુત વાસ. ધન૦ ૫
મન મહિલાનું રે વાહલા ઉપરે, બીજાં કામ કરંત;
તિમ શ્રુતધર્મે રે એહમાં મન ધરે, જ્ઞાનાક્ષેપકવંત. ધન૦ ૬
એહવે જ્ઞાને રે વિઘન-નિવારણા, ભોગ નહિ ભવ હેત;
નવિ ગુણ દોષ ન વિષય સ્વરૂપથી, મનગુણ અવગુણ ખેત. ધન૦ ૭
માયા પાણી રે જાણી તેહને, લંઘી જાએ અડોલ;
સાચું જાણી રે તે બીહતો રહે, ન ચલે ડામાડોલ. ધન૦ ૮
ભોગ તત્ત્વને રે ઇમિ ભય નવિ ટલે, જૂઠા જાણે રે ભોગ;
તે એ દૃષ્ટે રે ભવસાયર તરે, લહે વલી **સુજસ** સંયોગ. ધન૦ ૯

## ઢાલ-સાતમી.

### સાતમી પ્રભાદૃષ્ટિ-વિચાર.

[ ત્રીજે ભવવર થાનક તપ કરી-એ દેશી. ]

અર્ક-પ્રભાસમ બોધ પ્રભામાં, ધ્યાન-પ્રિયા એ દિટ્ઠિ;
તત્ત્વતણી પ્રતિપત્તિ ઇહાં વલી, રોગ નહિ સુખ-પુટ્ઠિ રે.
**ભવિકા ! વીર-વચન ચિત્ત ધરીયે**-એ આંકણી૦
સઘલું પરવશ તે દુઃખ લક્ષણ, નિજ વશ તે સુખ લહિએ;
એ દૃષ્ટેં આતમગુણ પ્રગટે, કહો સુખ તે કુણ કહિએ રે. ભ૦
નાગર સુખ પામર નવિ જાણે, વલ્લભ-સુખ ન કુમારી;
અનુભવ વિણ તિમ ધ્યાનતણું સુખ, કુણ જાણે નરનારી રે. ભ૦
એહ દૃષ્ટિમાં નિર્મલ બોધે, ધ્યાન સદા હોએ સાચું;
દૂષણ રહિત નિરંતર જ્યોતિએ, રતન તે દીપે જાચું રે. ભ૦
વિસભાગક્ષય શાંતવાહિતા, શિવમારગ ધ્રુવ નામ;
કહે અસંગ ક્રિયા ઇહાં યોગી, વિમલ **સુજસ** પરિણામ રે ભ૦

## ઢાલ-આઠમી.

### આઠમી પરા દૃષ્ટિ-વિચાર.

[ તુજ સાથે નહિ બોલું મારા વ્હાલા ! તેં મુજને વિસારીજી-એ દેશી

દૃષ્ટિ આઠમી સાર સમાધિ, **નામ પરા** તસ જાણુંજી,
આપ સ્વભાવે પ્રવૃત્તિ પૂરણ, શશિસમ બોધ વખાણુંજી,
નિરતિચાર પદ એહમાં યોગી, કહિયે નહિ અતિચારીજી,
આરોહે આરૂઢે ગિરિને, તિમ એહની ગતિ ન્યારીજી.

ચંદન ગંધ સમાન ક્ષમા ઇહાં, વાસકને ન ગવેષેજી,
આસંગે વર્જિત વલી એહમાં, કિરિયા નિજ ગુણ લેખેજી;
શિક્ષાથી જિમ રતનનિયોજન, દૃષ્ટિ ભિન્ન તિમ એહોજી,
તાસ નિયોગે કરણ અપૂર્વ, લહે મુનિ કેવલ-ગેહોજી. ૨

ક્ષીણદોષ સર્વજ્ઞ મહામુનિ, સર્વ લબ્ધિ-ફલ ભોગીજી,
પર ઉપગાર કરી શિવસુખ તે, પામે યોગ અયોગીજી;
સર્વ શત્રુક્ષય સર્વ વ્યાધિલય, પૂરણ સર્વ સમીહાજી,
સર્વ અરથ યોગે સુખ તેહથી, અનંત ગુણહ નિરીહાજી. ૩

## ઉપસંહાર.

એ અડ દિટ્ઠિ કહી સંક્ષેપે, **યોગશાસ્ત્ર** સંકેતેજી,
કુલયોગીને પ્રવૃત્તચક્ર જે, તેહ તણે હિત હેતેજી;
યોગી કુલે જાયા તસ ધર્મે, અનુગત તે 'કુલયોગી'જી,
અદ્વેષી ગુરૂ-દેવ-દ્વિજ-પ્રિય, દયાવંત ઉપયોગી જી. ૪
શુશ્રૂષાદિક અડ ગુણ સંપૂરણ, 'પ્રવૃત્તચક્ર' તે કહિયેજી,
યમદ્વય-લાભી પરદુગ અર્થી, આદ્ય અવંચક લહિયેજી;
ચાર અહિંસાદિક યમ ઈચ્છા, પ્રવૃત્તિ થિર સિદ્ધિ નામેજી,
શુદ્ધ રૂચે પાલ્યે અતિચારહ, ટાલે ફલ પરિણામેજી. ૫
કુલ-યોગી ને પ્રવૃત્તચક્રને, શ્રવણ શુદ્ધિ પક્ષપાતજી,
યોગદૃષ્ટિ ગ્રંથે હિત હોવે, તેણે કહી એ વાતજી;
શુદ્ધ ભાવ ને સૂની કિરિયા, બેહુમાં અંતર કેતોજી?
ઝલહલતો સૂરજ ને ખજૂઓ, તાસ તેજમાં જેતોજી. ૬

ગુહ્ય ભાવ એ તેહને કહિયે, જેહશું અંતર ભાંજેજી,
જેહશું ચિત્ત પટંતર હોવે, તેહશું ગુહ્ય ન છાજેજી;
યોગ્ય અયોગ્ય વિભાગ અલહતો, કહસ્યે મોટી વાતોજી,
ખમસ્યે તે પંડિત–પરષદમાં, મુષ્ટિ–પ્રહાર ને લાતોજી. ૭

સભા ત્રણ શ્રોતા ગુણ અવગુણ, નંદી સૂત્રે દીસેજી,
તે જાણી એ ગ્રંથ યોગ્યને, દેજો સુગુણ જગીશેજી;
લોક પૂર્યો નિજ નિજ ઇચ્છા, યોગ ભાવ ગુણ રયણેજી,
શ્રી **નયવિજય** વિબુધ પય સેવક, વાચક **જસ**ને વયણેજી. ૮

ઇતિ શ્રી આઠદૃષ્ટિની સજ્ઝાય સંપૂર્ણ.

પંડિત શ્રી સકલચંદજી ઉપાધ્યાય વિરચિત

# બાર ભાવનાની સજઝાય.

## પીઠ બંધની ઢાલ-પહેલી.

[ રાગ-રામગ્રી. ]

**વિમલ** કુલકમલના હંસ તું જીવડા,
ભુવનના ભાવ ચિત્ત જો વિચારી;
જેણે નર મનુજગતિ રત્ન નવિ કેળવ્યું,
તેણે નરનારી મણિ કોડિ હારી. વિમલ૦ ૧
જેણે સમકિત ધરી સુકૃતમતિ અનુસરી,
તેણે નરનારી નીજ ગતિ સમારી;
વિરતિ નારી વરી કુમતિમતિ પરિહરી,
તેણે નરનારી સબ કુગતિ વારી. વિમલ૦ ૨
જૈનશાસન વિના જીવ જતના વિના,
જે જના જગ ભમે ધર્મહીના;
જૈનમુનિદાન-બહુમાનહીના નરા,
પશુ પરે તે મરે ત્રિજગ દીના. વિમલ૦ ૩
જૈનના દેવગુરૂ ધર્મગુણ ભાવના,
ભાવ નિતુ જ્ઞાનલોચન વિચારી;
કર્મભરનાશિની બાર વર ભાવના,
ભાવ નિત જીવ! તું આપ તારી. વિમલ૦ ૪

સર્વગતિમાંહિ વર નરભવો દુલ્લહો,
સર્વ ગુણરત્નનો શોધિકારી;
સર્વજગજંતુને જેણે હિત કીજીએ,
સોઈ મુનિ વંદીએ શ્રુત વિચારી—
**સકલ** મુનિ વંદીએ શ્રુત વિચારી. વિમલ૦ ૫

## પીઠબંધની ઢાલ-બીજી.

[ રાગ-કેદારો. ]

**ભાવના** માલતી ચૂસીએ, ભ્રમર પરે જેણે મુનિરાજ રે;
તેણે નિજ આતમા વાસીએ, ભરત પરે મુક્તિનું રાજ રે. ભા૦ ૧
ભાવના કુસુમશું વાસિયા, જે કરે પુન્યના કાજ રે;
તે સવે અમર-તરૂ પરે ફલે, ભાવના દિયે શિવ-રાજ રે. ભા૦ ૨
ભૂમિજનનીથકી ઉપના, સુત પરે જે જગ ભાવ રે;
તે સવિ ભૂભુજંગી ગલે, જિમ ગલે વનતરૂ દાવ રે. ભા૦ ૩
ભૂમિના વર અનંતા ગયા, ભૂમિ નવિ ગઈ કિણ સાથ રે;
ઋદ્ધિ બહુ પાપે જે તસ મિલી, તે ન લીધી કુણે સાથ રે. ભા૦ ૪
ગઈય દ્વારાવતી હરિ ગયા, અથિર સબ લોકની ઋદ્ધિ રે;
સુણીઅ તે પાંડવા મુનિ હવા, તેણે વરી અચલપદ સિદ્ધિ રે. ભા૦ ૫
રાજના પાપભર શિર થકે, જસ હુવા શુદ્ધ પરિણામ રે;
ભરત ભૂપતિ પરે તેહને, ભાવના પુણ્યના ગ્રામ રે. ભા૦ ૬
રાજના પાપભર શિર થકે, જસ હુવા શુદ્ધ મન ભાવ રે;
ભાવના સિંધુમાં તે ગળે, ઉતરે મોહ મદ તાવ રે. ભા૦ ૭
જે પદારથ નવિ આપણો, તે સવિ પ્રેમ રતિ બંધ રે;
જો ગણે તેહ તું આપણો, જીવ તુંહી મતિ અંધ રે. ભા૦ ૮

કૃષ્ણલેશ્યા વશે કીજીએ, કર્મ જે રૌદ્ર પરિણામ રે;
તે સવે ધર્મ નવિ જાણીએ, શુભ હવે શુદ્ધ પરિણામ રે. ભા૦ ૯
જે જગ આશ્રવા જિને ભણ્યા, તે સવે સંવર હોય રે;
[૧]ધર્મ જે શુદ્ધ ભાવે કરે, તે તસ સંવર જોય રે. ભા૦ ૧૦

## ઢાલ-ત્રીજી.

## પહેલી અનિત્ય ભાવના.

[ રાગ-રામગ્રી. ]

મુંઝ મા મુંઝ મા મોહમાં મુંઝ મા,
શબ્દ વર રૂપ રસ ગંધ દેખી;
અથિર તે અથિર તું અથિર તનુ જીવિતં,
સમજ મન ગગન હરિચાપ પેખી. મુંઝ મા૦ ૧
લચ્છી સરિય-ગતિ પરે એક ઘર નવિ રહે,
દેખતાં જાય પ્રભુજીવ લેતી;
અથિર સવિ વસ્તુને કાજ મૂઢો કરે,
જીવડો પાપની કોડી કેતી. મુંઝ મા૦ ૨
ઉપની વસ્તુ સવિ કારમી નવિ રહે,
જ્ઞાનશું ધ્યાનમાં જો વિચારી;
ભાવ ઉત્તમ ધર્યા અધમ સબ ઉદ્ધર્યા,
સંહરે કાલ દિનરાતિ ચારી. મુંઝ મા૦ ૩
દેખ કલિ કૂતરો સર્વ જગને ભખે,
સંહરી ભૂપ નર કોટી કોટી;
અથિર સંસારને થિરપણે જે ગણે,
જાણ તસ મૂઢની બુદ્ધિ ખોટી. મુંઝ મા૦ ૪

---

૧-ધર્મ જે અશુદ્ધ ભાવે કરે, તે તસ આશ્રવા જોય રે.

રાય મમ રાજની ઋદ્ધિશું પરિવર્યો,
અંતે સબ ઋદ્ધિ વિસરાલ હોશે;
ઋદ્ધિ સાથે સવિ વસ્તુ મૂકી જતે,
દિવસ દો તીન પરિવાર રોશે. મુંઝ મા૦ ૫
કુસુમ પરે યૌવનં જલબિંદુ સમ જીવિતં,
ચંચલં નરસુખં દેવભોગો;
અવધિ મન કેવલી સુકવિ વિદ્યાધરા,
કલિયુગે તેહનો પણ વિયોગો. મુંઝ મા૦ ૬
ધન્ય અનિકાસુતો ભાવના ભાવતો,
કેવલી સુરનદીમાંહિ સિદ્ધો;
ભાવના સુરલતા જેણે મન રોપવી,
તેણે શિવનારી પરિવાર રૂદ્ધો. મુંઝ મા૦ ૭

## ઢાલ-ચોથી.

### બીજી અશરણ ભાવના.

[ સાંભળજો મુનિ સંયમ રાગે—એ દેશી. ]

**કો નવિ શરણું** કો નવિ શરણું, મરતાં કુણને પ્રાણી રે;
બ્રહ્મદત્ત મરતો નવિ રાખ્યો, જસ હય ગય બહુ રાણી રે.
કો નવિ૦ ૧

માત પિતાદિક ટગમગ જોતાં, યમ લે જનને તાણી રે;
મરણ થકી સુરપતિ નવિ છૂટે, નવિ છૂટે ઇન્દ્રાણી રે. કો નવિ૦ ૨
હય ગય પય રથ કોડે વિંટયા, રહે નિત રાણા રાય રે;
બહુ ઉપાય તે જીવન કાજે, કરતાં અશરણ જાય રે. કો નવિ૦ ૩
મરણ બીતિથી કદાપિ જીવો, જો પેસે પાયાલે રે;
ગિરિદરી વન અંબુધિમાં જાવે, તોભી હરિઓ કાલે રે. કો નવિ૦ ૪

અષ્ટાપદ જેણે બલે ઉપાડ્યો, સો દશમુખ સંહરિયો રે;
કો જગ ધર્મ વિના નવિ તરિયો, પાપે કો નવિ તરિયો રે.
કો નવિ૦ ૫

અશરણુ અનાથ જીવહ જીવન, શાન્તિનાથ જગ જાણો રે;
પારેવો જેણે શરણે રાખ્યો, મુનિ તસ ચરિત વખાણો રે.
કો નવિ૦ ૬

મેઘકુમાર જીવ ગજરાજે, સસલો શરણે રાખ્યો રે;
વીર પાસ જેણે ભવભય કચરો, તપ સંયમશું નાખ્યો રે.
કો નવિ૦ ૭

મત્સ્ય પરે રોગે તડફડતા, કોણે નવિ સુખ કરિયો રે;
અશરણુ અનાથ ભાવના ભરિયો, અનાથી મુનિ નિસરિયો રે.
કો નવિ૦ ૮

## ઢાલ-પાંચમી.

### ત્રીજી સંસાર ભાવના.

[ રાગ-કેદારો. ]

**સર્વ** સંસારના ભાવ તું, સમ ધરી જીવ! સંભાર રે;
તે સવે તેં પણુ અનુભવ્યા, હૃદયમાં તેહ ઉતાર રે. સર્વ૦ ૧
સર્વતનુમાં વસી નિસર્યો, તેં લીયા સર્વ અધિકાર રે;
જાતિ ને યોનિ સબ અનુભવ્યા, અનુભવ્યા સર્વ આહાર રે.
સર્વ૦ ૨

સર્વસંયોગ તેં અનુભવ્યા, અનુભવ્યા રોગ ને શોગ રે;
અનુભવ્યો સુખદુઃખકાલ તેં, પણ લીયો નવિ જિન-યોગ રે.
સર્વ૦ ૩

સર્વ જન નાતરા અનુભવ્યા, પહેરિયા સર્વ શણગાર રે;
પુદ્ગલા તેં પરાવર્તીયા, નવિ નમ્યા જિન અણગાર રે. સર્વ૦ ૪
પાપના શ્રુત પણ તેં ભણ્યા, તેં કર્યાં મોહના ધ્યાન રે;
પાપના દાન પણ તેં દિયા, નવિ દિયા પાત્રમેં દાન રે. સર્વ૦ ૫
વેદ પણ તીન તેં અનુભવ્યા, તેં ભણ્યા પરતણા વેદ રે;
સર્વ પાખંડ તેં અનુભવ્યા, તિહાં ન સંવેગ નિર્વેદ રે. સર્વ૦ ૬
રાવણ્યો જીવ મિથ્યામતિ, પશુ હણ્યા ધર્મને કાજ રે;
કાજ કીધાં નવિ ધર્મના, હરખિયો પાપને કાજ રે. સર્વ૦ ૭
કુગુરૂની વાસના ડાકિણી, તેણે દમ્યા જીવ અનંત રે;
તિહાં નવિ મુક્તિપંથ ઓળખ્યો, તેણે હવો નવિ ભવ અંત રે.
સર્વ૦ ૮

## ઢાલ-છઠ્ઠી.

### ચોથી એકત્વ ભાવના.

[ રાગ-માલવી ગોડી. ]

એ તુંહિ આપકું તુંહિ ધ્યાઓજી, ધ્યાનમાંહિ એકેલા;
જિહાં તિહાં તું જાયા એકેલા, જાવેગા એકેલા. એ૦ ૧
હરિ હર પ્રમુખા સુર નર જાયા, તે ભી જગે એકેલા;
તે સંસાર વિવિધપરે ખેલી, ગયા તે ભી એકેલા. એ૦ ૨
કો ભી લીના સાથ ન તેણે, ઋદ્ધિ ગઇ નવિ સાથે;
નિજ નિજ કરણી લેઈ ગયા તે, ધન વિણુ ઠાલે હાથે. એ૦ ૩
બહુ પરિવારે મ રાચો લોકા, મુધા મલ્યો સબ સાથો;
ઋદ્ધિ મુધા હોશે સબ ચિંતા, ગગન તણી જિમ બાથો. એ૦ ૪
શાન્તસુધારસસરમાં ઝીલો, વિષય વિષ પંચ નિવારો;
એકપણું શુભ ભાવે ચિંતી, આપ આપકું તારો. એ૦ ૫

હિંસાદિક પાપે એ જીવો, પામે બહુવિધ રોગો;
જલ વિણુ જિમ માછો એકેલો, પામે દુઃખ પરલોગો. એ૦ ૬
એક પાણું ભાવી નમિરાજા, મૂકી મિથિલા રાજો;
મૂકી નર નારી સવિ સંગતિ, [1]પ્રણમે તસ સુરરાજો. એ૦ ૭

## ઢાલ–સાતમી.

### પાંચમી અન્યત્વ ભાવના.

[ રાગ–કેદારો ગોડી ]

**ચેતના** જાગ સહચારિણી, આળસ ગોદડું નાંખ રે;
હૃદય ઘરે જ્ઞાન દીવો કરો, સુમતિ ઉઘાડી નિજ આંખ રે.
ચેતના૦ ૧
એક શત અધિક અઠ્ઠાવના, મોહ રણીયા ઘરબારી રે;
હું સદા તેણે વિંટ્યો રહું, તુઝ ન ચિંતા કિસી મારી રે.
ચેતના૦ ૨
જઈ મુઝ તે અલગા કરે, તો રમું હું તુઝ સાથે રે;
તેહથી હું અલગો રહું, જો રહે તું મુઝ હાથે રે. ચેતના૦ ૩
મન વચન તનુ સવે ઇંદિયા, જીવથી જૂજૂઆ હોય રે;
અપર પરિવાર સબ જીવથી, તું સદા ચેતના જોય રે. ચેતના૦ ૪
તનુ વચન મન સવે ઇંદિયા, જીવથી જૂજૂઆ જોય રે;
જો રમે તું ઇણે ભાવના, તો તુઝ કેવલ હોય રે. ચેતના૦ ૫
સર્વ જગ જીવ ગણુ જૂજૂવા, કોઇ કુણુનો નવિ હોય રે;
કર્મવશે સર્વ નિજ નિજતણે, કર્મથી નવિ તર્યો કોય રે.
ચેતના૦ ૬

---

૧ પાઠાંતર–પ્રણમે **સકલ** મુનિરાજો.

દેવ ગુરૂ જીવ પણ જૂજૂઆ, જૂજૂઆ જગતના જીવ રે;
કર્મવશ સર્વ નિજ નિજતણે, ઉદ્યમ કરે નહિ કલીવ રે.
ચેતના૦ ૭

સર્વ શુભવસ્તુ મહિમા હરે, કલિયુગો દુષ્ટ ભૂપાલ રે;
તિમ દુકાલોપિ જનને હરે, અવરની આશ મન વાલ રે.
ચેતના૦ ૮

ચિંત કરે આપ તું આપણી. મમ કર પારકી આશ રે;
આપણું આચર્યું અનુભવ્યું, વિચારી પર વસ્તુ ઉદાસ રે.
ચેતના૦ ૯

કો કિણે જગ નવિ ઉદ્ધર્યો, ઉદ્ધરે આપણો જીવ રે;
ધન્ય જે ધર્મે આદર કરે, તે વસે ઈંદ્ર સમીવ રે. ચેતના૦ ૧૦
જો જુવે જૂજૂવા આતમા, દેહ ધન જનથકી ધ્યાન રે;
તો ગઈ દુઃખ નવિ ઉપજે, જેહને મન જિનજ્ઞાન રે. ચેતના૦ ૧૧



## ઢાલ-આઠમી.

### છઠ્ઠી અશુચિ ભાવના.

[ રાગ-કેદારો ગોડી. ]

**માંસ** મલ મૂત્ર રૂધિરે ભર્યા, અશુચિ નરનારીના દેહ રે;
વારૂણીકુંભપરે ભાવિયે, અંતે દિયે જીવને છેહ રે. માંસ૦ ૧
અશુભ બહુ રોગ કફ નિતુ વહે, એ ભખે ભક્ષ્ય અભક્ષ્ય રે;
દેહને જાણ જોખમ ઘણા, દેહ બહુજીવનો ભક્ષ્ય રે. માંસ૦ ૨



## ઢાલ–નવમી.

### સાતમી આશ્રવ ભાવના.

[ રાગ–મધુમાદ. ]

જગ શુભાશુભ જેણે કર્મતતિ વેલિ જે,
શુભ અશુભાશ્રવ તે વખાણો;
જલધરો જેમ નદીવર સરોવર ભરે,
તિમ ભરે જીવ બહુ કર્મ જાણો. જગ૦ ૧
મમ કર જીવ તું અશુભ કર્માશ્રવા,
વાસવા પણ સકર્મા ન છૂટે;
જેણે જગ દાન વર પુણ્ય નવિ આદર્યા,
તે કૃપણ નિર્ધના પેટ કૂટે. જગ૦ ૨
મન વચ કાય વિષયા કષાયા તથા,
અવિરતિ અશુભ ધ્યાન પ્રમાદો;
મૂકી મિથ્યામતિ વર ઉપાસક યતિ,
જગ શુભાશ્રવથકી નો વિષાદો. જગ૦ ૩
રાચ મમ જીવ! તું વિતથ આડંબરે,
જલ વિના મેઘ જિમ ફોક ગાજે;
ધર્મના કાજ વિણ મ કર આરંભ તું,
તેને તુઝ કર્મની ભીડ ભાંજે. જગ૦ ૪
તે અશુભ આશ્રવા રૂંધતાં જીવને, સંવરો સંવરે કર્મજાલં;
નાવના છિદ્ર રૂંધ્યા યથા નીરને,
તેણે કરી જીત સંવર વિશાલં. જગ૦ ૫

## ઢાલ-દશમી.

### આઠમી તપો ભાવના.

[ રાગ-ગોડી. ]

**તાપે** મીણ ગલે જિમ માખણ, તથા કર્મ તપતાપે રે;
કંચન કાટ ગલે જેમ આગે, પાપ ગલે તેન જાપે રે. તાપે૦ ૧
તે તપ બાર ભેદશું કીજે, કર્મ-નિર્જરા હોવે રે;
સો મુનિવરને હોય સકામા, અવર અકામા જોવે રે. તાપે૦ ૨
અનશન ઉનોદરી રસ-ત્યાગો, કીજીયે વૃત્તિ-સંક્ષેપો રે;
સંલીનતા કરી કાય-કિલેશો, ટલે કર્મના લેશો રે. તાપે૦ ૩
પાયચ્છિત્ત વિનય વેયાવચ્ચ, સજ્ઝાયો વર-ઝાણો રે;
કાઉસ્સગ્ગ કીજે જેણે ભવિજન, તસ તપ મુક્તિ નિદાનો રે.
તાપે૦ ૪



## ઢાલ-અગ્યારમી.

### નવમી ધર્મ ભાવના.

[ શાન્ત સુધારસ કુંડમાં-એ દેશી. ]

**ધર્મથી** જીવને જય હોયે, ધર્મથી સવિ દુઃખ નાશ રે;
રોગને શોગ ભય ઉપશમે, ધર્મથી અમરઘરે વાસ રે. ધર્મ૦ ૧
દુર્ગતિ પાતથી જીવને, ધર્મ વિણ નવિ ધરે કોય રે;
વાંછિત દિયે સુરતરૂ પરે, દાન તપ શીલથી જોય રે. ધર્મ૦ ૨
ધર્મ વર સાધુ શ્રાવકતણો, આદરે ભાવશું જેહ રે;
સર્વ સુખ સર્વ મંગલતણું, આદર્યું કારણ તેહ રે. ધર્મ૦ ૩



## ઢાલ-બારમી.

### દશમી દાન ભાવના.

[ રાગ-રામગ્રી. ]

જે નરા સાધુ આધાર વર દાયકા,
તે નરા ધન્ય જગ વિબુધ ગાયા;
જે છતે યોગે વર સાધુને નવિ દિયે,
તે કાસકુસુમપરે ફોક જાયા. જે૦ ૧
નિર્મલો મુક્તિનો માર્ગ જિનશાસને,
સાધુને દાનવિણ ક્ષણુ ન ચાલે;
પામતો મનુજ જો સાધુને નવિ દિયે,
સો કરો કપીલા દાસી હવાલે. જે૦ ૨
અકલનું હાટ નર મુક્તિની વાટ નર,
નાટ તું મ કર તપ પુણ્યકેરો;
કર્મનો કાટ ઉતારી નરભવ લહી,
ઘાટ મમ વોલ ભવવારીકેરો. જે૦ ૩
જ્ઞાન વિજ્ઞાન આચારપદ નરભવો,
પામીયો પૂર્વભવ પુણ્યયોગે;
પુણ્ય વિણુ પશુભવે જીવ પરવશ પડ્યો,
શસ્ત્રશું મારિયે અધમ લોગે. જે૦ ૪
જીવ તેં નરભવે અશુભ ભવ પશુપણે,
જીવતાં જીવની કોડી મારી;
પુણ્ય વિણુ પશુભવે રાસભા દુઃખે રડે,
મલ ભખે પુંઠિ વલ્રી ગૂણુ ધારી. જે૦ ૫

જીવહિંસાદિ સવિ પાપ એ જીવડે,
પાપીયે આદર્યાં જીવ સાટે;
ખાટકી હાટ તે વિવિધ પરે કાટિયે,
અગ્નિમાં દાટિયે પાપ માટે. જે૦ ૬

પુણ્યથી દૈવે તુઝ દેહ રૂડો ઘડ્યો,
આણિયો જૈનકુલે પુણ્યકાજે;
ધર્મ નરજન્મ જો જીવ હારીશ તું,
ઘસીશ નિજ હાથડા અશુભ રાજે. જે૦ ૭

દાન તપ શીલ સંયમ દયા ધર્મથી,
સર્વ સુખ ઋદ્ધિ તું જો વિચારી;
સર્વ શુભયોગ હારીશ જો તું પછી,
ઘસીશ જિમ હાથ હાર્યો જુગારી. જે૦ ૮

જિસીય ગણિકા તણી ખાટ સાધારણી,
તિસીય મિથ્યામતિ જગે ન રૂડી;
તજિય હિંસા કુધર્માદિ સવિ પાપ તું,
વિશ્વમાં મોકલે કીર્તિ રૂડી. જે૦ ૯

પાટ મમ રાખજે પાપ આચારનો,
ફાટ મમ પાડજે ધર્મ વાટે;
જાટ પરે અણુવિમાસ્યું કિશું મમ કરે,
ખોટ મમ પાડજે ધર્મ હાટે. જે૦ ૧૦

જો તુઝ સુખ ગમે સર્વ દુઃખ નવિ ગમે,
વિષય સોવીર રસ ત્યજીય ખાટો;
આત્મ અધ્યાત્મ વર ધ્યાન કુંજે રમી,
ધર્મ વર ભાવના અમૃત ચાટો. જે૦ ૧૧

## ઢાલ-તેરમી.

### અગ્યારમી શમરસ ભાવના.

[ ત્રીજે ભવ વરસ્થાનક તપ કરી-એ દેશી. ]

ભવિક જીવ પૂછે નિજ ગુરૂને, અશુભ કર્મ કિમ કાટે;
શ્રમણ ધર્મે નિઃસંગી જીવો, જો સમતા-રસ ચાટે રે.
**ભવિકા !** શમરસ અમૃત ચાટો, કુવ્યસન મૂકો મનનો આંટો;
સદોષ પિંડે મ ભરો ઠાઠો, પરસુખ દેખી મમ વાંટો રે. ભ૦ શ૦ ૧
વિંધ્યો જીવ કર્મવિષ કાંટે, પીડ્યો ચાર ગતિને ફાંટે;
શુભધ્યાને દેતાં દઢ પાટે, કર્મ-ગૂંબડું ફાટે રે. ભ૦ શ૦ ૨
પાપપીંડ સબ મંસ તજે જો, જો કષાય મદ દાટે;
નિખિલ પાપ નિઃસંગી જીવો, રહેતો સબ દુઃખ કાટે રે. ભ૦ શ૦ ૩
જનના સુખ શુભધ્યાન સુલેશ્યા, દુકાલ મૂસો કાટે;
દાન પુણ્ય જનના સબ તેણે, વાદલ પરે સબ ફાટે રે. ભ૦ શ૦ ૪
રોગ શમે જેમ અમૃત છાંટે, હૃદય પડે નવિ આંટે;
ધર્મ કરંતાં ભવિક જીવને, શિવસુખ આવે આંટે રે. ભ૦ શ૦ ૫
ગુણ વિણ કિમ શિવગિરિ પર ચઢિયે, હીણપુણ્ય જન રાંટે;
એસે જો જિન ગુણમણિ સાટે, તો સબ ભવદુઃખ કાટે રે. ભ૦ શ૦ ૬



## ઢાલ-ચૌદમી.

### બારમી લોક સ્વરૂપ ભાવના.

[ રાગ-પરજીયો. ]

જ્ઞાન નયનમાંહે ત્રિભુવનરૂપે, જેણે જિન દીઠો લોગો;
નિધણીયાતો ષટ્દ્રવ્યરૂપો, પ્રણમો તસ જિન યોગો. ૧
**મુનિવર!** ધ્યાવો રે, અઢીયદ્વીપ નર લોગો;
જિહાં જિન મુનિવર સિદ્ધ અનંતા, જિહાં નહિ જ્ઞાન વિયોગો. મુનિ૦ ૨
આપે સિદ્ધો કેણે ન કીધો, જસ નહિ આદિ અંતો;
લીધો કેણે નવિ જાયે ભુજબલે, ભરિયો જંતુ અનંતો. મુનિ૦ ૩
અનેક દ્રવ્ય પર્યાય પરિવર્તન, અનંત પરમાણુ સ્કંધે;
જેમ દિસે તેમ અકલ અરૂપી, પંચ દ્રવ્ય અનુસંધે. મુનિ૦ ૪
અચલપણે ચલનં પ્રતિ કારણ, ધર્માસ્તિકાય પ્રદેશો;
સ્થિરહેતુ અધર્માસ્તિકાયથી, લોકાકાશ અતિદેશો. મુનિ૦ ૫
મધ્યે એક રજ્જુ ત્રસ નાડી, ચઉદશ રજ્જુ પ્રમાણો;
અનંત અલોકી ગોટે વિંટયો, મસ્તકે સિદ્ધ અહિઠાણો. મુનિ૦ ૬
અધોલોક છત્રાસન સમવડ, તીર્છો ઝલ્લરી જાણો;
ઉર્ધ્વલોક મૃદંગ સમાણો, ધ્યાન **સકલ** મુનિ આણો. મુનિ૦ ૭

ઇતિ મહોપાધ્યાય શ્રી સકલચંદગણિ વિરચિત
બાર ભાવનાની સજ્ઝાય સંપૂર્ણ.

—: શ્રી જશસોમ શિષ્ય જયસોમ કૃત :—

# બાર ભાવનાની સજઝાય.

[ દુહા. ]

**પાસ** જિનેસર પય નમી, સદ્દગુરૂને આધાર;
ભવિયણ જનના હિત ભણી, ભણશું ભાવના બાર. ૧
પ્રથમ **અનિત્ય અશરણ**પણું, એહ **સંસાર** વિચાર;
**એકલપણું અન્યત્વ** તિમ, **અશુચિ આશ્રવ** સંભાર. ૨
**સંવર નિર્જર** ભાવના, **લોક** સરૂપ **સુબોધિ**;
દુલ્લહ ભાવન જિન **ધરમ**, એણી પરે કરે જીઉ સોધિ. ૩
રસકુંપી રસ ભાવિઓ, લોહ થકી હોય હેમ;
જીઉ ઇણ ભાવન શુદ્ધ હુયે, પરમ રૂપ લહે તેમ. ૪
ભાવ વિના દાનાદિકા, જાણે અલૂણું ધાન;
ભાવ રસાંગ મળ્યા થકી, ત્રુટે કરમ નિદાન. ૫

## ઢાલ-પહેલી.

### પહેલી અનિત્ય ભાવના.

[ ભાવનાની-દેશી. ]

પહેલી ભાવના એણી પરે ભાવીયેજી, અનિત્યપણું સંસાર;
ડાભ-અણી ઉપર જલ બિંદુઓજી, ઇંદ્રધનુષ અનુહાર. ૧
**સહજ** સંવેગી સુંદર આતમાજી, ધર જિનધર્મશું રંગ;
ચંચલ ચપલાની પરે ચિંતવેજી, કૃત્રિમ સવિ હુ સંગ. સ૦ ૨
ઇંદ્રજાલ સુહણે શુભ અશુભશુંજી, કૂડો તોષ ને રોષ;
તિમ ભ્રમ ભૂલા અથિર પદારથેજી, શ્યો કીજે મન શોષ. સ૦ ૩

ઠાર ત્રેહ પામરના નેહ જ્યુંજી, એ યૌવન રંગરોલ;
ધન સંપદ પણ દીસે કારમીજી, જેહવા જલકલ્લોલ. સ૦ ૪
**મુંજ** સરિખે માગી ભીખડીજી, **રામ** રહ્યા વનવાસ;
એણે સંસારે એ સુખ સંપદાજી, જિમ સંધ્યારાગ વિલાસ. સ૦ ૫
સુંદર એ તનુ શોભા કારમીજી, વિણસંતાં નહિ વાર;
દેવતણે વચને પ્રતિબૂઝીયોજી, ચક્રી **સનતકુમાર**. સ૦ ૬
સૂરજ રાહુ ગ્રહણે સમજીઓજી, શ્રી કીર્તિધર રાય;
કુરકંડૂ પ્રતિબૂઝ્યો દેખીનેજી, વૃષભ જરાકુલ કાય. સ૦ ૭
કિહાં લગે ધૂઆં ધવલહરા રહેજી, જલ પરપોટા જોય;
આઉખું અથિર તિમ મનુષ્યનુંજી, ગર્વ મ કરશો કોય. સ૦ ૮
અતુલબલી સુરવર જિનવર જિસ્યાજી, ચક્રી હરિબલ જોડી;
ન રહ્યો એણે જુગ કોઇ થિર થઇજી, સુરનર ભૂપતિ કોડી. સ૦ ૯

## બીજી અશરણ ભાવના.

### [ દુહા. ]

પલ પલ છીજે આઉખું, અંજલી જલ જ્યું એહ;
ચલતે સાથે સંબલો, લેઇ શકે તો લેહ. ૧
લે અચિંત્ય ગલશું ગ્રહી, સમય સીંચાણો આવિ;
શરણ નહિ જિનવચણ વિણ, તેણે હવે અશરણ ભાવિ. ૨

### ઢાલ-બીજી.

[ સહજાનંદી રે આતમા-એ દેશી. ]

બીજી **અશરણ** ભાવના, ભાવો હૃદય મઝાર રે,
ધરમ વિના પરભવ જતાં, પાપે ન લહીશ પાર રે;
જાઇશ નરક દુવાર રે, તિહાં તુજ કવણ આધાર રે. ૧

લાલ સુરંગા રે પ્રાણીઆ, મૂકને મોહ જંજાળ રે;
મિથ્યા મતિ સવિ ટાળ રે, માયા આલ પંપાળ રે. લાલ૦ ૨
માત પિતા સુત કામિની, ભાઈ ભયણી સહાય રે,
મેં મેં કરતાં રે અજ પરે, કર્મે ગ્રહ્યો જીઉ જાય રે;
તિહાં આડો કો નવિ થાય રે, દુઃખ ન લીયે વહેંચાય રે. લાલ૦ ૩
નંદની સોવન ડુંગરી, આખર નાવી કો કાજ રે,
ચક્રી સુભૂમ તે જલધિમાં, હાર્યો ખટ ખંડ રાજ રે;
બૂડયો ચરમ જહાજ રે, દેવ ગયા સવિ ભાજ રે,
લોભે ગઈ તસ લાજ રે. લાલ૦ ૪
દ્વીપાયન દહી દ્વારિકા, બલવંત ગોવિંદ રામ રે,
રાખી ન શકયા રે રાજવી, માત પિતા સુત ધામ રે;
તિહાં રાખ્યાં જિન નામ રે, શરણ કીઓ નેમિસ્વામ રે,
વ્રત લેઇ અભિરામ રે, પોહોત્યા શિવપુર ઠામ રે. લાલ૦ ૫
નિત્ય મિત્ર સમ દેહડી, સયણાં પર્વ સહાય રે,
જિનવર ધર્મ ઉગારશે, જિમ તે વંદનિક ભાય રે;
રાખે મંત્રી ઉપાય રે, સંતોષ્યો વળી રાય રે,
ટાળ્યા તેહના અપાય રે. લાલ૦ ૬
જન્મ જરા મરણાદિકા, વયરી લાગ્યા છે કેડ રે,
અરિહંત શરણ તું આદરી, ભવભ્રમણ દુઃખ ફેડ રે;
શિવસુંદરી ઘર તેડ રે, નેહ નવલ રસ રેડ રે,
સીંચી સુકૃત સુરપેડ રે. લાલ૦ ૭



## ત્રીજી સંસાર ભાવના.

### [ દુહા. ]

થાવચ્ચાસુત થરહર્યો, જોર દેખી જમ ધાડ;
સંયમ શરણું સંગ્રહ્યું, ધણ કણ કંચણ છાંડ. ૧
ઇણે શરણે સુખિયા થયા, શ્રી **અનાથી** અણગાર;
શરણ લહ્યા વિણ જીવડા, ઇણી પરે રૂલે સંસાર. ૨

### ઢાલ-ત્રીજી.

[ જગતગુરૂ હીરજી રે-એ દેશી. ]

ત્રીજી ભાવના ઇણી પરે ભાવીયે રે, એહ સ્વરૂપ સંસાર;
કર્મવશે જીવ નાચે નવ નવ રંગશું રે, ઐ ઐ વિવિધ પ્રકાર. ૧
**ચેતન**! ચેતીયે રે, લહી માનવ અવતાર;
ભવ નાટકથી જો હુઓ ઉભગા રે, તો છાંડો વિષય વિકાર. ચે૦ ૨
કબહી ભૂ જલ જલણાનિલ તરૂમાં ભમ્યો રે, કબહી નરક નિગોદ;
બિ તિ ચઉરિંદ્રિયમાંહે કેઇ દિન વસ્યો રે, કબહીક દેવ વિનોદ. ચે૦ ૩
કીડી પતંગ હરિ માતંગપણું ભજે રે, કબહી સર્પ શીયાલ;
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય કહાવતો રે, હોવે શુદ્ર ચંડાલ. ચે૦ ૪
લાખ ચોરાશી ચઉટે રમતો રંગશું રે, કરી કરી નવ નવ વેશ;
રૂપ કુરૂપ ધની નિર્દ્રવ્ય સોભાગિઓ રે, દુર્ભાગી દરવેશ. ચે૦ ૫
દ્રવ્ય ક્ષેત્ર સૂક્ષમ ને બાદર ભેદશું રે, કાલ ભાવ પણ તેમ;
અનંતાનંત પુદ્ગલ પરાવર્ત્તન કર્યા રે, કહ્યો પન્નવણા એમ. ચે૦ ૬
ભાઈ બહિન નરનારી તાતપણું ભજે રે, માત પિતા હોયે પુત્ર;
તેહિજ નારી વૈરી ને વલી વાલહી રે, એહ સંસારહ સૂત્ર. ચે૦ ૭
ભુવનભાનુ જિન ભાખ્યાં ચરિત્ર સુણી ઘણાં રે,સમજ્યા ચતુરસુજાણ;
કર્મવિવર વશ મૂકી મોહ વિટંબના રે, મળ્યા મુગતિ જિન ભાણ.
ચે૦ ૮

## ચોથી એકત્વ ભાવના.

### [ દુહા. ]

ઇમ ભવ ભવ જે દુઃખ સહ્યાં, તે જાણે જગનાથ;
ભયભંજણ ભાવઠહરણુ, ન મળ્યો અવિહડ સાથ. ૧
તેણે કારણુ જીવ એકલો, છોડી રાગ ગલપાસ;
સવિ સંસારી જીવશું, ધર ચિત્ત ભાવ ઉદાસ. ૨

### ઢાલ-ચોથી.

[ જ્ઞાનપદ ભજીયે રે જગત સુહંકરૂ-એ દેશી. ]

ચોથી ભાવના ભવિયણુ મન ધરો, ચેતન! તું **એ**કાકી રે;
આવ્યો તિમ જાઇશ પરભવ વલી, ઈહાં મૂકી સવિ બાકી રે. ૧
**મમ** કર મમતા રે સમતા આદરો, આણી ચિત્ત વિવેકો **રે**;
સ્વારથિયાં સજ્જન સહુએ મલ્યાં, સુખ દુઃખ સહેશે એકો રે.
મમ૦ ૨
વિત્ત વહેંચણુ આવી સહુએ મલે, વિપત્તિ સમય જાય નાસી રે;
દવ બલતો દેખી દશ દિશે પુલે, જેમ પંખી તરૂવાસી રે. મમ૦ ૩
ખટ ખંડ નવ નિધિ ચૌદ રયણુ ધણી, ચોસઠ સહસ સુનારી રે;
છેડો છોડી ચલ્યા તે એકલા, હાર્યો જેમ જુગારી રે. મમ૦ ૪
ત્રિભુવન કંટક બિરૂદ ધરાવતો, કરતો ગર્વ ગુમાનો રે;
ત્રાગા વિણુ નાગા તે સહુ ચલ્યા, રાવણુ સરિખા રાજાનો રે. મમ૦ ૫
માલ રહે ઘર સ્ત્રી વિશ્રામિતા, પ્રેતવના લગે લોકો રે;
ચય લગે કાયા રે આખર એકલો, પ્રાણી ચલે પરલોકો રે. મમ૦ ૬
નિત્ય કલહો બહુ મેલે દેખીઓ, બિહું પણુ ખટપટ થાય રે;
વલિયાની પરે વિહરીશ એકલો, ઈમ બૂઝ્યો નમિરાય રે. મમ૦ ૭

## પાંચમી અન્યત્વ ભાવના.

### [ દુહા. ]

ભવ સાયર બહુ દુઃખ જલ, જન્મ મરણ તરંગ;
મમતા તંતુ તિણે ગ્રહ્યો, ચેતન ચતુર માતંગ. ૧
ચાહે જો છોડણ ભણી, તો ભજ ભગવંત મહંત;
દૂર કરે પરબંધને, જિમ જલથી જલકંત. ૨

### ઢાલ-પાંચમી.

[ કપૂર હુવે અતિ ઉજળો રે–એ દેશી. ]

પાંચમી ભાવના ભાવીયે રે, જીવ અન્યત્વ વિચાર;
આપ સવારથી એ સહુ રે, મલિયો તુજ પરિવાર. ૧
**સંવેગી સુંદર!** બૂઝ મા મૂંઝ ગમાર;
તારૂં કો નહિ ઇણ સંસાર, તું કેહનો નહિ નિરધાર. સં૦ ૨
પંથ શિરે પંથી મળ્યા રે, કીજે કિણહીશું પ્રેમ;
રાત્રિ વસે પ્રહ ઉઠી ચલે રે, નેહ નિવાહે કેમ. સં૦ ૩
જિમ મેળો તીરથ મલે રે, જન જન વણજની ચાહ;
કે ત્રોટો કે ફાયદો રે, લેઈ લેઈ નિજ ઘર જાય. સં૦ ૪
જિહાં કારજ જેહનાં સરે રે, તિહાં તે દાખે નેહ;
સૂરિકાંતાની પરે રે, છટકી દેખાડે છેહ. સં૦ ૫
ચુલણી અંગજ મારવા રે, કૂડું કરે જતુ–ગેહ;
ભરત બાહુબલિ ઝૂજીયા રે, જુઓ જુઓ નિજના નેહ. સં૦ ૬
શ્રેણિક પુત્રે બાંધીયો રે, લીધું વહેંચી રાજ્ય;
દુઃખ દીધું બહુ તાતને રે, દેખો સુતનાં કાજ. સં૦ ૭
ઇણ ભાવન શિવપદ લહે રે, શ્રી મરૂદેવી માય;
વીર શિષ્ય કેવલ લહ્યું રે, શ્રી ગૌતમ ગણરાય. સં૦ ૮

# છઠ્ઠી અશુચિ ભાવના.

## [દુહા.]

મોહ વશે મન મંત્રવી, ઇંદ્રિય મળ્યા કલાલ;
પ્રમાદ મદિરા પાયકે, બાંધ્યો જીવ ભૂપાલ. ૧
કર્મ જંજીર જડી કરી, સુકૃત માલ સવિ લીધ;
અશુભ વિરસ દુર્ગંધમય, તનુ ગોતહરે દીધ. ૨

## ઢાલ-છઠ્ઠી.

[ ભાવ શ્રાવકના ભાવિયે-એ દેશી. ]

છઠ્ઠી ભાવના મન ધરો, જીઉ **અશુચિ** ભરી એ કાયા રે;
શી માયા રે, માંડે કાચા પિંડશું એ. ૧
નગરખાલ પરે નિતુ વહે, કફ મલ મૂત્ર ભંડારો રે;
તિમ દ્વારો રે, નર નવ દ્વાદશ નારીના એ. ૨
દેખી દુર્ગંધ દૂરથી, તું મુહ મચકોડે માણે રે;
નવિ જાણે રે, તિણ પુદ્ગલ નિજ તનુ ભર્યું એ. ૩
માંસ રૂધિર મેદા રસે, અસ્થિ મજ્જા નર બીજે રે;
શું રીઝે રે, રૂપ દેખી દેખી આપણું એ. ૪
કૃમિ વાલાદિક કોથલી, મોહરાયની ચેટી રે;
એ પેટી રે, ચર્મ જડી ઘણા રોગની એ. ૫
ગર્ભવાસ નવ માસમાં, કૃમિ પરે મલમાં વસિયો રે;
તું રસિયો રે, ઉંધે માથે ઇમ રહ્યો એ. ૬
કનક કુંઅરી ભોજન ભરી, તિહાં દેખી દુર્ગંધ બૂઝયા રે;
અતિ ઝૂજયા રે, **મલ્લિ** મિત્ર નિજ કર્મશું એ. ૭

# સાતમી આશ્રવ ભાવના.

[ દુહા. ]

તન છિલ્લર ઈંદ્રિય મછા, વિષય કલણ જંબાલ;
પાપ કલુષ પાણી ભર્યું, આશ્રવ વહે ઘડનાલ. ૧
નિર્મલ પખ સહજે સુગતિ, નાણ વિનાણ રસાલ;
શું બગની પરે પંકજલ, ચૂંથે ચતુર મરાલ. ૨

## ઢાલ-સાતમી.

[ સુત સિદ્ધારથ ભૂપનો રે-એ દેશી. ]

**આશ્રવ** ભાવના સાતમી રે, સમજો સુગુરૂ સમીપ;
ક્રોધાદિક કાંઇ કરો રે, પામી શ્રી જિન દીપો રે.
**સુણ સુણ** પ્રાણીયા ! પરિહર આશ્રવ પંચો રે;
દશમે અંગે કહ્યા, જેહના દુષ્ટ પ્રપંચો રે. સુ૦ ૧
હોંશે જે હિંસા કરે રે, તે લહે કટુક વિપાક;
પરિ હોશે ગોત્રાસની રે, જો જો અંગ વિપાકો રે. સુ૦ ૨
મિથ્યા વયણે વસુ નડયો રે, મંડિક પરધન લેઇ,
ઇણ અગ્રહે રોલવ્યા રે, ઇંદ્રાદિક સુર કેઇ રે. સુ૦ ૩
મહા આરંભ પરિગ્રહે રે, બ્રહ્મદત્ત નરય પહુત્ત;
સેવ્યાં શત્રુપણું ભજે રે, પાંચે દુરગતિ દૂતો રે. સુ૦ ૪
છિદ્ર સહિત નાવા જલે રે, બૂડે નીર ભરાય;
તિમ હિંસાદિક આશ્રવે રે, પાપે પિંડ ભરાયો રે. સુ૦ ૫
અવિરતિ લગે એકેંદ્રિયા રે, પાપસ્થાન અઢાર;
લાગે પાંચે હી ક્રિયા રે, પંચમ અંગ વિચારો રે. સુ૦ ૬
કટુક ક્રિયા થાનક ફળ્યાં રે, બોલ્યા બીજે અંગ;
કહેતાં હિયડું કમકમે રે, વિરૂઓ તાસ પ્રસંગો રે. સુ૦ ૭

મૃગ પતંગ અલિ માછલું રે, કરી એક વિષય પ્રપંચ;
દુઃખિયા તે કિમ સુખ લહે રે, જસ પરવશ એહ પંચો રે. સુ૦ ૮
હાસ્ય નિંદ વિકથા વશે રે, નરક નિગોદે રે જાત;
પૂરવધર શ્રુત હારીને રે, અવરાંની શી વાતો રે. સુ૦ ૯

## આઠમી સંવર ભાવના.

[ દુહા. ]

શુભ માનસ માનસ કરી, ધ્યાન અમૃત રસ રેલિ;
નવદલ શ્રી નવકાર પય, કરી કમલાસન કેલિ. ૧
પાતક પંક પખાલીને, કરી સંવરની પાલ;
પરમ હંસ પદવી ભજો, છોડી સકલ જંજાલ. ૨

## ઢાલ-આઠમી.

[ સુણ જિનવર શેત્રુંજા ધણીજી-એ દેશી. ]

આઠમી સંવર ભાવના જી, ધરી ચિત્તશું એક તાર;
સમિતિ ગુપ્તિ સૂધી ધરો જી, આપો આપ વિચાર.
**સલુણા! શાન્ત સુધારસ ચાખ૦** એ આંકણી.
વિરસ વિષય ફલ ફૂલડે જી, અટતો મન અલિ રાખ. સ૦ ૧
લાભ અલાભે સુખ દુઃખે જી, જીવિત મરણ સમાન;
શત્રુ મિત્ર સમ ભાવતો જી, માન અને અપમાન. સ૦ ૨
કહિયે પરિગ્રહ છાંડશું જી, લેશું સંયમ ભાર;
શ્રાવક ચિંતે હું કદા જી, કરીય સંથારો સાર. સ૦ ૩
સાધુ આશંસા ઈમ કરે જી, સૂત્ર ભણીશ ગુરૂ પાસ;
એકલમલ્લ પ્રતિમા રહી જી, કરીશ સંલેષણ ખાસ. સ૦ ૪
સર્વ જીવ હિત ચિંતવે જી, વઈરિ મ કર જગ મિત્ત;
સત્ય વચન મુખ ભાખીએ જી, પરિહર પરનું વિત્ત. સ૦ ૫

કામ કટક ભેદન ભણી જી, ધર તું શીલ સન્નાહ;
નવવિધ પરિગ્રહ મૂકતાં જી, લહીએ સુખ અથાહ. સ૦ ૬
દેવ મણુઅ ઉપસર્ગશું જી, નિશ્ચલ હોય સધીર;
બાવીશ પરિસહ જીતીયે જી, જિમ જીત્યા શ્રીવીર. સ૦ ૭

## નવમી નિર્જરા ભાવના.

### [ દુહા. ]

દૃઢપ્રહારી દૃઢ ધ્યાન ધરી, ગુણનિધિ ગજસુકુમાલ;
મેતારજ મદનબ્રમો, સુકોશલ સુકુમાલ. ૧
ઇમ અનેક મુનિવર તર્યા, ઉપશમ સંવર ભાવ;
કઠિન કર્મ સવિ નિર્જર્યા, તેણે નિર્જર પ્રસ્તાવ. ૨

### ઢાલ-નવમી.

[ આદિ જીનેસર પૂજતાં દુઃખ મેટ્યા રે-એ દેશી. ]

નવમી નિજ્જર ભાવના, ચિત્ત ચેતો રે,
આદરો વ્રત પચ્ચખ્ખાણ, ચતુર ચિત્ત ચેતો રે;
પાપ આલોચો ગુરૂ કન્હે, ચિ૦ ધરિયે વિનય સુજાણ. ચ૦ ૧
વૈયાવચ્ચ બહુવિધ કરો, ચિ૦ દુર્બલ બાલ ગિલાન; ચ૦
આચારજ વાચક તણો, ચિ૦ શિષ્ય સાધર્મિક જાણ. ચ૦ ૨
તપસી કુલ ગણ સંઘનો, ચિ૦ થિવિર પ્રવર્ત્તક વૃદ્ધ; ચ૦
ચૈત્ય-ભક્તિ બહુ નિર્જરા, ચિ૦ દશમે અંગ પ્રસિદ્ધ. ચ૦ ૩
ઉભય ટંક આવશ્યક કરો, ચિ૦ સુંદર કરી સજ્ઝાય; ચ૦
પોસહ સામાયિક કરો, ચિ૦ નિત્ય પ્રત્યે નિય મન ભાય. ચ૦ ૪
કર્મસૂદન કનકાવલી, ચિ૦ સિંહનિક્રીડિત હોય; ચ૦
શ્રીગુણરયણ સંવત્સરૂ, ચિ૦ સાધુ પડિમ દશ હોય. ચ૦ ૫

શ્રુત આરાધન સાચવો, ચિ૦ યોગ વહન ઉપધાન; ચ૦
શુકલ ધ્યાન સૂધું ધરો, ચિ૦ શ્રી આંબિલ વર્દ્ધમાન. ચ૦ ૬
ચૌદ સહસ અણગારમાં, ચિ૦ ધન ધન્નો અણગાર; ચ૦
સ્વયંમુખ વીર પ્રશંસિઓ, ચિ૦ ખંધક મેઘકુમાર. ચ૦ ૭

## દશમી લોકસ્વરૂપ ભાવના.

[ દુહા. ]

મન દારૂ તન નાલિ કરી, ધ્યાનાનલ સલગાવ;
કર્મકટક ભેદન ભણી, ગોલા જ્ઞાન ચલાવ. ૧
મોહરાય મારી કરી, ઉંચો ચઢી અવલોય;
ત્રિભુવન મંડપ માંડણી, જિમ પરમાનંદ હોય. ૨

### ઢાલ-દશમી.

[ પામી સુગુરૂ પસાય રે-એ દેશી. ]

દશમી લોક સ્વરૂપ રે, ભાવના ભાવીએ;
નિસુણિ ગુરૂ ઉપદેશથી એ. ૧
ઉર્ધ્વ પુરૂષ આકાર રે, પગ પહોળા કરી;
કર દોઉ કટી રાખીએ એ. ૨
એણે આકારે લોક રે, પુદ્ગલ પૂરીઓ;
જિમ કાજલની કૂપલી એ. ૩
ધર્મ અધર્મ આકાશ રે, દેશ પ્રદેશ એ;
જીવ અનંતે પૂરીઓ એ. ૪
સાત રાજ દેશુણ રે, ઉર્ધ્વ તિરિય મલી;
અધો લોક સાત સાધિકું એ. ૫
ચૌદ રાજ ત્રસ નાડી રે, ત્રસ જીવાલય;
એક રજ્જુ દીર્ઘ વિસ્તરૂ એ. ૬

ઉર્ધ્વ સુરાલય સાર રે, નિરય ભુવન નીચે;
નાભિ નર તિરિ દો સુરા એ. ૭
દ્વીપ સમુદ્ર અસંખ્ય રે, પ્રભુ મુખ સાંભળી;
રાજઋષિ શિવ સમજીઓ એ. ૮
લાંબી પહોળી પણુયાલ રે, લખ જોયણુ લહી;
સિદ્ધશિલા શિર ઉજળી એ. ૯
ઉંચો ધનુ સય તીન રે, તેત્રીશ સાધિકે;
સિદ્ધ યોજનને છેહડે એ. ૧૦
અજર અમર નિકલંક રે, નાણુ દંસણુમય;
તે જોવા મન ગહગહે એ. ૧૧

## અગ્યારમી બોધી દુર્લભ ભાવના.

[ દુહા. ]

વાર અનંતી ફરસીએં, છાલીવાટક ન્યાય;
નાણુ વિના નવિ સાંભરે, લોક ભ્રમણ ભડવાય. ૧
રત્નત્રય ત્રિહું ભુવનમેં, દુલહાં જાણી દયાળ;
બોધિ રયણુ કાજે ચતુર, આગમ ખાણુ સંભાળ. ૨

### ઢાલ–અગ્યારમી.

[ રાગ–ખંભાતી. ]

દશ દ્દષ્ટાંતે દોહિલો રે, લાધો માણુઅ જમારો રે,
દુલહો અંબર ફૂલ જ્યું રે, આરજ ઘર અવતારો રે;
**મોરા** જીવન રે, બોધિ ભાવના અગ્યારમી રે,
ભાવો હૃદય મઝારો રે. ૧
ઉત્તમ કુલ તિહાં દોહિલો રે, સદ્ગુરૂ ધર્મ સંયોગો રે;
પાંચે ઇંદ્રિય પરવડાં રે, દુલ્લહો દેહ નિરોગો રે. મો૦ ૨

સાંભળવું સિદ્ધાંતનું રે, દોહિલું તસ ચિત્ત ધરવું રે;
સૂધી સદ્દહણા ધરી રે, દુક્કર અંગે કરવું રે. મો૦ ૩
સામગ્રી સઘળી લહી રે, મૂઢ મુધા મમ હારો રે;
ચિંતામણિ દેવે દિયો રે, હાર્યો જેમ ગમારો રે. મો૦ ૪
લોહ કીલકને કારણે રે, કુણ યાન જલધિમાં ફોડે રે;
ગુણકારણ કોણ નવલખો રે, હાર હિયાનો ત્રોડે રે. મો૦ ૫
બોધિ રયણ ઉવેખીને રે, કોણ વિષયારથ દોડે રે;
કાંકર મણિ સમોવડ કરે રે, ગજ વેચે ખર હોડે રે. મો૦ ૬
ગીત સુણી નટણી કને રે, ક્ષુલ્લકે ચિત્ત વિચાર્યું રે;
કુમારાદિક પણ સમજીયા રે, બોધિ રયણ સંભાર્યું રે. મો૦ ૭

## બારમી ધર્મ દુર્લભ ભાવના.

[ દુહા. ]

પરિહર હરિ હર દેવ સવિ, સેવ સદા અરિહંત;
દોષ રહિત ગુરૂ ગણધરા, સુવિહિત સાધુ મહંત. ૧
કુમતિ કદાગ્રહ મૂક તું, શ્રુત ચારિત્ર વિચાર;
ભવજલ તારણ પોત સમ, ધર્મ હિયામાં ધાર. ૨

### ઢાલ–બારમી.

[ સ્વામી સીમંધર વિનતિ–એ દેશી. ]

ધન ધન ધર્મ જગહિતકરૂ, ભાખિયો ભલો જિનદેવ રે;
ઇહ પરભવ સુખદાયકો, જીવડા જનમ લગે સેવ રે. ૧
**ભાવના** સરસ સુરવેલડી, રોપ તું હૃદય આરામ રે;
સુકૃત તરૂ લહિય બહુ પસરતી, સફલ ફલશે અભિરામ રે. ભા૦ ૨
ક્ષેત્ર શુદ્ધિ કરીય કરૂણારસે, કાઢી મિથ્યાદિક સાલ રે;
ગુપ્તિ ત્રિહું ગુપતિ રૂડી કરે, નીક તું સુમતિની વાલ રે. ભા૦ ૩
સિંચજે સુગુરૂ વચનામૃતે, કુમતિ કંથેર તજી સંગ રે;
ક્રોધ માનાદિક શૂકરા, વાનરો વારી અનંગ રે. ભા૦ ૪

સેવતા એહને કેવલી, પન્નર સય તીન અણગાર રે;
ગૌતમ શિષ્ય શિવપુર ગયા, ભાવતાં દેવગુરૂ સાર રે. ભા૦ ૫

શુક પરિવ્રાજક સીધલો, અર્જુનમાલી શિવવાસ રે;
રાય પરદેશી જે પાપીયો, કાપીયો તાસ દુઃખ પાસ રે. ભા૦ ૬

દુષમ સમય દુપ્પસહ લગે, અવિચલ શાસન એહ રે;
ભાવશું ભવિયણ જે ભજે, તેહ શુભમતિ ગુણ ગેહ રે. ભા૦ ૭

[ દુહા. ]

તપગચ્છપતિ વિજયદેવ ગુરૂ, વિજયસિંહ મુનિરાય;
શુદ્ધ ધર્મદાયક સદા, પ્રણમો એહના પાય. ૧

**ઢાલ-તેરમી.**

[ ગાયો ગાયો રે-એ દેશી. ]

તુમે ભાવો રે ભવી ઈણી પરે ભાવના ભાવો;
તન મન વચણ ધર્મ લય લાવો, જિમ સુખ સંપદ પાવો રે. ભ૦ ૧

લલના લોચન મન ન ડોલાવો, ધન કારણ કાંઈ ધાવો;
પ્રભુશું તારોતાર મિલાવો, જો હોય શિવપુર જાવો રે.
કાંઈ ગર્ભાવાસ ન આવો રે—ભ૦ ૨

જંબૂની પેરે જીવ જગાવો, વિષયથકી વિરમાવો;
એ હિતશિખ અમારી માની, જગ જશ પડહ વજાવો રે. ભ૦ ૩

શ્રી **જશસોમ** વિબુધ વૈરાગી, જગ જસ ચિહું ખંડ ચાવો;
તાસ શિષ્ય કહે ભાવન ભણતાં, ઘર ઘર હોય વધાવો રે. ભ૦ ૪

[ દુહા. ]

ભોજન નભ ગુણ વરસ શુચિ, સિત તેરશ કુજ વાર;
ભગતિ હેતુ ભાવન ભણી, જેસલમેર મઝાર. ૧

ઇતિ શ્રી જશસોમ શિષ્ય જયસોમ કૃત
બાર ભાવનાની સજ્ઝાય સમ્પૂર્ણ.



—: શ્રી મેરૂવિજયજી કૃત :—

# શીયલની નવ વાડની સજઝાય.

## ઢાલ-પહેલી.

[ પ્રભુજી સુખકર સમકિત દીજે-એ દેશી. ]

શારદ માત મયા મુજ કીજે, દીજે અવિરલ વાણી રે;
નવવિધ વાડ કહું સંક્ષેપે, ગુણ મણિરયણની ખાણી રે. ૧
**પહેલી** વાડ વસતિની જાણો, ભાંખે શ્રી જિન વીર રે;
શીલ જતન કરવાને કાજે, તે સુણજો સહુ ધીર રે. પહેલી૦ ૨
જે વસતિયે નારીજન હોયે, પશુ અને વલી પંડ રે;
તેહ ઘરે રહેતાં બ્રહ્મચારીનું, ન રહે શીલ અખંડ રે. પહેલી૦ ૩
જિમ માંજારથકી મૂષક વલી, સિંહથકી શિયાલ રે;
જિમ વલી ફાલ દિયંતાં વાનર, બીહે તિમ વ્રતપાલ રે. પહેલી૦ ૪
ચોથા વ્રતનો જો પખ વંછે, તો નારી ન ધરજે મન્ન રે;
પહેલા મોહ લગાડી આપણો, હરશે શીલ રતન્ન રે. પહેલી૦ ૫

## ઢાલ-બીજી.

[ સુત સિદ્ધારથ ભૂપનો રે-એ દેશી. ]

બીજી વાડ કથા તણી રે, તે સુણજો નરનાર;
સ્ત્રીશું વિકથા જે કરે રે, તે નર સાર ગમારો રે.
**શીલ** સુપાલિયે, શીલે શિવસુખ હોય રે;
પાપ પખાલિયે૦ એ આંકણી૦ ૧
વાત વિવિધ પરે કેલવી રે, મ કરો નારીશું જાણ;
સરાગ વચન નવિ બોલીયે રે, વાડ તણી હોય હાણ રે. શી૦ ૨

નાલિકેર ચોખો મિલે રે, ચોખો સંચલ ખાર;
સંચલ વિણસે નીરથી રે, તિમ વિણસે બ્રહ્મચારો રે. શી૦ ૩
શ્વાન હડકવા પાવસે રે, કુપથ્યે રોગ વિકાર;
પ્રગટે તિમ સ્રીવાતથી રે, ભાવે વાડ વિચારો રે. શી૦ ૪

## ઢાલ-ત્રીજી.

[ સંભવ જિનવર વિનતિ-એ દેશી. ]

**ત્રીજી** વાડ હવે સાંભલો, આસનની કહું તેહ રે;
જે આસન બેઠી કામિની, નવિ બેસે મુનિ જેહ રે.
શીલવંત છાંડે તે છેહ રે—ત્રી૦ ૧

જિમ કોઇ નિરધન વાણીયો, રલે ખપે દિનરાત રે;
રૂઓ માત્ર તે નવિ લહે, ધન કંચન કેહી વાત રે.
ઇમ ભોગવે નિજ જાત રે—ત્રી૦ ૨

પરવ દિવસ કોઇ આવીયો, કરે સહુ જન પકવાન રે;
તે નિરધનના બાલક રૂએ, આપણ કરીએ પકવાન રે.
કિહાંથી કાઢે તે ધાન રે—ત્રી૦ ૩

બાલકના આગ્રહ થકી, લાવે ગોધૂમ ધાન રે;
પડસૂલી કરી તેહની, લાવે શાક અસાન રે.
કોહલા કેરૂં તે માન રે—ત્રી૦ ૪

કોહલું શાક તે કેળવી, મૂકયું કણકને પાસ રે;
વાક ગયો સવિ તેહનો, તે રહ્યો વદન વિકાસ રે. ત્રી૦ ૫
તિમ સ્રી આસન બેસતાં, વાડ શિથિલ તસ જાણુ રે,
ઘટિકા દોય છાંડે તેહની, સ્રી ત્રણ પહોર પ્રમાણુ રે;
તજે પુરૂષાસન ઠાણુ રે, ભાખે ત્રિભુવન ભાણુ રે,
**મેરૂ** કરે ગુણગાન રે. ત્રી૦ ૬

## ઢાલ-ચોથી.

[ ત્રણ શુદ્ધિ સમકિત તણી રે-એ દેશી ]

**નારી** અંગ ન જોઇએ રે, લાગે બહુલો રાગ રે;
શીલવંતની વાડનો રે, તિહાંથી થાયે ત્યાગ રે. નારી૦ ૧
વીર જિણેસર ઇમ કહે રે, તુમે રાગદૃષ્ટિ નિવારો રે;
શ્રી જિન પ્રવચન જોઇને રે, સુપુરૂષ આતમ તારો રે. નારી૦ ૨
જિમ કોઈ અંધ પુરૂષ હતો રે, મિલિયો વૈદ સુજાણ રે;
તે કહે ઔષધ તુજ કરૂં રે, જો માને માહરી આણ રે. નારી૦ ૩
ઔષધ જોગ સાજો કર્યો રે, તું સૂરજ સાહમું ન જોય રે;
તે કેતે દિન વિસર્યું રે, રવિ જોયે અંધ તે હોય રે. નારી૦ ૪
તેહ પરે વ્રતધારકો રે, નવિ જુએ સ્ત્રીના અંગ રે;
ભાંજે વાડ ચોથી ખરી રે, હવે પંચમી સુણજો સુરંગ રે. નારી૦ ૫

## ઢાલ-પાંચમી.

[ સિદ્ધારથના રે નંદન વિનવું-એ દેશી. ]

**સુણ** વ્રતધારી રે શીયલજ રાખીયે, ચંચલ મન કરી ઠામ;
ભીતિ કડુખલે રે વાડ વિચાલમાં, મ કરજે વિસરામ. સુણ૦ ૧
શ્રીપુર પાટણ રાજા રાજીઓ, જિતશત્રુ તસ નામ;
તિહાં વ્યવહારી રે એક વાણિજ કરે, લાખ ને મીણ વિરામ. સુણ૦ ૨
ચુહલા પાખલિ મૂકે તે ભરી, વહોરી લાખ ને મીણ;
તાપને જોગે રે તે સવિ ગલી ગયું, કામે ભાખે રે દીણ. સુણ૦ ૩
નવિ કાંઈ પાસે રે આપે તેહને, તિમ દૃષ્ટાંતજ હોય;
સ્ત્રીના હાસ્ય કુતૂહલ સાંભલે, ભાંજે વાડ તું જોય. સુણ૦ ૪

## ઢાલ-છઠ્ઠી.

સુણુ સુણુ રે પ્રાણી, રાખો વાડ વિશેષ,
પૂરવના કામભોગ, નવિ સંભારો **અશેષ**;
સંભાર્યે દૂષણ, ભાંજે વ્રતની વાડ,
કુયતને રાખી, આતમ નરક મ પાડ. ૧

### ત્રુટક.

આતમ તાર જિમ કો બે બાંધવ, આવ્યા નગર ઉદ્યાન,
ક્રીડા કરી થાકયા બે બેઠા, વૃક્ષ હેઠલ સુજાણ;
તવ તે થડથી અહિ નિસરીયો, ડસે પુરૂષને અંગે,
બીજે દીઠો પણ નવિ બોલ્યો, ઘરે આવ્યા મન રંગે. ૨
એક વરસ ઇમિ વોલે, તે બેહુ બંધવ આવે,
તે થાનક દેખી, ડંસની વાત જણાવે;
તવ તસ વિષ ચઢીયો, કાલ કરે તત્કાલ,
તિમ નવિ સંભારે, પૂરવ ક્રીડા ઢાલ. ૩

### ત્રુટક.

નવિ સંભારે પૂરવક્રીડા, છઠ્ઠી વાડ ઇમ રાખે,
સમવસરણ બેસી જિન વીરો, સહુ સાંભલતાં ભાખે;
સાતમી વાડ સુણો ભવી પ્રાણી, સરસ આહાર ન લીજે,
એ કાયા કૂડી પોષંતા, નિશ્ચે નરક પડીજે. ૪
રસના વશ કીજે, સરસ વસ્તુ ન લીજે,
ઇંદ્રિ પરવશ થાયે, જેમ કોઈ કુષ્ઠી કહીજે;
તસ વૈદ્યજ મલીયો, કહે તું મદ્ય ન ખાય,
તો તુજ હું ઔષધ, કરૂં જેમ પોઢો થાય. ૫

## ત્રુટક.

પોઢો થયો તેહના ઔષધથી, વૈદ વચન વિસાર્યું,
મદ્યપાન કરીયું વલી જે તે, રોગે તસ તનુ ભાર્યું;
તે દુઃખિયો રસનાનો વાહ્યો, તિમ સહી રસના વારે,
આહાર લીયે સંજમને કાજે, પણ બલ રૂપ ન વધારે. ૬

## ઢાલ-સાતમી.

[ સુણ જિનવર શેત્રુંજા ધણીજી-એ દેશી. ]

હવે આઠમી વાડ સાંભલોજી, અધિક ન લેવો રે આહાર;
બ્રહ્મચારી સહી ઉઠીયેજી, ઊણા કવલ બે ચાર.
**સુગુણનર**! સાંભલજો એક વાત૦ ૧
જિમ બે પંથી ચાલતાજી, આવ્યા વનહ મોઝાર;
ભોજનવેલા થઈ તિસેજી, કરે સજાઇ સાર. સુ૦ ૨
લઘુ ભાજન અન્નહ ઘણુંજી, જાવા લાગ્યું રે ધાન;
તવ કૂડી મતિ ઉપનીજી, ઉપર મૂકયો પાહાણ. સુ૦ ૩
ભાગ્યું ભાજન અન્ન ગયુંજી, નવિ સરીયું તસ કાજ;
તિમ વ્રતી અધિક આહારથીજી, આલે વાડ મ ભાંજ. સુ૦ ૪

## ઢાલ-આઠમી.

[ સાહેબજી સાચી તાહરી વાણી-એ દેશી. ]

નવમી વાડ હવે સુણો, શ્રાવક સાધુ સુજાણ;
અંગ વિભૂષા જે કરે, બ્રહ્મવ્રતતણી રે તસ હોય હાણ કે.
**પાલો** રે વ્રત ભાવે, વ્રત પાલતાં રે દુઃખ ઢુંકડું નાવે કે-પા૦ ૧
બ્રહ્મચારી શ્રાવક યતિ, નવિ કરે મરડા મોડ;
ઉજ્જવલ આછાં લુગડાં, વલી બહુ મૂલાં રે પહેરતાં હોય ખોડ કે.
પાલો૦ ૨

કુંભકાર એક ડોકરો, જાયે માટી કાજે;
ખણતાં રતન પ્રગટ થયું, તે ધોઇ રે તેણે મૂકયું પાજે કે.
પાલો૦ ૩

માંસ ખંડ જાણી કરી, સમલી લેઇ જાય;
નાખ્યું કૂપમાંહે જઇ, કરે ઓરતો રે દુઃખ સબલું થાય કે.
પાલો૦ ૪

સમલી સરિખી કામિની, રયણ સરિખું શીલ;
બ્રહ્મચારી જો સાચવે, તો ઇહ ભવ રે તસ પરભવ લીલ કે.
પાલો૦ ૫

શ્રી અકબરપુરમાંહે રહી, કીધી એહ સજ્ઝાય;
સંવત સત્તર કર શ્રાવણ માસે, વ્રત પાલતાં રે દુઃખ દૂરે પલાય કે.
પાલો૦ ૬

શ્રી દેવવિજય પંડિત વરૂ, શ્રી જયવિજય બુધરાય;
તસ સીસ **મેરૂવિજય** કહે, વ્રત પાલતાં રે નવનિધિ ઘર થાય કે.
પાલો૦ ૭

ઇતિ શ્રી મેરૂવિજયજી કૃત નવવાડની
સજ્ઝાય સમ્પૂર્ણ.

—: શ્રી ઉદયરત્નજી વિરચિત :—

# શીયલની નવવાડની સજઝાય.

[ દુહા. ]

શ્રીગુરૂને ચરણે નમી, સમરી શારદ માય;
નવવિધ **શીલ**ની વાડનો, ઉત્તમ કહું ઉપાય. ૧

**ઢાલ–પહેલી.**

પહેલીને વાડે હોજી વીર જિનવરે કહ્યો,
સેવો સેવો હો વસતિ વિચારીને જી;
સ્ત્રી પશુ પંડગ હોજી વાસો વસે જિહાં.
તિહાં નવિ રહેવું હો શીલવ્રતધારીને જી. ૨
જીમ તરૂડાલે હોજી વસતો વાનરો,
મનમાં બીહે રખે ભુંઇ પડું જી;
મંજારી દેખી હોજી પિંજરમાંહેથી,
પોપટ ચિંતે હો રખે દોટે ચડું જી. ૩
જિમ સિંહલંકી હોજી સુંદરી શિર ધરી,
જલનું બેડું હો જુગતિશ્યું જાલવે જી;
તિમ મુનિ મનને હોજી રાખે ગોપવી,
નારીને નિરખી હોજી ચિત્ત નવિ ચાલવે જી. ૪
જિહાં હોવે વાસો હોજી સહેજે મંજારનો,
જોખમ લાગે હો તિહાં મુષકની જાતિને જી;
તિમ બ્રહ્મચારી હોજી નારીની સંગતે,
હારે હો હારે રે શીયલ સુધાતને જી. ૫

### ત્રુટક.

એમ વાડ વિઘટે વિષય પ્રગટે, શંકા કંખા નીપજે,
તીવ્ર કામે ધાતુ બિગડે, રોગ બહુવિધ ઉપજે;
મન્નમાંહિ વિષય વ્યાપે, વિષયશું મન રહે મલી,
**ઉદયરત્ન** કહે તિણે કારણ, નવ વાડ રાખો નિર્મલી. ૬

### ઢાલ-બીજી.

સુરપતિ સેવિત ત્રિભુવન ધણી, અજ્ઞાન તિમિરહર દિનમણિ;
શીલરયણ યતનાને તંતે, ભાંખી વાડ બીજી ભગવંતે. ૧

### ત્રુટક.

ભગવંત ભાખે સંઘ શાખે, શીયલ સુરતરૂ રાખવા;
મુક્તિ મહાફલ હેતુ અદ્‌ભુત, ચારિત્રને રસ ચાખવા. ૨
મીઠે વચને માનનીશ્યું, કથા ન કરે કામની;
વાડ વિધસ્યું જેહ પાલે, બલિહારી તસ નામની. ૩
વાત વ્રતને ઘાતકારી, પવન જિમ તરૂપાતને;
વાત કરતાં વિષય જાગે, તે માટે તજો એ વાતને. ૪
લીંબુ દેખી દૂરથી જિમ, ખટાશે ડાઢા ગલે;
ગગન ગર્જારવ સુણીને, હડકવા જિમ ઉચ્છલે. ૫
તિમ બ્રહ્મચારીના ચિત્ત વિણસે, વયણ સુંદરીનાં સુણી;
કથા તજો તિણે કારણે, ઇમ પ્રકાશે ત્રિભુવનધણી. ૬

### ઢાલ-ત્રીજી.

[ મારૂં મન મોહ્યું રે શ્રી સિદ્ધાચલે રે-એ દેશી. ]

ત્રીજીને વાડે રે ત્રિભુવન રાજીયો રે, ઇણિ પરે દિયે ઉપદેશ;
આસન છંડો રે સાધુજી **નારીનું** રે, મુહૂર્ત્તલગે સુવિશેષ. ૧

હું બલિહારી રે જાઉં તેહને રે, ધન્ય ધન્ય તેહની હો માત;
શીયલ સુરંગી રે રંગાણી રાગશું રે, જેહની સાતે હો ધાત. હું૦ ૨
શયનાસને રે પાટને પાટલે રે, જિહાં જિહાં બેસે હો નાર;
બે ઘડી લગે રે તિહાં બેસે નહિ રે, શીલવ્રત રાખણહાર. હું૦ ૩
કોહલા કેરી રે ગંધસંયોગથી રે, જિમ જાયે કણકનો વાક;
તિમ અબલાનું રે આસન સેવતાં રે, વિણસે શીયલ સુપાક. હું૦ ૪

## ઢાલ-ચોથી.

ચોથીને વાડે તુમે ચેતજો હો રાજ, ઇણિ પરે ભાંખે શ્રીજિનભૂપ રે;
સંવેગી સુધા સાધુજી૦
નયણ કમલ વિકાસીને હો રાજ, રખે નિરખો રમણીનું રૂપ રે. સં૦ ૧
રૂપ જોતાં રઢ લાગશે હો રાજ, હેલા ઉલ્લસશે અનંગ રે; સં૦
મનમાંહિ જાગશે મોહની હો રાજ,
ત્યારે હોશ્યે વ્રતનો ભંગ રે. સં૦ ૨
દિનકર સામું દેખતાં હો રાજ,
જગમાં નયણે ઘટે જિમ તેજ રે; સં૦
તિમ તરૂણી તન પેખતાં હો રાજ,
હીણું થાયે શીયલશું હેજ રે. સં૦ ૩

## ઢાલ-પાંચમી.

[ તે દિન ક્યારે આવશે-એ દેશી ]

પાંચમી વાડ પરમેશ્વરે, વખાણી હો વારૂ;
સાંભળજો શ્રોતા તુમે, ધરમી વ્રતધારૂ. ૧
કુડચંતર વરકામિની, રમે જિહાં રાગે;
સ્વર કંકણાદિકનો સુણી, જિહાં મનમથ જાગે. ૨

તિહાં વસવું બ્રહ્મચારીને, ન કહ્યું વીતરાગે;
વાડ ભાંગે શીલરત્નની, જિહાં લાંછન લાગે. ૩
અગ્નિપાસે જિમ ઓગલે, ભાજનમાંહે ધરીયાં;
લાખ ને મીણ જાયે ગલી, નવિ રહે રસ ભરીયાં. ૪
તિમ હાવભાવ નારીતણાં, હાંસુંને રૂદન્ન;
સાંભલતાં શીલ વિઘરે, મન વેધે મદન્ન. ૫

## ઢાલ-છઠ્ઠી.

છઠ્ઠીને વાડે છેલ છબીલો, ગુણરત્ને ગાઢો ભર્યો જી;
સિદ્ધારથ કુલે નગીનો, વીરજિણંદ એમ ઉચ્ચર્યો જી. ૧
અવ્રતીપણે જે જે આગે, કામક્રીડા બહુવિધ કરી જી;
વ્રત લેઇને વિલસિત પહેલાં, રખે સંભારો દીલ ધરી જી. ૨
અગ્નિભાર્યા ઉપર પુલો, મેલે જિમ જ્વાલા વમે જી;
વરસ દિવસે જિમ વિષધરનું, શંકાયે વિષ સંક્રમે જી. ૩
વિષય સુખ જે વિલસિત પહેલાં, તિમ શીલવંત સંભારતો જી;
વ્યાકુલ થઇને શીલ વિરાધે, પછે થાયે વલી ઓરતો જી. ૪

## ઢાલ-સાતમી.

સાતમી વાડે વીર પયંપે, સુણો સંયમના રાગી હો;
**શીલ** રથના હો ધોરી, સુધા સાધુ વૈરાગી,
મુઝ આણાકારી બ્રહ્મચારી, વિષય-રસના ત્યાગી હો. શી૦ ૧
સરસ આહાર તજજો સહી જી, વિગય થોડી વાવરજો; શી૦
માદક આહારે મનમથ કોપે, તેજાનો પરિહરજો હો. શી૦ ૨
સન્નિપાત જિમ ઘૃત જોગે, અધિક કરે ઉલાલો હો; શી૦
પાંચે ઇંદ્રિય તિમ રસે પોષ્યાં, ચારિત્રમાં કરે ચાલો હો. શી૦ ૩

## ઢાલ-આઠમી.

[ ધન્ય દિન વેલા ધન્ય ઘડી તેહ-એ દેશી. ]

ત્રિશલાસુત હો ત્રિગડે બેસી એમ,
આઠમી વાડ વખાણી શીલની જી;
અતિમાત્રા હો આહાર તજો અણગાર,
લાલચ રાખો જો સંયમ શીલની જી. ૧
અતિઆહારે હો આવે ઉંઘ અપાર,
સુપનમાંહી હો થાયે શીલવિરાધના જી;
વલી થાયે હો તેણે મદવંત દેહ,
સંયમની હો નવિ થાયે આરાધના જી. ૨
જિમ શેરના હો માપામાંહે દોઢ શેર,
ઓરીને ઉપર દિજે ઢાંકણું જી;
ભાંજે તોલડી હો ખીચડી ખેરૂ થાય,
તિમ અતિમાત્રાયે વ્રત બિગડે ઘણું જી. ૩

## ઢાલ-નવમી.

નવમી વાડે નિવારજ્યો રે, સાધુજી શણગાર;
શરીર શોભાવ્યું શોભે નહિ રે, અવનીતલે અણગાર. ૧
એમ ઉપદેશે વીરજી રે, મુનિવર ધરજ્યો મન્ન;
શિખામણ એ માહરી રે, કરજ્યો શીલ જતન્ન. ૨
સ્નાન વિલેપન વાસના રે, ઉત્તમ વસ્ત્ર અપાર;
તેલ તંબોલ આદે તજો રે, ઉદ્ભટ વેશ મ ધાર. ૩
ધોઇને ધરણી ધર્યો રે, જિમ રત્ન હાર્યો કુંભાર;
તિમ શીલ-રત્નને હારસ્યો રે, જો કરસ્યો શણગાર. ૪

## ઢાલ-દશમી.

એકલી નારી સાથે, મારગે નવિ જાવું હો,
વલી વાત વિશેષ ન કીજીએ;
એક સેજે નર હોય, શીલવંત ન સુવે હો,
સહેજે ગાલ ન દિજીયે. ૧
ન સુવાડે નિજ પાસ, સાડા છ વરસની હો, પુત્રીને પણ હેજમાં;
સાત વરસ ઉપરાંત, સુતને પણ ન સુવારે હો,
શીલવંતી તેમ સેજમાં. ૨
સ્ત્રીસંગે નવલાખ, [1]પ્રાણી હણાયે હો, કાંઈ ભગવંતે ભાંખ્યું ઇસ્યું;
અસંખ્યાતા પણ જીવ, સંમુચ્છિંમ પંચેંદ્રિય હણાયે હો,
વલી ઘણું કહીયે કિસ્યું. ૩
એમ જાણી નરનાર, શીલની સદ્દહણા હો, સુધી મનમાં ધારજો;
લહી દુર્ગતિનું મૂલ, અબ્રહ્મ સેવામાંહિ હો,
જાતાં મનને વારજો. ૪
તપ ગચ્છ ગયણ દિણંદ, વંછિત ફલદાતા હો,
**શ્રી હીરરત્ન સૂરીશ્વરૂ;**
પામી તાસ પસાય, વાડો એમ વખાણી હો,
શીલની એહ મનોહરૂ. ૫
**ખંભાત** રહી ચોમાસ **સત્તરસેં ત્રેસઠે** હો,
**શ્રાવણ વદિ બીજ બુધે** ભણે;
**ઉદયરત્ન** કહે કર જોડી, શીયલ જે પાલે હો,
તેહને જાઉં ભામણે. ૬

ઇતિ શ્રી ઉદયરત્નજી કૃત નવવાડની સજ્ઝાય સમ્પૂર્ણ.

---

૧ પાઠાંતર-જીવ પંચેંદ્રિ હણાયે હો.

## ૧-શીયલની સજ્ઝાય.

[ ધર્મ જિનેસર ગાઉં રંગશું-એ દેશી. ]

**શ્રી જિનવાણી હો ભવિયણ ચિત્ત ધરો,**
છંડો વિષય વિરૂપ; **ચતુરનર !**
નારી દેખી હો નયણ ન જોડીયે,
નવિ પડીયે ભવકૂપ. ચ૦ શ્રી૦ ૧
સજ્જન સનેહી હો શીયલથી સુખ લહે,
આતમ નિર્મલ થાય; ચ૦
વ્રત સકલમાં જેહ શિરોમણિ,
જસ ગુણ સુર-નર ગાય. ચ૦ શ્રી૦ ૨
ચક્ષુ કુશીલે હો જે સુખ માણતા,
વિણસાડે નિજકાજ; ચ૦
કાચને કટકે હો રતન ચિંતામણિ,
હારે નિજ કુલ લાજ. ચ૦ શ્રી૦ ૩
રૂપને જોવે હો રાગ વધે સહી,
વિષય વધે મન કાય; ચ૦
મનને પાપે હો મચ્છ તંદુલીઓ,
જુઓ મરી સાતમીએ જાય. ચ૦ શ્રી૦ ૪
ધિગ ધિગ સરસવ સુખને કારણે,
દુઃખ લહે મેરૂ સમાન; ચ૦
અણભોગવતાં હો ભવ સાયર રૂલે,
કરતા યુવતિનું ધ્યાન. ચ૦ શ્રી૦ ૫

રાજા **રૂપી** હો નયણ કુશીલથી,
લક્ષ્મણા મનને રે પાપ; ચ૦
કાયાને જોગે હો **સત્યકી**પ્રમુખ બહુ,
પામ્યા ભવદવ તાપ. ચ૦ શ્રી૦ ૬
સંયમ પાલ્યું હો સહસ વરસ લગે,
રાજઋષિ કંડરીક; ચ૦
ઉત્તરાધ્યયને હો ભોગને ચાખતો,
પામ્યો નરકની ભીક. ચ૦ શ્રી૦ ૭
સામગ્રી જોગે હો જે નથી સાધતા,
લહેશે ભવની રે વાટ; ચ૦
ભાંગ્યો ઘટ તે મિલવો દોહિલો,
કામનું મુખડું રે દાટ. ચ૦ શ્રી૦ ૮
દીપક પકડી હો જે કૂવે પડે,
હરખે જે વિષ ખાય; ચ૦
અગ્નિ મૂકે હો નિજ આવાસમાં,
તસ કુણ વારવા જાય. ચ૦ શ્રી૦ ૯
કાયા અશુચિ મલ મૂત્રે ભરી,
નરકની દીવી રે નાર; ચ૦
એહવું જાણી હો નવવિધ પાળજો,
પામશો જેમ ભવ પાર. ચ૦ શ્રી૦ ૧૦
શીલ થકી **જિન ઉત્તમ** પદ લહે,
**રૂપ** કલા ગુણ જ્ઞાન; ચ૦
**કીર્તિ** વાધે હો ઇહભવ પરભવે,
**જીવ** લહે બહુમાન. ચ૦ શ્રી૦ ૧૧

## ૨-શીયલની સજ્ઝાય.

[ સંભવ જિનવર વિનતિ—એ દેશી. ]

**શીયલ સમું વ્રત કો નહિ, શ્રી જિનવર** એમ ભાખે રે;
સુખ આપે જે શાશ્વતા, દુર્ગતિ પડતાં રાખે રે. શીયલ૦ ૧
વ્રત પચ્ચક્ખાણ વિના જુઓ, નવ નારદ જેહ રે;
એકજ શીયલ તણે બળે, ગયા મુગતિમાં તેહ રે. શીયલ૦ ૨
સાધુ અને શ્રાવક તણાં, વ્રત છે સુખદાયી રે;
શીયલ વિના વ્રત જાણજો, કુસકા સમ ભાઈ રે. શીયલ૦ ૩
તરૂવર મૂલ વિના જિસ્યો, ગુણ વિણુ લાલ કમાન રે;
શીયલ વિના વ્રત એહવું, કહે **વીર** ભગવાન રે. શીયલ૦ ૪
નવવાડે કરી નિરમલું, પહેલું શીયલજ ધરજો રે;
**ઉદયરત્ન** કહે તે પછી, વ્રતનો ખપ કરજો રે. શીયલ૦ ૫

## ૩-શીયલની સજ્ઝાય.

**રખે કોઇ રમણી રાગમાં,** પ્રાણી મુંઝાઓ;
અથિર એ બાલા ઉપરે, થિર સ્યાને થાઓ. રખે૦ ૧
એતો અનરથનું આશ્રમ છે, કલેશનો છે કંદો;
વૈરોદધિ પૂર વધારવા, ચાવો પૂનમ ચંદો. રખે૦ ૨
કુલટા નારીને કારણે, કેઇ કુલવંતા;
આચરણ હીણા આચરે, વહાલાશું વઢંતા. રખે૦ ૩
દુઃખની દરી એ સુંદરી, દુરગતિની દાતા;
આગમથી લ્યો ઓળખી, ગુણ એહના જ્ઞાતા. રખે૦ ૪
ખાંડ મીઠી કરી લેખવે, મલતાં મૂઢ પ્રાણી;
ઉદય વદે કડૂઇ પછે, જિનમતિયે જાણી. રખે૦ ૫

## ૪-શીયલની સજ્ઝાય.

[ સાંભળજો મુનિ સંયમ રાગે-એ દેશી. ]

તે તરીયા રે ભાઈ તે તરીયા, જે નારી સંગથી ડરીયા રે;
તે ભવ સમુદ્રને પાર ઉતરીયા, જઇ શિવરમણી વરીયા રે.
તે તરીઆ૦ ૧

**સ્થૂલભદ્રને** ધન્ય જે જઇને, વેશ્યાને ઘેર રહીઆ રે;
સરસ ભોજનને વેશ્યા મલીયા, પણ શીલે નવિ ચલીયા રે.
તે તરીયા૦ ૨

**સીતા** દેખી **રાવણ** ચલીયા, પણ **સીતા** નવિ ફરીયા રે;
**રહનેમિ રાજુલને** મલીયા, પણ **રાજુલ** નવિ પડીયા રે.
તે તરીયા૦ ૩

**રાજુલે** તેહને ઉદ્ધરીયા, તે પણ શિવઘર મલીયા રે;
રાણીયે કોડ ઉપાય તે કરીયા, **સુદર્શન** નવિ ગલીયા રે.
તે તરીયા૦ ૪

ક્ષપક શ્રેણિમાંહિ તે ચડીયા, કેવલ ઘરણી લહીયા રે;
**ઉત્તમ** પદ **પદ્મને** અનુસરીયા, તે ભવ ફેરથી ટલીયા રે.
તે તરીયા૦ ૫

## ૫-શીયલની સજ્ઝાય.

મહાવ્રત ચોથું મન ધરો, ભાંખે શ્રી વર્દ્ધમાન રે;
**મુનિવર દિલ ધરો૦**
**નવવિધે વિશુદ્ધે પાલતા, લહીએ વંછિત થાન રે. મુ૦ ૧**
**ભાવના પંચ છે તેહની, ભાવો એકાગ્રહ ચિત્ત રે; મુ૦**
**પહેલા અંગથકી કહી, આણી મનમાં હિત રે. મુ૦ ૨**

સ્ત્રી કથા કહેવી નહિ, પહેલી ભાવના એહ રે; મુ૦
મન-વિકાર ન ઉપજે, વાધે વ્રત ગુણગેહ રે. મુ૦ ૩
સરાગ દ્રષ્ટિ જોવે નહિ, સ્ત્રીના અંગ ઉપાંગ રે; મુ૦
બીજી ભાવના એ કહી, કરે વ્રત શુદ્ધ જેમ ગંગ રે. મુ૦ ૪
પૂર્વ ક્રીડા કહેવી નહિ. જેહથી હોયે વિહ્વલ ચિત્ત રે; મુ૦
ત્રીજી ભાવના જાણવી. જિન શાસનની રીત રે. મુ૦ ૫
અતિ માત્રાયે ન વાવરે, આહાર પાણી જે સરસ રે; મુ૦
ચોથી ભાવના ભાવતો, કરે વિષય ગુણ નિરસ રે. મુ૦ ૬
સ્ત્રી પશુ પંડગ રહિત વલી, વસે વસતિ જોઇ રે; મુ૦
પંચમી ભાવના ભાવતાં, ચારિત્ર નિર્મલ હોઈ રે. મુ૦ ૭
ક્ષમા ગુણે કરી શોભતું, શ્રી ગુરૂ ક્ષમાવિજય નામ રે; મુ૦
તાસ ચરણ નિત સેવતાં, લહીયે **જસ** બહુમાન રે. મુ૦ ૮

## ૬-શીયલની સજઝાય.

ચોથું મહાવ્રત આદરો, ચતુરાઇ આણી;
સોહમ જંબૂને કહે, સુણો વીરની વાણી.
**હું વારી તેહ મુણિંદને,** જેહ એ વ્રત પાલે૦ હું૦ ૧
દશમે અંગે ઓપમા, બત્રીશ વખાણી;
નવવાડ વિશુદ્ધ જે આદરે, ધન્ય તાસ કમાણી. હું૦ ૨
વેશ ઔદારિક વૈક્રિયે, અષ્ટાદશ ભેદા;
દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ ચઉગુણા, ટાલે ભવ ખેદા. હું૦ ૩
સાગર-હરિ-કરિ-અહિ-અરિ, દ્રવ્ય રોગ પ્રણાશે;
ભાવના વ્રત દીપાવના, દશમે અંગે પ્રકાશે. હું૦ ૪

પ્રમદા પશુ પંડગ જિહાં, તિહાં વાસ નિવારો;
મદન જીપાવણ ભાવના, પહેલી અવધારો. હું૦ ૫
સાપણી પરે કામિની કથા, વ્રત જીવિત હારી;
રાગે રમણી ન વરણવો, બીજી ભાવના ધારી. હું૦ ૬
ત્રીજી ભાવના નારીશું, નયણે નયણ મ જોડો;
અંગના અંગ નિહાલતાં, કુદે મનમથ ઘોડો. હું૦ ૭
ચોથી ભાવના પૂરવે, સુરતાદિક ક્રીડા;
હસત રમત સંભારતાં, કરે સંયમ પીડા. હું૦ ૮
ઘૃત ગુડ પય દધિ પ્રમુખથી, વાધે વિષય વિકાર;
પાંચમી ભાવનાં ચિત્ત ધરી, તજો સરસ આહાર. હું૦ ૯
**દશરથ સુત** પ્રિયા **જાનકી, દશકંધર** આણી;
અબ્રહ્મના અભિલાષથી, નરકે લીયો તાણી. હું૦ ૧૦
**અરિકેશરી**-નૃપ-ગેહિની, રાણી **ચંપકમાલા**;
**જિન** કહે શીયલ સુધારસે, શમી પાવક જ્વાલા. હું૦ ૧૧

## ૭–શીયલની સજ્ઝાય.

[ સિદ્ધારથના રે નંદન વિનવું–એ દેશી. ]

સરસતી કેરા રે ચરણ નમી કરી, મહાવ્રત ચોથું રે સાર;
કહેશું ભાવે રે ભવિયણ સાંભળો, સુણતાં જય જયકાર. ૧
**એહવા મુનિવરને પાયે નમું,** પાલે શીયલ ઉદાર;
અઢાર સહસ શીલાંગરથના ધણી, ઉતારે ભવપાર. એ૦ ૨
ચોથા વ્રતને રે સમુદ્રની ઉપમા, બીજા નદીઓ સમાન;
ઉત્તરાધ્યયને રે તે બત્રીશમે, ભાખે જિન **વર્દ્ધમાન.** એ૦ ૩

કોશ્યા મંદિર ચોમાસું રહ્યા, ન ચલ્યા શીયલે લગાર;
**શ્રી સ્થૂલભદ્ર**ને રે જાઉં ભામણે, નમો રે નમો સો વાર. એ૦ ૪
**સીતા** દેખી રે **રાવણ** મોહિયો, કીધાં ક્રોડ ઉપાય;
**સીતા** માતા રે શીયલે નવિ ચલ્યા, જગમાં સહુ ગુણ ગાય. એ૦ ૫
શીયલ વિહુણા રે માણસ કુટડા, જેહવાં આવલ ફૂલ;
શીયલ ગુણે કરી જે સોહામણા, તે માણસ બહુ મૂલ. એ૦ ૬
નિત ઉઠીને રે તસ સમરણ કરૂં, જેણે જગ જીત્યો રે કામ;
વ્રત લઈને રે જે પાળે નહિ, તેહનું ન લીજે રે નામ. એ૦ ૭
દશમા અંગે રે શીયલ વખાણીયું, સકલ ધરમ માંહે સાર;
**કાંતિવિજય** મુનિ એણી પેરે ઉપદિશે, શીયલ પાલો નરનાર.
એ૦ ૮

## ૮–શીયલની સજ્ઝાય.

[ જીનજી મુજ પાપીને રે તાર–એ દેશી. ]

સોમવિમલ ગુરૂ પય નમીજી, નિજ ગુરૂ ચરણ વંદેવ;
શીયલ તણાં ગુણ ગાયશુંજી, હિયડે હર્ષ ધરેવ રે.
**જીવડા ધરીયે શીલવ્રત સાર૦**
શીલ વિણ વ્રત સવિ ખડહડેજી, શીલ વિણ સંયમ સાર રે. જી૦ ૧
તોરણથી રથ વાલિયોજી, જાગ્યા **નેમ** કુમાર;
**રાજીમતી** વિનવે ઘણુંજી, ન ધરે મોહ લગાર રે. જી૦ ૨
**સ્થૂલભદ્ર** **કોશ્યા** ઘર રહેજી, ચતુરપણે ચઉમાસ;
ખટરસ નિત ભોજન કરેજી, ન પડ્યા **કોશ્યા** પાસ રે. જી૦ ૩
નવાણું કંચન કોડી ઘણીજી, કહીયે **જંબૂ** કુમાર;
આઠે કન્યા પરિહરીજી, લીધો સંજમ ભાર રે. જી૦ ૪

ધનસંચય પુત્રી ભણેજી, પરણું વયર કુમાર;
વયરસ્વામી મન નવિ ચલ્યોજી, જાણી અથિર સંસાર રે. જી૦ ૫
શેઠ સુદર્શનને દીયેજી, અભયા કપિલા રે આળ;
શૂલી સિંહાસન થયુંજી, જાણે બાળગોપાળ રે. જી૦ ૬
વંકચૂલ ચોરી કરેજી, પેઠો રાય ભંડાર;
રાણીયે ઘણું ભોળવ્યોજી, ન ચલ્યો ચિત્ત લગાર રે. જી૦ ૭
કલહ કરાવે અતિ ઘણોજી, મનમાં મેલો રે ભાવ;
નારદ જે સદ્‌ગતિ લહેજી, તે તો શીયલ પ્રભાવ રે. જી૦ ૮
ચંદન બાળા મહાસતીજી, જગમાં હુઈ વિખ્યાત;
જસ હાથે વીર પારણુંજી, હુઇ અસંભવિત વાત રે. જી૦ ૯
સાઠ સહસ વર્ષ આંબિલ કરીજી, ભરતશું છંડે રે પ્રેમ;
રૂષભ–પુત્રી તે સુંદરીજી, મુક્તે પહોતી એમ રે. જી૦ ૧૦
શીલવતી ભરથારનેજી, કમલિની આપે રે સાર;
ક્યારે કરમાયે નહિજી, શીલ તણે અનુભાવ રે. જી૦ ૧૧
ચાલણીયે જલ કાઢીયુંજી, સતી સુભદ્રા નાર;
ચંપા બાર ઉઘાડીયાંજી, લોક કરે જયકાર રે. જી૦ ૧૨
સતીમાંહે સીતા ભલીજી, જેહને મન શ્રીરામ;
અગ્નિ ટલી પાણી થયુંજી, રાખ્યું જગમાં નામ રે. જી૦ ૧૩
શીયલે હરીયું હરણલુંજી, શીયલે સંકટ જાય;
શીયલે સાપ ન આભડેજી, પાવક પાણી થાય રે. જી૦ ૧૪
જે પ્રાણી સ્વકાયથીજી, શીયલ પાલે ગુણવંત;
બ્રહ્મલોક તે અવતરેજી, ઇમ ભાંખે ભગવંત રે. જી૦ ૧૫
શીયલ અખંડિત પાલશેજી, ઇણ જુગ જે નરનાર;
હંસસોમ ઉવજ્ઝાય ભણેજી, તેહને જય જયકાર રે. જી૦ ૧૬

## ૯–શીયલની સજ્ઝાય.

### [દુહો.]

જિનપ્રતિમા જિનમંદિરા, કંચનના કરે જેહ;
બ્રહ્મવ્રતથી બહુ ફળ લહે, નમો નમો શીયલ સુદેહ. ૧

### ઢાલ.

[ લીલાવંત કુંવર ભલો–એ દેશી. ]

**બ્રહ્મચર્ય પદ પૂજીયે, વ્રતમાં મુકુટ સમાન હો વિનીત;**
**શીયલ સુરતરૂ રાખવા, કહી નવવાડ ભગવાન હો વિનીત.**
**નમો નમો બંભવયધારિણું० ૧**

કૃત કારિત અનુમતિ તજે, દિવ્ય ઓદારિક કામ હો વિનીત;
ત્રિકરણયોગે એ પરિહરે, ભેદ અઢાર ગુણધામ હો વિનીત.
નમો० ૨

દશ અવસ્થા કામની, ત્રેવીશ વિષય હરંત હો વિનીત;
અઢાર સહસ્સ શીલાંગરથે, બેઠા મુનિ વિચરંત હો વિનીત.
નમો० ૩

દ્રવ્યથી ચાર દારા તજે, ભાવે પરપરિણતિ ત્યાગ હો વિનીત;
દશ સમાહિઠાણ સેવતાં, ત્રીશ અબંભના મયાગ હો વિનીત.
નમો० ૪

દીયે દાન સોવન કોડિનું, કંચન ચૈત્ય કરાય હો વિનીત;
તેહથી બ્રહ્મવ્રત ધારતાં, અગણિત પુણ્ય સમુદાય હો વિનીત.
નમો० ૫

ચોરાશી સહસ મુનિદાનનું, ગ્રહસ્થભક્તિ ફલ જોય હો વિનીત;
ક્રિયાગુણઠાણે મુનિવડા, પણ ભાવ તુલ્ય નહિ કોય હો વિનીત.
નમો૦ ૬

દશમે અંગે વખાણિયો, ચંદ્રવર્મા નરિંદ હો વિનીત;
તેમ આરાધી પ્રભુતા વર્યો, સૌભાગ્યલક્ષ્મી સૂરિંદ હો વિનીત.
નમો૦ ૭

## ૧૦–શીયલની સજ્ઝાય.

**રે જીવ વિષય નિવારીયે**, નારી ઉપર શો નેહો રે;
**મુંજ મૃણાલ**તણી પરે, છટકી દેખાવે છેહો રે. રે જીવ૦ ૧
ષટખંડ કેરો રાજીયો, આપતણો અંગજાતો રે;
**ચૂલણી** ચૂકી મારવા, અવર કહું કિસી વાતો રે. રે જીવ૦ ૨
જન્મ લગે જે વાલહી, **સૂરિકાંતા** નારો રે;
કંઠે દાબી અંગૂઠડો, માર્યો નિજ ભરતારો રે. રે જીવ૦ ૩
ચંદ્રવદની મૃગલોચની, ચાલંતી ગજ ગેલો રે;
રૂપે દીસે રૂયડી, પણ તે વિષની વેલો રે. રે જીવ૦ ૪
વિષયારસ વિષ વેલડી, શેલડી સેવો ચંગો રે;
પંડિત જનને ભોળવે, ક્ષણમાં દાખે ભંગો રે. રે જીવ૦ ૫
નારી વિષય વિણાસીયાં, **દશકંધર** દશ શીશો રે;
રાજ રમણી હારી કરી, નરક પડ્યો નિશદીશો રે. રે જીવ૦ ૬
એક ઇંદ્રિ પરવશપણે, બંધન પામે જીવો રે;
મયગલ મોહ્યો હાથણી, બંધ પડ્યો કરે રીવો રે. રે જીવ૦ ૭
મધુકર મોહ્યો માલતી, લેવા પરિમલ પૂરો રે;
કમલ મિલંતે માંહિ રહ્યો, જબ આથમીયો સૂરો રે. રે જીવ૦ ૮

દીપશિખા દેખી કરી, રૂપે મોહ્યો પતંગો રે;
સોના કારણ લોભીયો, હોમે આપણો અંગો રે. રે જીવ૦ ૯
નાદ વિનોદે વિંધીયો, હરણ હણ્યો નિજ બાણો રે;
રસના ફરસે માછલો, બાંધ્યો ધીવર જાલો રે. રે જીવ૦ ૧૦
પંડિત **શીયલવિજયતણો**, શિષ્ય દીયે આશિષો રે;
શીયલ સુરંગી ચૂનડી, તે સેવો નિશ દિશો રે. રે જીવ૦ ૧૧

## ૧૧-શીયલની સજ્ઝાય.

### [ દુહા. ]

તેહ અકિંચન ગુણથકી, હોયે નિર્મલ શીલ;
કિંકર સુરનર તેહના, અવિચલ પામે લીલ. ૧
સંકટ નિકટ આવે નહિ, જેહને શીલ સહાય;
દુઃખ દુરગતિ દૌર્ભાગ્ય સવિ, પાતિક દૂર પલાય. ૨

### ઢાલ.

[ સોભાગી જિનશું લાગ્યો અવિહડ રંગ-એ દેશી. ]

બ્રહ્મચર્ય દશમો કહ્યોજી, મુનિવરકેરો ધર્મ;
સકલ સુકૃતનું સાર છેજી, ઈહ પરભવ લહે શર્મ.
**બલિહારી તેહની શીલ સુગંધા સાધુ૦ ૧**
માત પિતા ધન તેહનાંજી, ધન ધન તસ અવતાર;
વિષય વિષે નવિ ધારીયાજી, અનુભવ અમૃત ભંડાર. બ૦ ૨
ઔદારિક વૈક્રિયતણાજી, નવ નવ ભેદ અઢાર;
કૃત કારિતને અનુમતેજી, મન વચ કાય વિચાર. બ૦ ૩
સંજ્ઞાદિક યોગે કરીજી, જે હોયે સહસ અઢાર;
શીલ-રથ કહીયે તેહનેજી, સજ્ઝાયાદિ વિચાર. બ૦ ૪

સમિતિ ગુપ્તિને ભાવતાજી, ચરણ કરણ પરિણામ;
આવશ્યક પડિલેહણાજી, અહોનિશ કરે સાવધાન. બ૦ ૫
સામાચારી દશ વિધેજી, ઇચ્છાદિક ચક્રવાલ;
પદવિભાગ નિશીથાદિકેજી, ઓઘ પ્રમુખ પરનાલ. બ૦ ૬
સદાચાર એમ દાખીયેજી, શીયલ સ્વરૂપે નામ;
એણીપરે ત્રિવિધે જે ધરેજી, તે ગુણરત્ન નિધાન. બ૦ ૭
તે ત્રિભુવન ચૂડામણિજી, વિશ્વ તણા આધાર;
દ્રવ્ય ભાવ ગુણ–રત્નનાજી, નિધિસમ જે અણગાર. બ૦ ૮
જિણ જિણ ભાવ વીરાગતાજી, પામે દઢતા રૂપ;
ત્રિવિધ ત્રિવિધ તે આદરેજી, અતુલી બલ મુનિ ભૂપ. બ૦ ૯
જેણે સંયમ આરાધીયોજી, કરતલ શિવ સુખ તાસ;
**જ્ઞાનવિમલ** ચઢતી કલાજી, પ્રગટે પૂરણ પ્રકાશ. બ૦ ૧૦



## વૈરાગ્યની સજઝાય.

[ દાદાને આંગણ આંબલો--એ દેશી. ]

પરષદા આગે દે મુનિ દેશના, સુણો સંસારના રૂપ હો;
હો રે ચેતન ચેતજો૦
જગમાં જોતાં રે કો કોનું નહિ, અરથે લાગે અનૂપ હો. હો રે૦ ૧
સ્વારથ સુધી રે સહુ ખુંધું ખમે, જેમ દુઝણી ગાયની લાત હો;
ભુખે મારેને કુટીને જુએ, એમ અનેક અવદાત હો. હો રે૦ ૨
ધૂરા વહે રે ધોરી જિહાં લગે, તિહાં લગે ચારે ગુવાર હો;
નાથે સાહી રે ઘી પાયે વલી, પછી નીરે ચાર હો. હો રે૦ ૩
સુતને ધવરાવે માતા સ્વારથે, સ્વારથે સુત ધાવંત હો;
દેણું દીજે રે લેણું લીજીયે, ભાંખે એમ ભગવંત હો. હો રે૦ ૪
સગપણ સઘળા સંબંધ લગે, જે કરે પુણ્યને પાપ હો;
નવાનો ઉધારો જુના ભોગવે, કુણ બેટો કુણ બાપ હો. હો રે૦ ૫
પહોતી અવધે રે કોઇ પડખે નહિ, કીજીએ કોડી ઉપાય હો;
રાખ્યું તે કેહનું કોઇ નવિ રહે, પાકા પાનને ન્યાય હો. હો રે૦ ૬
મોહની જાળે રે સહુ મુંઝી રહ્યા, એક રાગ ને બીજો દ્વેષ હો;
બલવંત બન્ને રે બંધન એ કહ્યાં, તે માંહે રાગ વિશેષ હો. હો રે૦૭
જે જેમ કરે રે તે તેમ ભોગવે, કડવા કર્મ વિપાક હો;
વિષયનો વાહ્યો જીવ ચેતે નહિ, ખાતો ફલ કિંપાક હો. હો રે૦ ૮
આખર સહુને રે ઉઠી ચાલવું, કોઈ આજ ને કોઇ કાલ હો;
પરદેશી આણા રે પાછા નહિ વળે, એ સંસારની ચાલ હો. હો રે૦૯
નરપતિ સુરપતિ જિનપતિ સારિખા, રહી ન શકે ઘડી એક હો;
તો બીજાનો રે શો આશરો, કાલશું કેહી ટેક હો. હો રે૦ ૧૦

એવું જાણીને ધર્મ આદરો, કેવલિભાષિત જેહ હો;
વીશમી ઢાલે હો **ઉદયરતન** વદે, સંસારમાં સાર છે એહ હો.
હો રે૦ ૧૧

## સહજાનંદીની સજ્ઝાય.

**સહજાનંદી રે આતમા**, સૂતો કાંઇ નિશ્ચિંત રે,
મોહતણા રણીયા ભમે, જાગ જાગ મતિવંત રે;
લૂંટે જગતના જંત રે, નાખી વાંક અત્યંત રે,
નરકાવાસ ઠવંત રે, કોઇ વિરલા ઉગરંત રે. સ૦ ૧
રાગ–દ્વેષ–પરિણુતિ ભજી, માયા કપટ કરાય રે,
કાશકુસુમપરે જીવડો, ફોગટ જનમ ગમાય રે;
માથે ભય જમરાય રે, શ્યો મન ગર્વ ધરાય રે,
સહુ એક મારગ જાય રે, કોણુ જગ અમર કહાય રે. સ૦ ૨
રાવણુ સરિખા રે રાજવી, નાગા ચાલ્યા વિણુ ધાગ રે,
દશ માથાં રણુ રડવડ્યાં, ચાંચ દીયે શિર કાગ રે;
દેવ ગયા સવિ ભાગ રે, ન રહ્યો માનનો છાગ રે,
હરિ હાથે હરિ નાગ રે, જો જો ભાઇઓના રાગ રે. સ૦ ૩
કેઈ ચાલ્યા કેઈ ચાલશે, કેતા ચાલણુહાર રે,
મારગ વહેતો રે નિત્ય પ્રત્યે, જોતાં લક્ષ હજાર રે;
દેશ વિદેશ સધાર રે, તે નર એણે સંસાર રે,
જાતાં જમ દરબાર રે, ન જુવે વાર કુવાર રે. સ૦ ૪
નારાયણુપુરી દ્વારિકા, બળતી મેલી નિરાશ રે,
રોતા રણુમાં તે એકલા, નાઠા દેવ આકાશ રે;
કિહાં તરૂછાયા આવાસ રે, જલ જલ કરી ગયો સાસ રે,
બલભદ્ર સરોવર પાસ રે, સુણી પાંડવ શિવવાસ રે. સ૦ ૫

રાજી ગાજીને બોલતાં, કરતા હુકમ હેરાન રે,
પોઢ્યા અગ્નિમાં એકલા, કાયા રાખ સમાન રે;
બ્રહ્મદત્ત નરક પ્રયાણ રે, એ ઋદ્ધિ અથિર નિદાન રે,
જેવું પિંપળ પાન રે, મ ધરો જૂઠ ગુમાન રે. સ૦ ૬
વાલેસર વિના એક ઘડી, નવિ સોહાતું લગાર રે,
તે વિના જનમારો વહી ગયો, નહિ કાગળ સમાચાર રે;
નહિ કોઈ કોઈનો સંસાર રે, સ્વારથિયો પરિવાર રે,
માતા મરૂદેવી સાર રે, પોહોતા મોક્ષ મોઝાર રે. સ૦ ૭
માત પિતા સુત બાંધવા, અધિકો રાગ વિચાર રે,
નારી અસારી રે ચિત્તમાં, વંછે વિષય ગમાર રે;
જુવો સૂરિકાંતા જે નાર રે, વિષ દેતી ભરતાર રે,
નૃપ જિન ધર્મ આધાર રે, સજ્જન નેહ નિવાર રે. સ૦ ૮
હસી હસી દેતાં રે તાલીયો, શય્યા કુસુમની સાર રે,
તે નર અંતે માટી થયા, લોક ચણે ઘરબાર રે;
ઘડતા પાત્ર કુંભાર રે, એહવું જાણી અસાર રે,
છોડ્યો વિષય વિકાર રે, ધન્ય તેહનો અવતાર રે. સ૦ ૯
થાવચ્ચા સુત શિવવર્યા, વલી એલાચી કુમાર રે,
ધિક ધિક વિષયા રે જીવને, લઈ વૈરાગ્ય રસાલ રે;
મેહેલી મોહ જંજાલ રે, ઘર રમે કેવલ બાલ રે,
ધન્ય કરકંડૂ ભૂપાલ રે. સ૦ ૧૦
**શ્રી શુભ**વિજય સુગુરૂ લહી, ધર્મ રયણ ધરો છેક રે,
**વીર** વચન રસ શેલડી, ચાખે ચતુર વિવેક રે;
ન ગમે તે નર ભેક રે, ધરતા ધર્મની ટેક રે,
ભવજલ તરિયા અનેક રે. સ૦ ૧૧

## આત્મબોધની સજ્ઝાય.

**હો સુણુ આતમા,** મત પડ મોહપિંજરમાંહિ માયા જાલ રે,
ધન રાજ્ય જોબન રૂપ રામા, સુત સુતા ઘરબાર રે;
હુકમ હોદ્દા હાથી ઘોડા, કારમો પરિવાર.
માયા જાલ રે—હો૦ ૧
અતુલ બલ હરિ ચક્રી રામા, ભુજોર્જિત મદમત્ત રે;
ક્રૂર જમબળ નિકટ આયે, ગલિત જાયે સત્ત. માયા—હો૦ ૨
પુહવીને જે છત્ર પરે કરે, મેરૂનો કરે દંડ રે;
તે પણ ગયા હાથ ઘસતા, મૂકી સર્વ અખંડ માયા—હો૦ ૩
જે તખત બેસી હુકમ કરતા, પહેરી નવલા વેશ રે;
પાઘ સેહરા ધરત ટેડા, મરી ગયા જમદેશ. માયા—હો૦ ૪
મુખ તંબોલ ને અધર રાતાં, કરત નવ નવ ખેલ રે;
તેહ નર બલ પુણ્ય ઘાઠે, કરત પરઘર ટેલ. માયા—હો૦ ૫
ભજ સદા ભગવંત ચેતન, સેવ ગુરૂ પદ **પદ્મ** રે;
**રૂપ** કહે કર ધર્મકરણી, પામે શાશ્વત સદ્મ. માયા—હો૦ ૬

## સંસારસ્વરૂપની સજ્ઝાય.

[ ભાવીજે રે સમકિત જેહથી રૂઅડું-એ દેશી. ]
સંસારે રે, જીવ અનંત ભવે કરી,
કરે બહુલાં રે, સંબંધ ચિહુંગતિ ફરી ફરી;
નવિ રાખે રે, કોઇને તવ નિજ કરધરી,
સગાઇ રે, કહો કિણિપરે કહીયે ખરી. ૧

### ત્રુટક.

કહો ખરી કિણિપરી એહ સગાઈ, કારમો સંબંધ એ,
સવિ મૃષા માતા પિતા બહિની, બંધુ તેહ પ્રબંધ એ;
ઘર તરૂણ ઘરણી રંગે પરણી, ત્રાણ કારણ તે નહિ,
મણિ કણગ મુત્તિય ધણ ધાન્ય-કણ, સંપદા સબ સંગ્રહી. ૨

### ઢાલ.

એહ થાવર રે, જંગમ પાતિક દોઇ કહ્યા,
જેહ કરતાં રે, ચઉ ગઇ દુઃખ જીવે સહ્યા;
તેહ ટાલો રે, પાતિક દૂરે ભવિયણા,
જિમ પામો રે, ઇહભવ પરભવ સુખ ઘણા. ૩

### ત્રુટક.

ઘણા સુખ તે લહો ભવિયણ, જૈન ધર્મ કરી ખરો,
પરદાર પરધન પરિહરી તિણે, જૈન ધર્મ સમાચરો;
જે મદે માચે રૂપ રાચે, ધર્મ સાચે નવિ રમે,
અંજલિ જલ પરે જનમ જાતો, મૂઢ તે ફલ વિણ ગમે. ૪

### ઢાલ.

અધ્યયને રે, છઠ્ઠે શ્રીજિનવર કહે,
શુભ દ્રષ્ટિ રે, તેહ ભલીપરે સદ્દહે;
તે સદ્દહી રે, તપ નિયમાદિક આદરે,
આદરતો રે, કેવલ લચ્છી પણ વરે. ૫



**ત્રુટક.**

લચ્છી વરે જિનધર્મ કરતો, હલુઅકર્મી જે હુએ,
પાંચમા ગણધર સ્વામી જંબૂ, પૂછિયું ઇણિપરે કહે;
શ્રી વિજયદેવ સૂરિંદ પટધર, વિજયસિંહ મુણીસરૂ,
તસ શિષ્ય વાચક **ઉદય** ઇણિપરે, ઉપદિશે ભવહિતકરૂ. ૬

## હિત શિક્ષાની સજ્ઝાય.

**આપે આપ સદા સમજાવે,** મનમાં દુઃખ મત પાવે રે;
કોઇ કિસીકે કામ ન આવે, આપ કિયો ફલ પાવે રે.
આપે૦ ૧

જિમ પંખી તરૂએ મલી આવે, રયણી વીત્યે જાવે રે;
જિમ તીરથ મ્હેલી સવિ સંઘો, કરી કરી નિજ ઘર જાવે રે.
આપે૦ ૨

આપથકી કર્તવ્ય થયાં જે, ભોગવે તેહ એકીલો રે;
માહરૂં માહરૂં કરતો અહોનિશ, મૂઢપણે હોય ઘેલો રે.
આપે૦ ૩

સ્થિર નહિ એ સંસારી પ્રાણી, તન ધન યૌવનવાન રે;
જિમ સંધ્યાનાં વાદળનો રંગ, જેમ ચંચળ ગજકાન રે.
આપે૦ ૪

એમ જાણીને ધર્મ આરાધો, આપે આપ સંબાહો રે;
જ્ઞાનવિમલ પ્રભુને ચિત્ત ધ્યાઓ, જિમ શિવસુખને પાઓ રે.
આપે૦ ૫



## આત્મોપદેશની સજઝાય.

જીવ વારૂં છું મોરા વાલમા, પરનારીથી પ્રીત મ જોડ રે;
પરનારીની સંગત નહિ ભલી, તારા કુલમાં લાગશે ખોડ રે.
જી૦ ૧

જીવ એ સંસાર છે કારમો, દીસે છે આળ પંપાળ રે;
જીવ એહવું જાણી ચેતજે, આગળ માછીડે નાખી છે જાળ રે.
જી૦ ૨

જીવ માતપિતા ભાઇ બહેનડી, સહુ કુટુંબતણો પરિવાર રે;
જીવ વહેતી વારે સહુ સગું, પછે લાંબા કીધાં જુહાર રે.
જી૦ ૩

જીવ ડેહલી લગે સગી અંગના, શેરીં લગે સગી માય રે;
જીવ સીમ લગે સાજન ભલો, પછે હંસ એકીલો જાય રે.
જી૦ ૪

જીવ જાતાં તો નવિ જાણીયો, નવિં જાણ્યો વાર કુવાર રે;
જીવ ગાડું ભરીયું ઇંધણે, આગળ ખોખરી હાંડલી સાર રે.
જી૦ ૫

જીવ આઠમ પાખી ન ઓળખી, જીવ બહુલાં કીધાં પાપ રે;
જીવ **સુમતિવિજય** મુનિ એમ ભણે,
જીવ આવાગમન નિવાર રે. જી૦ ૬



## આપ સ્વભાવની સજ્ઝાય.

**આપ સ્વભાવમાં રે,** અબધૂ સદા મગનમેં રહેના;
જગત જીવ હે કરમાધીના, અચરિજ કછુઅ ન લીના. આપ૦ ૧
તુમ નહિ કેરા કોઈ નહિ તેરા, કયા કરે મેરા મેરા;
તેરા હે સો તેરી પાસે, અવર સબ અનેરા. આપ૦ ૨
વપુ વિનાશી તું અવિનાશી, અબ હે ઇનકો વિલાસી;
વપુસંગ જબ દૂર નિકાસી, તબ તુમ શિવકા વાસી. આપ૦ ૩
રાગ ને રીસા દોય ખવીસા, એ તુમ દુઃખકા દીસા;
જબ તુમ ઉનકું દૂર કરીસા, તબ તુમ જગકા ઈસા. આપ૦ ૪
પરકી આશા સદા નિરાશા, એ હે જગ જન પાસા;
તે કાટનકું કરો અભ્યાસા, લહો સદા સુખવાસા. આપ૦ ૫
કબહિક કાજી કબહિક પાજી, કબહિક હુઆ અપભ્રાજી;
કબહિક જગમાં કીર્તિ ગાજી, સબ પુદ્ગલકી બાજી. આપ૦ ૬
શુદ્ધ ઉપયોગ ને સમતાધારી, જ્ઞાન ધ્યાન મનોહારી;
કર્મ કલંકકુ દૂર નિવારી, જીવ વરે શિવ નારી. આપ૦ ૭

## શિખામણની સજ્ઝાય.

[ છઠ્ઠી ભાવના મન ધરો—એ દેશી. ]

સદ્ગુરૂ શિખડી સાંભલો, એહ અનિત્ય પણું સંસારે રે;
શું ધારે રે, અસ્થિર સ્થિર કરી ચિત્તમાં એ. ૧
ભાવ અનિત્ય સંસારના, જલબિંદુ વિદ્યુત સમ જાણો રે;
શું માણો રે, વર્ણ ગંધ રસ ફરસમાં એ. ૨
ઉત્પાદ વ્યય ને ધ્રુવતણી, સવિ દ્રવ્યે ત્રિભંગી ભાખી રે;
એ રાખી રે, ન રહે સ્થિતિ સંસારની એ. ૩

જિનવર ચક્રી જે હુઆ, તે પણ ઇહાં સ્થિર નવિ રહ્યા;
શું મોહે રે, ઝુરે તું પરભાવમાં એ. ૪
વાર અનંત મલ્યો સહી, તે સંબંધમાં શું માચે રે;
વલી નાચે રે, તેહને છંદે નટપરે એ. ૫
ચંચલ એ લહી આઉખું, જે ધર્મમાંહે સીદાય રે;
ન કહાય રે, તે સાપુરૂષ શિરોમણિ એ. ૬
જિન અગદંકારે કહ્યું, સવિ રોગ નિવારણહાર રે;
અતિ સારૂં રે, ધર્મોષધ કરવું બુધે એ. ૭
**સુમતિ**વિજય કવિરાયનો, **રામ**વિજય કહે રંગે રે;
ઉછરંગે રે, આતમ તત્ત્વ પ્રગટ કરો એ. ૮

## આત્માને શિખામણની સજઝાય.

[ આપ સ્વભાવમાં રે અબધૂ સદા મગનમેં રહેના—એ દેશી. ]

**યા મેવાસમેં** બે, મરદો મગન ભયા મેવાસી૦
કાયારૂપ મેવાસ બન્યો હે, માયા જ્યું મેવાસી;
સાહેબકી શિર આણુ ન માને, આખર ક્યા લે જાશી. યા મે૦ ૧
ખાઈ અતિ દુર્ગંધ ખજાના, કોટમેં બહોંતેર કોઠા;
વિણુસી જાતાં વાર ન લાગે, જેસા જલ પરપોટા. યા મે૦ ૨
નવ દરવાજા વહે નિરંતર, દુઃખદાઈ દુરગંધા;
ક્યા ઉસમેં તલ્લીન ભયા હે, રે રે આતમ! અંધા. યા મે૦ ૩
છિનમેં છોટા છિનમેં મોટા, છિનમેં છેહ દિયાસી;
જબ જમરેકી નજર લગેગી, તબ છિનમેં ઉડ જાસી. યા મે૦ ૪
મુલક મુલકકી મલી લોકાઈ, બહોત કરે ફરીયાદી;
પણ મુજરો માને નહિ પાપી, અતિ છાક્યો ઉન્માદી. યા મે૦ ૫

સારા મુલક મેલ્યા સંતાપી, કામ કિરાડી ખોટો;
લોભ તલાટી લોચા વાળે, તે કેમ નાવે તોટો ? યા મે૦ ૬
**ઉદયરતન** કહે આતમ મેરા, મેવાસી પણું મેલો;
ભગવંતને ભેટો ભલીભાંતે, મુક્તિપુરીમાં ખેલો. યા મે૦ ૭

## ચેતનને શિખામણની સજ્ઝાય.

**ચેતન અબ કછુ ચેતીયે,** જ્ઞાન નયન ઉઘારી;
સમતા સહજપણું ભજો, તજો મમતા નારી. ચેતન૦ ૧
યા દુનિયા હે બાઉરી, જેસી બાજીગર બારી;
સાથે કીસીકે ના ચલે, જ્યું કુલટા નારી. ચેતન૦ ૨
માયા તરૂ છાયા પરે, ન રહે થિરકારી;
જાનત હે દિલમેં જની, પણ કરત બિગારી. ચેતન૦ ૩
મેરા મેરા તું કયા કરે, કરે કોનશું યારી;
પલટે એકણુ પલકમેં, જ્યું ઘન અંધીયારી. ચેતન૦ ૪
પરમાતમ અવિચલ ભજો, ચિદાનંદ આકારી;
**નય** કહે નિયત સદા કરો, સબ જન સુખકારી. ચેતન૦ ૫

## ચેતનને શીખામણની સજ્ઝાય.

[ કડખાની–દેશી. ]

**ચતુર તું ચાખ મુઝ હિતશિખ સુખડી,**
બાપડા વિષય કાં મૂઢ મડે ?
વિષય લંપટપણે રાતદિન નવિગણે,
ક્રોધ મદ માન માયા ન છંડે. ચતુર૦ ૧

સદન ધન સ્વજનજન નિરખી નિજવશ અરે,
માહરૂં માહરૂં માહરૂં મ કર ભોળા;
તાહરૂં તેહ જે સુકૃત્ય સંચય કરે,
પિંડ પાપે ભરી કરીય રોળા. ચતુર૦ ૨
કાલ અરહટ્ટ શશી સૂર વૃષ જોડલું,
દિવસને નિશિ અતિ ઘડીયમાળા;
નિરખી નિજ આઊખું નીર ઉલેચતાં,
કેમ છંડે ન હજીય મોહજાળા? ચતુર૦ ૩
સકલ શુભ કાર્યની આજ વેળા લહી,
મોહે મુંઝચો હજી શું વિમાસે?
સકલ સુખ તુજ ગમે દેહ દુઃખ નવિ ખમે,
કરણી વિણ મુક્તિ રતિ કિમ કરાશે? ચતુર૦ ૪
અસ્થિર સંસારમાં સાર નવકારનું,
ધ્યાન ધરતા સદા હૃદય રીઝે;
એહથી ભવ તરે મેરૂ મહિમા ધરે,
**ઋદ્ધિવિજયાદિ** સુખ સકલ સીઝે. ચતુર૦ ૫

## વિષયતૃષ્ણાની સજ્ઝાય.

### [ દુહા. ]

આતમ રતિ આતમ તૃપતિ, આતમ ગુણ સંતુષ્ટ;
જે હુએ તે સુખીયો સદા, કિશ્યું કરે અરિદુષ્ટ? ૧
મંગલ જંગલમેં લહે, દૃષ્ટિ અધ્યાતમવંત;
પૂરૂં પણ સૂનું કરી, દેખે જડમતિ તંત. ૨
તનહી જલે મનહી જલે, વિષય તૃષા ન બુઝાય;
જ્ઞાન અમૃત રસ સિંચતા, તૃષા સકલ મિટ જાય. ૩

નવરસ ષટ્‌રસ તૃપ્તિ જે, તે ઇત્વર સાપાય;
તૃપ્તિ લહી મેં એક રસ, આવી કદી ન જાય. ૪
લેવું તે તે સઘળું લહ્યું, ઘટે પ્રકટ સવિ ઋદ્ધિ;
સાધન બાધન બાધવા, ધરૂં ન અધિકી ગૃદ્ધિ. ૫

## ઢાલ.

[ પ્રભુ ! તુજ શાસન મીઠડું રે-એ દેશી. ]

આતમ જ્ઞાને જેહનું રે, ચિત્ત ચોક્કસ ઠહરાત,
તેહને દુઃખ કહિયે નહિ, બીજાના દુઃખે દીન જાત રે;
સુણો લિહાલાકારક વાત રે, તે તો શાસ્ત્રે છે વિખ્યાત રે,
તૃષ્ણા છે દુઃખની માત રે, તૃષ્ણાએ લહે બહુ ઘાત રે.
**બલિહારી મીઠે બોલડે મેરે લાલ૦** આંકણી૦ ૧
લિહાલા કરવા કોઇ ગયો રે, અટવીએ અંગારકાર,
ગ્રીષ્મ ઋતુ બહુ જળ લઇ, તે તો બહુલા કરે અંગાર રે;
તાપે લાગી તરશ અપાર રે, તનુ સિંચે પીયે બહુ વાર રે,
નીઠાવે જલ અવિચાર રે, નવિ ભાંજે તરસ લગાર રે. બ૦ ૨
તેલે અગ્નિ ભડકો હુએ રે, તિમ તસ પ્રગટ્યો દાહ,
જલ ખૂટ્યે જલ આશ્રયે, ચાલ્યો ધરી પાનની ચાહ રે;
અર્ધ માર્ગે પડે તે અનાહ રે, નવિ પામ્યો તૃષાનો થાહ રે,
પડતો લહે તરૂની છાંહ રે, હુઓ વાયુ અમૃત ઉચ્છાહ રે. બ૦ ૩
તરૂતલ શીતલ છાયથી રે, નિદ્રા આવી તાસ,
સુખ જલ રમ્મ તરંગિણી, તિહાં દેખે સ્વપ્ન વિલાસ રે;
વાવી કુવા તલાવ પ્રકાશ રે, સવિ શોષે જલના-વાસ રે,
નવિ ટળે તૃષા અભ્યાસ રે, આવ્યો જીરણ કૂપની પાસ રે. બ૦ ૪

ભમતા કૂપને પામીયો રે, લેઈ ન શકે તસ નીર,
ચાટે જીભે તૃપ્તિ તે, કિમ પામે સકલ શરીર રે?
વેખાસ કરે તે અધીર રે, માને હું પીઉં રહી તીર રે,
માયા છે વડ જંજીર રે, રહે બાંધ્યા તેણે ફકીર રે. બ૦ ૫
લિહાલાકારી સારિખા રે, સંસારે સવિ જાણુ,
સુખ સુર અસુર વ્યંતરતણા, નદી વાવ કૂપ મન આણુ રે;
તેહથી ન થઈ તરસની હાણુ રે, નરભોગની તો શી તાણુ રે?
તે તો છીલ્લર જલને ઠાણુ રે, પૂરૂં સુખ છે નિર્વાણુ રે. બ૦ ૬
અતિ વિયોગ સંયોગ ને રે, ભોગ કુપિત અહિભોગ,
જનમ મરણ આગે સહી, પરિણામે એ દુઃખ યોગ રે;
બલે ઇંદ્રિય તાપે લોગ રે, સંસ્કારે પણ દુઃખ જોગ રે,
સ્કંધેતર ભાર ઉપભોગ રે, પડી આરતે સઘળા ફોગ રે. બ૦ ૭
ત્રિહું ભેદે સુખ દુઃખ કરી, યોગાચારજ દિઠ,
તેહ વ્યાધિ પ્રતિકારમાં, મન રાખે કુણ ગરિઠ રે?
વ્યાધિ મૂલ ઉચ્છેદે સિઠ્ઠ રે, રહે વ્યાધિ જે અવસિઠ રે,
તે તો આનંદઘન ઉક્કિઠ્ઠ રે, અધ્યાતમ **સુજસ** વિસિઠ રે. બ૦ ૮

## શાંતિસુધારસની સજ્ઝાય.

**શાંતિ સુધારસ કુંડમાં**, તું રમે મુનિવર હંસ રે;
ગારવ રેણુશું મત રમે, મૂકજે શિથિલ મુનિ સંગરે. શાં૦ ૧
સ્વહિત કર મ કર ભવપૂરણા, મ કર તું ધર્મમાં કૂડ રે;
લોકરંજન ઘણું મમ કરે, જાણતો કયું હોયે મૂઢ રે. શાં૦ ૨
જો યતિવર થયો જીવડા, પ્રથમ તું આપને તાર રે;
આપ સાખે મુનિ જો તર્યો, તો પછી લોકને તાર રે. શાં૦ ૩

તુજ ગુણવંત જાણી કરી, લોક દિયે આપણા પુત્ત રે;
અસન વસનાદિક ભરી દીયે, ખોટડું મ ધર મુનિસુત્ત રે. શાં૦
નાણુ દંસણ ચરણ ગુણવિના, તું કેમ હોય સુપાત્ર રે;
પાત્ર જાણી તુજ લોક દે, મ ભર તું પાપે નિજ ગાત્ર રે. શાં૦
સુધીય સમિતિ ગુપ્તિ નહિ, નહિ તપ એષણા શુદ્ધિ રે;
મુનિ ગુણવંતમાં મૂલગો, કેમ હોયે લબ્ધિની સિદ્ધિ રે ? શાં૦
વ્યાપ માંડયો ઘણો ગુણવિના, ભૂરિ આડંબર ઇચ્છિ રે;
ઘર તજી માન માયા પડ્યો, કેમ હોયે સિદ્ધગતિ રીંછ રે ? શાં૦
ઉપશમ અંતરંગે નહિ, નહિ તુજ ચારૂ નિર્વેદ રે;
નતિ થુતિ પૂજા તું અભિલખે, મ કર અણુમાનીયો ખેદ રે. શાં૦
ઉદર ભરણાદિ ચિંતા નહિ, સજ્જન સુત કલત્ર ઘરભાર રે
રાજ ચોરાદિ ભય તુજ નહિ, તોહિ તુજ શિથિલઆચાર રે. શાં
વિવિધ દુઃખ દેખી તું લોકના, તુજ કિસિ ચિંતા મુનિરાજ
તું જનાવજ્જંનાદિક પડયો, ચૂક મ આપણું કાજ રે. શાં૦
આપણું પારકું મમ ફરે, મૂક મમતા પરિવાર રે;
ચિત્ત સમતારસે ભાવજે, મ કર બહુ બાહ્ય વિસ્તાર રે. શાં૦
લોક સત્કારે પૂજે સ્તવે, મુજ મલી લોકના વૃંદ રે;
મુજ યશ નામ જગ વિસ્તર્યું, ઇસ્યો અભિમાન મુણિંદ રે. શાં૦
પૂરવ મુનિ સારિખી નહિ કિસી, આપણી લબ્ધિ ને સિદ્ધિ
અતિશય ગુણ કિસ્યો તુજ નહિ, તોહિ તુજ માનની બુદ્ધિ રે. શાં
પૂર્વે પ્રભાવક મુનિ હુઆ, તેહને તું નહિ તોલ રે;
આપ હીણું ઘણું ભાવજે, મુખ વાહ્યું ઘણું અ મ બોલ રે. શાં૦
નિયડી કરી જે જન રંજીયા, વશ કર્યા જેહ બહુ લોક રે
પૂંઠ દીધે ન તે તાહરા, ગૃહિ મુનિના તરૂ ફોક રે. શાં૦

ગુરૂપ્રસાદે ગુણહીનને, હુઇ અછે તુજગુણ ઋદ્ધિ રે;
તું ગુણ મત્સરી મત હોવે, કર નિજ જીવની શુદ્ધિ રે. શાં૦ ૧૬
સંયમ યોગ મૂકી કરી, વશ કર્યા જેહ બહુ લોક રે;
શિષ્ય ગુરૂ ભક્ત પુસ્તક ભર્યા, અંતે દીયે શમવિણુ શોક રે.
શાં૦ ૧૭
પ્રશમ સમતા સુખજલધિમાં, સુરનર સુખ એક બુંદ રે;
તેણે તું સિંચ શમવેલડી, મૂકી દે અવર સબ છંદ રે. શાં૦ ૧૮
એક ક્ષણ વિશ્વજંતુ પરે, તું વસે જીવ સમભાવે રે;
સર્વ મૈત્રી સુધાપાનપે, સકલ સુખ સન્મુખ લાવે રે. શાં૦ ૧૯
આપ ગુણવંત ગુણ રંજીઓ, દીન દુઃખ દેખી દુઃખ ચૂર રે;
નિર્ગુણી દેશવિરતિ રહી, **સકલમુનિ** સુખ શુચિ પૂર રે. શાં૦ ૨૦

## શ્રી અમૃતવેલિની સજ્ઝાય.

[ સ્વામી સીમંધર વિનતિ–એ દેશી. ]

**ચેતન જ્ઞાન અજુવાળીએ,** ટાળીએ મોહ સંતાપ રે;
ચિત્ત ડમડોળતું વાળીએ, પાળીએ સહજ ગુણ આપ રે. ચે૦ ૧
ઉપશમ અમૃતરસ પીજીએ, કીજીએ સાધુ ગુણગાન રે;
અધમ વયણે નવિ ખીજીએ, દીજીએ સજ્જનને માન રે. ચે૦ ૨
ક્રોધ અનુબંધ નવિ રાખીએ, ભાખીએ વયણ મુખ સાચ રે;
સમકિત–રત્ન–રૂચિ જોડીએ, છોડીએ કુમતિમતિ કાચ રે. ચે૦ ૩
શુદ્ધપરિણામને કારણે, ચારના શરણ ધરે ચિત્ત રે;
પ્રથમ તિહાં શરણ અરિહંતનું, જેહ જગદીશ જગમિત્ત રે. ચે૦ ૪
જે સમોસરણમાં રાજતા, ભાંજતા ભવિક સંદેહ રે;
ધર્મનાં વચન વરસે સદા, પુષ્કરાવર્ત્ત જિમ મેહ રે. ચે૦ ૫

શરણ બીજું ભજે સિદ્ધનું, જે કરે કર્મ ચકચૂર રે;
ભોગવે રાજ્ય શિવનગરનું, જ્ઞાન-આનંદ ભરપૂર રે. ચે૦
સાધુનું શરણ ત્રીજું ધરે, જેહ સાધે શિવપંથ રે;
મૂલઉત્તરગુણે જે વર્યા, ભવ તર્યા ભાવ નિર્ગ્રંથ રે. ચે૦
શરણ ચોથું કરે ધર્મનું, જેહમાં વર દયા-ભાવ રે;
જેહ સુખહેતુ જિનવર કહ્યું, પાપ જલ તારવા નાવ રે. ચે૦
ચારનાં શરણ એ પડિવજે, વળી ભજે ભાવના શુદ્ધ રે;
દુરિત સવિ આપણા નિંદિયે, જેમ હોયે સંવર વૃદ્ધ રે. ચે૦
ઇહ ભવ પર ભવ આચર્યાં, પાપ અધિકરણ મિથ્યાત રે;
જે જિનાશાતનાદિક ઘણાં, નિંદિયે તેહ ગુણ-ઘાત રે. ચે૦ ૧
ગુરૂતણાં વચન તે અવગણી, ગુંથીઆ આપમત જાલ રે;
બહુપરે લોકને ભોળવ્યા, નિંદિયે તેહ જંજાલ રે. ચે૦ ૧
જેહ હિંસા કરી આકરી, જેહ બોલ્યા મૃષાવાદ રે;
જેહ પરધન હરી હરખિયા, કીધલો કામ ઉન્માદ રે. ચે૦ ૧
જેહ ધન ધાન્ય મૂર્છા ધરી, સેવિયાં ચાર કષાય રે;
રાગને દ્વેષને વશ હુવા, જે કિયો કલહ ઉપાય રે. ચે૦ ૧
જૂઠ જે આળ પરને દિયાં, જે કર્યાં પિશુનતા પાપ રે;
રતિ-અરતિ નિંદ માયા-મૃષા, વળિય મિથ્યાત્વ સંતાપ રે. ચે૦ ૧
પાપ જે એહવાં સેવિયાં, તેહ નિંદિયે ત્રિહું કાલ રે;
સુકૃત અનુમોદના કીજીએ, જિમ હોયે કર્મ વિસરાલ રે. ચે૦ ૧
વિશ્વઉપગાર જે જિન કરે, સાર જિન નામ સંયોગ રે;
તે ગુણ તાસ અનુમોદીયે, પુણ્ય-અનુબંધ શુભ યોગ રે. ચે૦ ૧
સિદ્ધની સિદ્ધતા કર્મના-ક્ષયથકી ઉપની જેહ રે;
જેહ આચાર આચાર્યનો, ચરણ-વન સિંચવા મેહ રે. ચે૦ ૧

જેહ ઉવજ્ઝાયનો ગુણ ભલો, સૂત્ર સજ્ઝાય પરિણામ રે;
સાધુની જે વળી સાધુતા, મૂલ ઉત્તર ગુણ-ધામ રે. ચે૦ ૧૮
જેહ વિરતિ દેશશ્રાવકતણી, જેહ સમકિત સદાચાર રે;
સમકિતદ્રષ્ટિ સુર નરતણો, તેહ અનુમોદિયે સાર રે. ચે૦ ૧૯
અન્યમાં પણ દયાદિક ગુણો, જેહ જિનવચન અનુસાર રે;
સર્વ તે ચિત્ત અનુમોદિયે, સમકિત-બીજ નિરધાર રે. ચે૦ ૨૦
પાપ નવિ તીવ્રભાવે કરે, જેહને નવિ ભવ-રાગ રે;
ઉચિત સ્થિતિ જેહ સેવે સદા, તેહ અનુમોદવા લાગ રે. ચે૦ ૨૧
થોડલો પણ ગુણ પરતણો, સાંભલી હર્ષ મન આણ રે;
દોષ લવ પણ નિજ દેખતાં, નિરગુણ નિજાતમા જાણ રે. ચે૦ ૨૨
ઉચિત વ્યવહાર અવલંબને, ઇમ કરી સ્થિર પરિણામ રે;
ભાવિયે શુદ્ધ નય ભાવના, પાવનાશયતણું ઠામ રે. ચે૦ ૨૩
દેહ મન વચન પુદ્ગલથકી, કર્મથી ભિન્ન તુજ રૂપ રે;
અક્ષય અકલંક છે જીવનું, જ્ઞાન આનંદ સરૂપ રે. ચે૦ ૨૪
કર્મથી કલ્પના ઉપજે, પવનથી જિમ જલધિ-વેલ રે;
રૂપ પ્રગટે સહજ આપણું, દેખતાં દ્રષ્ટિ સ્થિર મેલ રે. ચે૦ ૨૫
ધારતાં ધર્મની ધારણા, મારતાં મોહ વડચોર રે;
જ્ઞાનરૂચિ વેલ વિસ્તારતાં, વારતા કર્મનું જોર રે. ચે૦ ૨૬
રાગ વિષ દોષ ઉતારતાં, જારતાં દ્વેષ રસ શેષ રે;
પૂર્વ મુનિ વચન સંભારતાં, સારતાં કર્મ નિઃશેષ રે. ચે૦ ૨૭
દેખિએ માર્ગ શિવનગરનો, જે ઉદાસીન પરિણામ રે;
તેહ અણછોડતાં ચાલિએ, પામિયે જિમ પરમ ધામ રે. ચે૦ ૨૮
**શ્રી નયવિજય** ગુરૂ શિષ્યની, શિખડી અમૃત-વેલ રે;
એહ જે ચતુર નર આદરે, તે લહે **સુજસ** રંગરેલ રે. ચે૦ ૨૯

## વણઝારાની સજ્ઝાય.

નરભવ નગર સોહામણું, **વણઝારા રે,**
પામીને કરજે વ્યાપાર, **અહો મોરા નાયક રે;**
સત્તાવન સંવર તણી, વ૦ પોઠી ભરજે ઉદાર. અ૦ ૧
શુભ પરિણામ વિચિત્રતા, વ૦ કરિયાણાં બહુ મૂલ; અ૦
મોક્ષનગર જાવા ભણી, વ૦ કરજે ચિત્ત અનુકૂલ. અ૦ ૨
ક્રોધદાવાનલ ઓલવે, વ૦ માન વિષમ ગિરિરાજ; અ૦
ઓલંગજે હળવે કરી, વ૦ સાવધાન કરે કાજ. અ૦ ૩
વંશજાળ માયાતણી, વ૦ નવિ કરજે વિશરામ; અ૦
ખાડી મનોરથ ભટતણી, વ૦ પૂરણનું નહિ કામ. અ૦ ૪
રાગ દ્વેષ દોય ચોરટા, વ૦ વાટમાં કરશે હેરાન; અ૦
વિવિધ વીર્યઉલ્લાસથી, વ૦ તે હણજે શિર ઠાણ. અ૦ ૫
એમ સવિ વિઘન વિદારીને, વ૦ પહોંચજે શિવપુર વાસ; અ૦
ક્ષય ઉપશમ જે ભાવના, વ૦ પોઠે ભર્યા ગુણરાશ. અ૦ ૬
ખાયક ભાવે તે થશે, વ૦ લાભ હોશે તે અપાર; અ૦
**ઉત્તમ** વણજ જે એમ કરે, વ૦ **પદ્મ** નમે વારંવાર. અ૦ ૭

## કર્મની સજ્ઝાય.

સુખ દુઃખ સરજ્યાં પામીએ રે, આપદ સંપદ હોય;
લીલા દેખી પરતણી રે, રોષ મ ધરજો કોય રે.
**પ્રાણી મન નાણો વિષવાદ,** એ તો કર્મ તણો પરસાદ રે.
પ્રા૦ મ૦ ૧
ફળને આહારે જીવીઆ રે, બાર વરષ વન **રામ;**
**સીતા રાવણ** લેઇ ગયો રે, કર્મ તણાં એ કામ રે. પ્રા૦ મ૦ ૨

નીર પાખે વન એકલો રે, મરણ પામ્યો મુકુંદ;
નીચતણે ઘર જળ વહ્યો રે, શીશ ધરી હરિચંદ રે. પ્રા૦ મ૦ ૩
નલે દમયંતી પરિહરી રે, રાત્રિ સમય વન બાલ;
નામ ઠામ કુલ ગોપવી રે, નલે નિરવાહ્યો કાલ રે. પ્રા૦ મ૦ ૪
રૂપ અધિક જગ જાણીએ રે, ચક્રી સનત કુમાર;
વરસ સાતશેં ભોગવી રે, વેદના સાત પ્રકાર રે. પ્રા૦ મ૦ ૫
રૂપે વલી સુર સારિખા રે, પાંડવ પાંચ વિચાર;
તે વનવાસે રડવડ્યા રે, પામ્યા દુઃખ સંસાર રે. પ્રા૦ મ૦ ૬
સુરનર જસ સેવા કરે રે, ત્રિભુવનપતિ વિખ્યાત;
તે પણ કર્મ વિટંબીયા રે, તો માણસ કેઇ માત રે. પ્રા૦ મ૦ ૭
દોષ ન દીજે કેહને રે, કર્મ વિટંબણહાર;
દાન મુનિ કહે જીવને રે, ધર્મ સદા સુખકાર રે. પ્રા૦ મ૦ ૮

## તપની સજ્ઝાય.

કીધાં કર્મ નિકંદવા રે, લેવા મુગતિનું દાન;
હત્યા પાતિક છૂટવા રે, નહિ કોઇ તપ સમાન.
**ભવિકજન ! તપ કરજો મન શુદ્ધ૦** ૧
ઉત્તમ તપના યોગથી રે, સુરનર સેવે પાય;
લબ્ધિ અટ્ઠાવીશ ઉપજે રે, મનવંછિત ફલ થાય. ભવિક૦ ૨
તીર્થંકર પદ પામીએ રે, નાશે સઘળા રોગ;
રૂપ લીલા સુખ સાહિબી રે, લહીએ તપ સંજોગ. ભવિક૦ ૩
તે શું છે સંસારમાં રે, તપથી ન હોવે જેહ;
જે જે મનમાં કામીએ રે, સકલ ફલે સહી તેહ. ભવિક૦ ૪

અષ્ટ કર્મના ઓઘને રે, તપ ટાલે તતકાલ;
અવસર લહીને એહનો રે, ખપ કરજો ઉજમાલ. ભવિક૦ ૫
બાહ્ય અભ્યંતર જે કહ્યા રે, તપના બાર પ્રકાર;
હોજો તેહની ચાલમાં રે, જિમ ધન્નો અણગાર. ભવિક૦ ૬
**ઉદયરત્ન** કહે તપ થકી રે, વાધે સુજસ સનૂર;
સ્વર્ગ હોય ઘર આંગણું રે દુર્ગતિ જાયે દૂર. ભવિક૦ ૭

## ભાવની સજ્ઝાય.

**રે ભવી ભાવ હૃદય ધરો,** જે છે ધર્મનો ધોરી;
એકલમલ્લ અખંડ જે, કાપે કર્મની દોરી. રે ભવી૦ ૧
દાન શીયલ તપ ત્રણ એ. પાતિક મલ ધોવે;
ભાવ જો ચોથો નવિ ભળે, તો તે નિષ્ફલ હોવે. રે ભવી૦ ૨
વેદ પુરાણ સિદ્ધાંતમાં, ષટ દર્શન ભાખે;
ભાવ વિના ભવ સંતતિ, કુણ પડતાં રાખે. રે ભવી૦ ૩
તારક રૂપ એ વિશ્વમાં, જંપે જગભાણ;
ભરતાદિક શુભ ભાવથી, પામ્યા પદ નિર્વાણ. રે ભવી૦ ૪
ઔષધ અન્ય ઉપાય જે, મંત્ર યંત્ર ને મૂળ;
ભાવે સિદ્ધિ હોવે સદા, ભાવ વિના સર્વ ધૂળ. રે ભવી૦ ૫
**ઉદયરત્ન** કહે ભાવથી, કુણ કુણ નર તરીયા;
શોધી લેજો સૂત્રમાં, સજ્જન ગુણ દરીયા. રે ભવી૦ ૬



## માર્દવની સજઝાય.

[ દુહા. ]

વિનય તણો એ હેતુ છે, ક્ષમા પ્રથમ ગુણ જાણ;
વિનયાધિષ્ઠિત ગુણ સવે, તે મૃદુતા અનુમાન. ૧

જેમ પડસૂદી કેળવી, અધિક હોય આસ્વાદ;
તેમ માર્દવ ગુણથી લહે, સમ્યગ્ જ્ઞાન સવાદ. ૨

ઢાલ.

[ સહજાનંદી રે આતમા—એ દેશી. ]

બીજો ધર્મ એ મુનિ તણો, મદ્દવ નામે તે જાણ રે,
મૃદુતા માન નિરાસથી. વિનયાદિક ગુણ ખાણ રે;
વિનયે શ્રુત સુપ્રમાણ રે, શ્રુત તે વિરતિનું ઠાણ રે,
અનુક્રમે કર્મ નિર્વાણ રે, **અનુભવ રંગી રે આતમા.**
મૂક તું માનનો સંગ રે, નિર્મલ ગંગ-તરંગ રે,
જેમ લહે જ્ઞાન પ્રસંગ રે, હોય અક્ષય અભંગ રે;
સુજસ મહોદય ચંગ રે, સમકિત જ્ઞાન એકંગ રે,
સહજ ગુણે સુખ સંગ રે- અનુ૦ ૧

માન મહા વિષધર ડસ્યા, ન રહે ચેતના તાસ રે,
આઠે મદ ફણા ટોપશું, અહનિશ કરતા અભ્યાસ રે;
ધ્યાન અશુભ જીહ જાસ રે, નયન અરૂણ રાગ વાસ રે,
અમરિસ કંચુક પાસ રે, નિજ ઉત્કર્ષ વિલાસ રે. અનુ૦ ૨

ગુણલવ દેખીને આપણો, શું મતિમૂઢો તું થાય રે,
દોષ અનંતનો ગેહ છે, પર દોષે મન જાય રે;
તેં વાસી ખટકાય રે, ભાગે અનંત વેચાય રે,
કાલ અનંત વહાય રે, નહિ કોઈ શરણ સહાય રે.
કર હવે ધર્મ ઉપાય રે, જિમ લહે શિવપુર ઠાય રે—અનુ૦ ૩

જ્ઞાનાદિક મદ વારિયો, જઇવિહુ ત્રિભુવનરાય રે,
તો શી વાત પરમદ તણી, માને લઘુપણું થાય રે;
ખલનું બિરદ કહાય રે, નહિ તસ વિવેક સહાય રે,
ક્રોધ મતંગજ ધાય રે, ઢાહે ગુણ વણરાય રે. અનુ૦ ૪
જાતિમદે જિમ દ્વિજ લહ્યો, ડુંબપણું અતિનિંદ રે,
કુલમદથી જુઓ ઉપના, દ્વિજઘર **વીરજીણંદ** રે;
લાભમદે **હરિચંદ** રે, તપમદે **સિંહ** નરિંદ રે,
રૂપે **સનતનરિંદ** રે, શ્રુતમદે **સિંહ** સૂરિંદ રે. અનુ૦ ૫
જ્ઞાન ભલું તસ જાણીએ, જસ મદવિષ ઉપસંત રે,
તેહથી જો મદ વાધીયો, તો જલથી અનલ ઉઠંત રે;
તરણિથી તિમિર મહંત રે, ચંદ્રથી તાપ ઝરંત રે,
અમૃતથી ગદ હુંત રે, મદ ન કરે તેહ સંત રે. અનુ૦ ૬
સ્તબ્ધ હોયે પર્વત પરે, ઉર્ધ્વમુખી અભિમાની રે,
ગુરૂજનને પણ અવગણે, આપે નવિ બહુમાન રે;
નવિ પામે ગુરૂ માન રે, ધર્મોદિક વરધ્યાન રે,
ન લહે તેહ અજ્ઞાની રે, દુર્લભ બોધિ નિદાન રે.
તે લહે દુઃખ અસમાન રે— અનુ૦ ૭
એમ જાણીને રે આતમાં, છંડીજે અભિમાન રે,
માર્દવ ગુણ જેમ ઉપજે, વાધે જગ જશ માન રે;
થાઓ સંયમ સાવધાન રે, નહિ તસ કોઇ ઉપમાન રે,
**જ્ઞાનવિમલ** ધરો ધ્યાન રે. અનુ૦ ૮

# શ્રી ઇરિયાવહિની સજ્ઝાય.

## ઢાલ-પહેલી.

[ ભવિકા, સિદ્ધચક્ર પદ વંદો—એ દેશી. ]

શ્રુતદેવીના ચરણ નમીને, પામી સુગુરૂ પસાય;
ઇરિયાવહિનો અરથ ભાવિયે, સુણજો એહ સજ્ઝાય રે.
**ભવિકા! ઇરિયાવહિ પડિક્કમિયે૦**
સમતા રસ પરિણમિયે રે, આતમ રામે રમીયે રે— ભ૦ ૧
એકસો અધિક નવાણું અક્ષર, ઇરિયાવહિના ભણજો;
તેમાંહિ ચોવીશ ભારે અક્ષર, બીજા હળુઆ મુણજો રે. ભ૦ ૨
પદ બત્રીશ ને આઠ સંપદા, પહેલાં પદ હોઇ તસ;
ઇચ્છા ઇરિ ગમ પાણ જેમે, એગિંદિ અભિ તસ્સ રે. ભ૦ ૩
અભિહયાદિક દશ પ્રકારે, જે મેં જીવ વિરાધ્યા;
મારગ ગમણાગમણ તેહના, મિચ્છામિ દુક્કડં સાધ્યા રે. ભ૦ ૪
સાત નરકના જેહ નારકી, પજ્જત્તા અપજ્જત્તા;
ચઉદે ભેદે નારકી એમાં, પાતક કરીને પહુત્તા રે. ભ૦ ૫
પાંચે થાવર સૂક્ષ્મ બાદર, પજ્જ અપજ્જા વીશ;
વણ પત્તેયં પજ્જ અપજ્જા, એમ એગિંદિ બાવીશ રે. ભ૦ ૬
જલ થલ નહચર ઉરપરિસપ્પા, ભૂઅપરિસપ્પા જેહ;
સંમૂચ્છિંમ ગર્ભજ પજ્જ અપજ્જા, વીશ ભેદે ઇમ તેહ રે. ભ૦ ૭
બિતિ ચઉરિંદિ પજ્જ અપજ્જા, વિગલેંદ્રિ ષટભેદ;
અડતાલીશ ભેદ તિર્યંચનાં, ઇમ ભાખે ગતવેદ રે. ભ૦ ૮
પન્નર કર્મભૂમિ વલી અકરમ-ભૂમિ ત્રીશ મન આણો;
છપ્પન અંતરદ્વીપે નર ઇમ, ઇકોત્તરસો જાણો રે. ભ૦ ૯

ગર્ભજ પજ્જ અપજ્જા દોવિધ, સંમૂર્છિમ હોય અપજ્જા;
ત્રણશો ત્રણ ભેદે ઇમ માનવ, જાણો અજ્જ અણુજ્જા રે. ભ૦ ૧૦
દશ ભવણાહિવ દશવિધ જૃંભક, પન્નર પરમાધામી;
વ્યંતર સોલ ને દશવિધ જ્યોતિષ, ચરથિર કહે જિનસ્વામી રે.ભ૦૧૧
નવ લોકાંતિક ત્રણ કીલ્બિષિયા, દેવલોક વલી બાર;
નવ ગ્રૈવેયક પંચાણુત્તર, દેવ ભેદ ઇમિ ધાર રે.    ભ૦ ૧૨
એહ નવાણું પજ્જ અપજ્જા, એકસો અધિક અઠ્ઠાણું;
ચાર ગતિના જીવ ભેદ ઇમિ, પાંચસેં ત્રેસઠ જાણું રે. ભ૦ ૧૩

## ઢાલ-બીજી.

[ સુત સિદ્ધારથ ભૂપનો રે-એ દેશી. ]

અભિહયાદિક દશવિધે રે, દુહવ્યા જીવ જ જેહ;
પંચસહસ ઉપર છસેં રે, ત્રીશ અધિક હુઆ તેહ રે.
**મિચ્છામિ દુક્કડં**, મુજ હોજો નિતમેવ રે, પુન્ય પરવડું૦ ૧
રાગ ને દ્વેષે કરી રે, એ સવિ બિમણા કીધ;
સહસ અગીઆર ઉપર બસેં રે, સાઠ અધિક ઇમ સિદ્ધો રે. મિ૦ ૨
કાયા મન વચને કરી રે, ત્રિગુણા સહસ તેત્રીશ;
સાતસેં એંશી હુઆ રે, તે ખામું નિશદિશ રે.    મિ૦ ૩
કરણ કરાવણ અનુમતિ રે, તે વલી ત્રિગુણા જોય;
એક લાખને તેરસેં રે, અધિકા ચાલીશ હોય રે.   મિ૦ ૪
ત્રણ કાલના જે હુઆ રે, ચાર સહસ ત્રણ લાખ;
વીશ અધિક વલી તે હુઆ રે, છ ગુણા કરી છ સાખ રે. મિ૦ ૫
સાખ કરૂં અરિહંતની રે, સિદ્ધ સાધુ ગુરૂ દેવ;
આતમ સાખે દીજીયે રે, મિચ્છામિ દુક્કડં હેવ રે. મિ૦ ૬

ઇણિ પરે લાખ અઢારએ રે, ઉપર સહસ ચોવીશ;
મિચ્છામિ દુક્કડં ધારીયે રે, એકસો ઉપર વીશ રે. મિ૦ ૭
વિણ ઇરિયાવહિ પડિકમ્યે રે, ક્રિયા ન સૂઝે કેવિ;
**મહાનિશીથ** સિદ્ધાંતમાં રે, ભાખે જિનવર દેવ રે. મિ૦ ૮
પડિક્કમતાં ઇરિયાવહિ રે, અઇમત્તો અણગાર;
લહે પણગ દગ ભાવતાં રે, કેવલ જ્ઞાન ઉદાર રે. મિ૦ ૯
પડિક્કમતાં ઇરિયાવહિ રે, દુરિય પલાયે દૂર;
અંધકાર દૂરે ટલે રે, જિમ ઉગમતે સૂર રે. મિ૦ ૧૦
તપગચ્છ નાયક ગુણનીલો રે, **શ્રી વિજયપ્રભ સૂરિંદ**;
**વિજયરત્ન** સૂરિ જયો રે, તપ ગણ ગયણ દિણિંદ રે. મિ૦ ૧૧
**કીર્તિવિજય** ઉવજ્ઝાયનો રે, શિષ્ય કહે એ સજ્ઝાય;
સંવત સત્તર તેત્રીશે રે, **વિનયવિજય** ઉવજ્ઝાય રે. મિ૦ ૧૨

## ઇરિયાવહિની સજ્ઝાય.

[ જિન જન્મ્યાજી, જિણવેલા જનની ઘરે—એ દેશી. ]

### ઢાલ.

મન શુદ્ધે રે, ઇરિયાવહિ ભવી પડિક્કમો,
ચોરાશી લખ રે, જીવયોનિ સાથે ખમો;
કરો મૈત્રી રે, સમતા રસમાંહિ રમો,
ચઉ ગતિમાં રે, જિમ ભવિયાં તુમે નવિ ભમો. ૧

### ત્રુટક.

નવિ ભમો જિમ સંસાર માંહિ, સકલ સુખને અનુસરો.
મિચ્છામિ દુક્કડં દિયે ઇણિપરે, સુગુરૂ વચણાં ચિત્તધરો;
ભૂ જલ જલણ ને વાયુ સુહુમવણ, એહ પાંચે થાવરા,
વીશ ભેદ પજ્જ અપજ્જ કહીયે, સુહુમ તિમ વલી બાદરા. ૨

ઢાલ.

વણુ પ્રત્યેક રે, પજ્જ અપજ્જ દુવીશ એ,
બિતિ ચઉ પજ્જ રે, અપજ્જત્ત છક્ક અડવીશ એ;
જલ થલ ખગ રે, ઉરપરિ ભુજપરિ સપ્પ એ,
પજ્જા-પજ્જ રે, સન્નિયર વીસ થપ્પ એ. ૩

ત્રુટક.

થપ્પીઆ એમ પંચેંદ્રિ તિરિશું, મલી થયા અડયાલ એ,
સગ નારકીના ચૌદ પજ્જાપજ્જ-દુસઠ્ઠી એમ સંભાલ એ;
તીસ અકરમ ભૂમિ પન્નર, કર્મભૂમિ વિવેક એ,
છપ્પન અંતરદ્વીવ નરના, ખિત્ત એકશત એક એ. ૪

ઢાલ.

પજ્જા-પજ્જ રે, સન્નિ બિસત બિહું આગલા,
અસન્ની નર રે, અપજ્જ એકશત એક મલ્યા;
એમ ત્રણશેં રે, ત્રણ અધિક નરના હુવા,
હવે દેવના રે, કહીયેં છે તે જુજુવા. ૫

ત્રુટક.

જુજુવા પરમાધામી પનરહ, ભવણ દશ સોલ વ્યંતરા,
ચર અચર જ્યોતિષી પંચ પંચહ, કીલ્બિષિયા ત્રણ ગોબરા;
લોકાંતિકા નવ તિરિજૃંભક દશ, વૈમાનિકના બાર એ,
ગ્રૈવેયકા નવ પણ અનુત્તર, ભેદ નવાણું સાર એ. ૬

ઢાલ.

પજ્જત્તા રે, અપજ્જત્તા ભેદે કરી,
અઠ્ઠાણું રે, અધિકા એ શત ઉપરિ;
સવિ મળીને રે, પંચસયા ત્રેસઠ થયા,
જીવ ભેદા રે, એગિંદિયાદિ પદે લહ્યા. ૭

ત્રુટક.

લહ્યા એહના ભેદથી જે, મિચ્છા દુક્કડં અછે,
અભિહયાદિક પદે દશ ગુણા, કરો જિમ ભવી મન રૂચે;
પંચસહસ ષટ શતક ઉપરિ, ત્રીશ અધિક સોહામણા,
અગ્યાર સહસ બસેં સાઠ હોવે, રાગ દ્વેષે તે ગણ્યા. ૮

ઢાલ.

વલી ત્રિગુણા રે, મન વચ કાયથકી ગુણો,
તેત્રીસ સહસ રે, સાત સયા એંસી ભણો;
કરણાદિકે રે, ત્રિગુણા એક લખ જાણીયે,
સહસ એકજ રે, તીનસેં ચાલીશ જાણીયે. ૯

ત્રુટક.

જાણીયે સંપ્રતિ અતીત અનાગત, કાલે ત્રિગુણા કીજીયે,
લખ તીન ઉપર ચાર સહસા, વીશ અધિકા લીજીયે;
અરિહંત સિદ્ધ સુસાહુ આતમ, દેવગુરૂ શાખેં કરી,
ષટગુણા કરતાં જેહ હોયે, તે સુણો હૃદયે ધરી. ૧૦

ઢાલ.

લખ અડદશ રે, ચોવીશ સહસા ઉપરિ,
વીશ અધિકા રે, એકશત સવિ મલી કરી;
મિચ્છાદુક્કડં રે, એતા ભાવ ધરી હિઓ,
બહુ વિધ વલી રે, ભેદ થાયે છે તે જુઓ. ૧૧

ત્રુટક.

જુઓને વલી અવર ગ્રંથે, કર્યા ષટ ગુણ તે છતાં,
દ્રવ્ય ક્ષેત્ર કાલ ને ભાવ ભેલી, જાણતાં અજાણતાં;
એક કોડિ નવલખ સહસ ચોંઆલીસ, સાત સય ને વીશ એ,
ઈરિયાવહિનો અર્થ ભાવે, લહે તે સુજગીશ એ. ૧૨

ઢાલ.

નવાણું રે, એકશત અક્ષર એહના,
આઠ સંપદા રે, ચોવીશ ગુરૂ છે જેહના;
ઇચ્છામિ રે, પડિક્કમિઉં ધુરિ જાણીયે,
ઠામિ કાઉસ્સગ્ગં રે, અંતિમ પદ એ આણીયે. ૧૩

ત્રુટક.

જાણીયે વિણુ શુદ્ધ કિરિયા, વિધિ સઘલો સફલો નહિ,
**અયમત્ત મુનિ મૃગાવતી** સાધવી, પ્રમુખ બહુ શિવગતિ લહી;
તે જાણી યતના કરો સૂધી, સયલ સંપત્તિ જિમ લહે,
કવિરાજ શ્રી **ધીરવિમલ** સેવક, **નયવિમલ** કવિ ઈમ કહે. ૧૪

## ઈરિયાવહિના મિચ્છામિ દુક્કડંની સજઝાય.

[ ભવિજન ભજિએ જી–એ દેશી. ]

ગુરૂ સન્મુખ રહી વિનય વિવેકે, ઈરિયાવહિ પડિક્કમીયે જી,
આભવ પરભવ પાતક હણિયે, ગુણ શ્રેણિએ ચઢિયે;
**શ્રુત અનુસરીએ જી,**
તરીએ આ સંસાર, પાતિક હરિયે જી,
સદગુરૂને આધાર પાર ઉતરીયે જી. ૧
ખટ અક્ષરનો અર્થ સુણીને, જાણનું મસ્તક ડોલે જી;
મિચ્છામિ દુક્કડં નિર્યુક્તિ, ભદ્રબાહુ ગુરૂ બોલે. શ્રુત૦ ૨
પુઢવી અપ તેઉ વાઉ સાધારણ, તરૂ બાદર સુહુમીસ જી;
પ્રત્યેકતરૂ વિગલેન્દ્રિ પજ્જત્તા, અપજ્જત્તા અડવીશ. શ્રુત૦ ૩
હવે પંચેંદ્રિય જલ થલ ખેચર, ઉરપરિ ભુજપરિ દીસે જી;
ગર્ભ સંમૂચ્છિંમ દશ પજ્જત્તા, અપજ્જત્તા એ વીસે. શ્રુત૦ ૪
નારકી સાતે પજ્જ અપજ્જા, ચૌદ ભેદ મન ધારો જી;
કર્મભૂમિ અકર્મભૂમિના, પંદર ત્રીશ વિચારો. શ્રુત૦ ૫
છપ્પન અંતરદ્વીપના માણુસ, ગર્ભ સંમૂચ્છિંમ ભેદે જી;
તે અપજ્જત્તા પજ્જત્તા ગર્ભજ, ત્રણશો ત્રણ વિભેદે. શ્રુત૦ ૬
ભુવનપતિ દશ દશ તિરિજૃંભક, પંદર પરમાધામી જી;
વ્યંતર સોલને જ્યોતિષી દશ ત્રણ–કીલ્બિષિયા સુર પામી. શ્રુત૦ ૭
બાર સ્વર્ગ નવલોકાંતિક નવ–ગ્રૈવેક પાંચ [1]ઉપરના જી;
એ નવાણું પજ્જ અપજ્જત્તા, એકસો અઠાણું સુરના. શ્રુત૦ ૮
અભિહયા આદિ દશપદ સાથે, પાંચસેં ત્રેસઠ ગુણતાં જી;
છપ્પનસેં ને ત્રીસ થયા એ, રાગ ને દ્વેષે હણતાં. શ્રુત૦ ૯

---

૧–પાઠાંતર–અનુત્તરના જી.

અગીઆર સહસ ને બસેં સાઠ એ, મનવચ કાયા તિગુણા જી;
તેત્રીસ સહસને સાતશેં એંશી, તે વલી આગળ તિગુણા. શ્રુત૦ ૧૦

કરે કરાવે ને અનુમોદે, એકલાખ તેરશો ચાલીશ જી;
ત્રણ કાલશું ગુણતાં તિગ લખ, ચાર હજાર ને વીશ. શ્રુત૦ ૧૧

કેવલી સિદ્ધ મુનિ દેવ ગુરૂ આતમ, છ ગુણા લાખ અઢાર જી;
ચોવીશ સહસ એક શતને વીશ, સરવાળે અવધાર. શ્રુત૦ ૧૨

છઠ્ઠે વરસે દીક્ષા લીધી, નવમે કેવલ ધારી જી;
જલક્રીડા કરતા **અઈમત્તા**, મુનિવરની બલિહારી. શ્રુત૦ ૧૩

ઇમ કેઇ સાધુ શ્રાવક પાતિક, ટાલી લહે ભવપાર જી;
**શ્રી શુભવીર**નું શાસન વરતે, એકવીશ વરસ હજાર. શ્રુત૦ ૧૪

## ઇરિયાવહિની સજ્ઝાય.

[ ભવિકા, સિદ્ધચક્ર પદ વંદો-એ દેશી. ]

**ઇરિયાવહિ પડિક્કમશું રે ભવિકા૦ ઇરિ૦**
અમે જીવ સરવને ખમશું રે, ભ૦
અમે આપ સમાણા ગણશું રે, ભ૦
રૂડાં ધરમતણાં ધ્યાન ધરશું રે. ભવિકા૦ ૧

પૃથવી અપ ને તેઉ વાઉ, સાધારણ વનસ્પતિ;
વીશ ભેદ સૂક્ષ્મ ને બાદર, અપજ્જત્તિ પજ્જત્તિ રે. ભ૦ ૨

પ્રત્યેક વનસ્પતિ હોય ભેદા, અપજ્જત્તા પજ્જત્તા;
બાવીશ ભેદ થયા થાવરના, ત્રસતણા કહુ છતા રે. ભ૦ ૩

બેઇંદ્રિ તેઇંદ્રિ જીવા, ચઉરિંદ્રિ એ વિગલા;
અપજ્જત્તા પજ્જત્તા કરતાં, ભેદ થયા છ સઘલા રે. ભ૦ ૪

જલચર થલચર ખેચરકેરાં, ઉરપરિ ભુજપરિ સપ્પા;
સન્નિ અસન્નિ ને અપજ્જત્તા, પજ્જત્તા વીશ થપ્પા રે. ભ૦ ૫

પજ્જત્તા અપજ્જત્તા ચૌદે, સાત નરકના લેવા;
તિન સયાં ઉપર તિન, માનવ ભેદ કહેવા રે. ભ૦ ૬

કર્મભૂમિકા પન્નર કહીયે, અકરમ ભૂમિ ત્રીશ;
છપ્પન અંતર દ્વીપના મનુષ્ય, એકસો એક જગીશ રે. ભ૦ ૭
અપજ્જત્તા પજ્જત્તા સન્નિ-નરના હોયસેં દોય;
અસન્નિ નરના અપજ્જત્તા, એકસો ને એક હોય રે. ભ૦ ૮
પન્નર ભેદે પરમાધામી, ભુવનપતિ દશ ભેદે;
વ્યંતર સોલ અચર ચર જોઈસિ, પાંચ પાંચ જીવ ભેદે રે. ભ૦ ૯
કીલ્બિષિયા ત્રિહું ભેદે ભણીયા, નવ લોકાંતિક લોકા;
તિર્યગજૃંભક છે દશ ભેદે, બારભેદે દેવલોકા રે. ભ૦ ૧૦
નવ ગ્રૈવેક ને પાંચ અનુત્તર, વૈમાનિક વૈભાવે;
સરવાળે સઘળા એ મલીને, આંક નવાણું આવે રે. ભ૦ ૧૧
પજ્જત્તા અપજ્જત્તા ભેદે, એકસયાં અઠ્ઠાણું;
પાંચસયાં ને ત્રેસઠ ઉપર, જીવ સવેનાં જાણું રે. ભ૦ ૧૨
અભિહયા પદ આદે દેઈને, દશ પદે દશ ગુણીયે;
પાંચ સહસ છસય ને ત્રીશા, એટલા ઉપર ભણીયે રે. ભ૦ ૧૩
રાગદ્વેષ દો યોગે ભજતાં, અગ્યાર સહસ દો સઠ્ઠા;
તિત્તિસ સહસ સતસય અસ્સીય, મણ વય કાયે અઠ્ઠા રે. ભ૦ ૧૪
કરણ કારણ અનુમોદન અંકે, એક લખ એક સહસ્સા;
તીનસયાં ને ઉપર ચાલીશ, ભેદ ભલાં ઈમ લહેસ્યાં રે. ભ૦ ૧૫
અતીત અનાગત ને વર્તમાને, કાલ તીનશું ગહિયા;
તીન લાખ ને ચાર હજાર, ઉપર વીશ કહિયા રે. ભ૦ ૧૬
અરિહંત સિદ્ધ સાધુની સાખે, દેવગુરૂ અપ્પ સાખે;
લાખ અઢાર ને સહસ ચોવીશ, એકસો વીશ તે ભાખે રે. ભ૦ ૧૭
મિચ્છા દુક્કડ એતાં દેતાં, ઈરિયાવહિ પડિક્કમશે;
**પ્રીતિવિમળ** પભણે ચિત્ત ચોખે, મુક્તિફલ અનુભવશે રે. ભ૦ ૧૮

## ઇરિયાવહિની સજ્ઝાય.

[ સિદ્ધારથના રે નંદન વિનવું–એ દેશી. ]

શ્રી જિનપતિનાં રે પદ પંકજ નમી, સમરી નિજ ગુરૂ નામ;
મિચ્છા દુક્કડ ભેદ ભણું ભલા, જાણી આગમ ઠામ. ૧
**દિયે મન શુદ્ધે રે મિચ્છા દુક્કડં,** ઉપશમ આણી અપાર;
વૈર મ કરજે સવિ જગ જીવશું, તજજે ક્રોધ વિકાર. દિયે૦ ૨
સાતે નરકે રે અપજ્જત્ત પજ્જત્તા, નારક ચઉદશ હોય;
પુઢવી પાણી અગનિ પવન વલી, સાહારણ વણ જોય. દિયે૦ ૩
સૂક્ષ્મ થૂલ બે ભેદે દશ થયા, એક પ્રત્યેકજ થાપ;
બિતિ ચઉરિંદિ જલચર થલચરૂ, ખચર ને ઉરપરિ સાપ. દિયે૦ ૪
ભુજપરિ પણ એ સંમૂચ્છિંમ ગર્ભજા, ઇમિ દશ ભેદ ભણંતિ;
એ ચોવીશે અપજ્જત્ત પજ્જત્તા, અડયાલીસ મિલંતિ. દિયે૦ ૫
પનરસ પ્રીછો રે કરમતણી ભૂમિ, અકરમ ભૂમિ રે ત્રીશ;
છપ્પન અંતરદીવા નર મલી, એકશો એક જગીશ. દિયે૦ ૬
ગરભજ ગણીયે રે અપજ્જત્ત પજ્જત્તા, સંમૂચ્છિંમ અપજ્જત્ત જાણુ;
ત્રણસેં ત્રણ સવિ નર હુવા હવે, દશ ભવણિંદ વખાણુ. દિયે૦ ૭
પરમાધામી રે પન્નર જૂંભકા, દસહ વ્યંતર સોલ;
ચરથિર ભેદે રે ગણી દશ જ્યોતિષી, કીલબિષ તીન અડોલ. દિયે૦ ૮
નવ લોકાંતિક બારસ કલ્પના, ગ્રૈવેયક નવ જોય;
પંચ અનુત્તર અપજ્જત્ત પજ્જ સવે, બિહું ઊણા સય દોય. દિયે૦ ૯
ચિહુંગતિ ભેદા રે પણસય તેસઠા, અભિહય આદિ કરેય;
દશપદશું તે ગણી જિમ પણસહસ, ષટસય તીસ મિલેય. દિયે૦ ૧૦
રાગે દ્વેષે રે બમણા દશ સહસ, બાર સયાં ત્રણ વીશ;
મન વચ કાયે ત્રિગુણ તેત્રીસ સહસ, સગસય અસીય જગીશ. દિયે૦ ૧૧

તે વલી કીજે રે ત્રિગુણાં કરણશું, કારણ અનુમતિ તેમ;
ઈગલખ ઈગસહસ ત્રૅણસેં ઉપરે, ચાલીસ સવિ હોયે એમ. દિયે૦ ૧૨
સંપઈ તીય અણાગંય કાલશું, વલી ત્રિગુણા કરી જાણ;
ત્રણ લખ ઉપર ચાર સહસ થયા, ઉપર વીશ પ્રમાણ. દિયે૦ ૧૩
અરિહંત સિદ્ધ સાધુ ને દેવશું, ગુરૂ અપ્પ સાખે ગુણેહ;
ચોવીસ સહસા લાખ અઢારશું, એકસો વીશ લહેહ. દિયે૦ ૧૪
ઈમ સવિ જીવશું રે મિચ્છાદુક્કડે, હોય ઈરિયાવહિ સાર;
શિષ્ય **શ્રી નયવિજય** વાચકનો કહે, **વિદ્યા** અરથ વિચાર. દિયે૦ ૧૫

## ઇરિયાવહિની સજ્ઝાય

નારી મેં દીઠી એક આવતી રે, જાતી ન દીઠી કોય રે;
જે નર તેહને આદરે રે, તેહને સદગતિ હોય રે. ના૦ ૧
એકશો નવાણું રૂડા બેટડા રે, મોટા તે ચોવીશ ઈશ રે;
નાનડીયા તમે સાંભળો રે, શત પંચોતેર ઈશ રે. ના૦ ૨
જૈનતણે મુખે રહે રે, પગ બત્રીશ કહેવાય રે;
ધર્મીનર પાસે વસે રે, પાપી સંગ ન જાય રે. ના૦ ૩
આઠ સંપદાયે પરવરી રે, નારી છે દેવ સરૂપ રે;
મુગતિ રમણી ઘણા મેળવ્યા રે, વડા વડેરા ભૂપ રે. ના૦ ૪
**ગૌતમ** સ્વામી પૂછીયું રે, ઉપદેશ્યું **શ્રી વર્દ્ધમાન** રે;
અઈમંતો ઋષિ પામીયો રે, ક્ષણમાં કેવલ જ્ઞાન રે. ના૦ ૫
અઢાર લાખ જૂદા બેટડા રે, ઉપર ચોવીશ હજાર રે;
એકશો ને વીશ મૂકીયે રે, પામીજે સ્વરગ દુવાર રે. ના૦ ૬
સાધુ શ્રાવક સહુ આદરે રે, આદરે અરિહંત દેવ રે;
**મેઘવિજય** ગણિ શિષ્ય કહે રે, એહની કરો ઘણી સેવ રે. ના૦ ૭

## શ્રી ઉત્તરાધ્યયનના દશમા અધ્યયનની સજ્ઝાય.

સમવસરણ સિંહાસનેજી રે, વીરજી કરે રે વખાણ;
દશમા ઉત્તરાધ્યયનમાંજી રે, દીએ ઉપદેશ સુજાણ.
**સમયમેં રે ગોયમ મ કર પ્રમાદ૦**
વીર જિનેસર ઉપદિશેજી, પરિહર મદ વિખવાદ–સમય૦ ૧

જિમ તરૂ પંડુર પાંદડુંજી રે, પડતાં ન લાગે રે વાર;
તિમ એ માણસ જીવડોજી રે, ન રહે થિર સંસાર. સ૦ ૨

ડાભ અણી જલ ઓસનોજી રે, ક્ષણ એક રહે જલબિંદ;
તિમ એ ચંચલ જીવડોજી રે, ન રહે ઇંદ્ર નરિંદ. સ૦ ૩

સૂક્ષ્મ નિગોદ ભમી કરીજી રે, રાશિ ચઢ્યો વ્યવહાર;
લાખ ચોરાશી જીવાયોનિમાંજી રે, લાધ્યો નરભવ સાર. સ૦ ૪

શરીર જરાએ જર્જર્યું જી રે, શિરપર પળીયા રે કેશ;
ઇંદ્રિય બલ હીણા પડ્યાજી રે, પગે પગે પેખે કલેશ. સ૦ ૫

ભવસાયર તરવા ભણીજી રે, સંયમ પ્રવહણ પૂર;
તપ જપ કિરિયા આકરાજી રે, મોક્ષનગર છે દૂર. સ૦ ૬

ઇમ નિસુણી પ્રભુ દેશનાજી રે, ગણધર થયા સાવધાન;
પાપ પડલ પાછાં પડ્યાંજી રે, પામ્યા કેવલજ્ઞાન. સ૦ ૭

**ગૌતમના** ગુણ ગાવતાંજી રે, ઘર સંપત્તિની રે કોડ;
વાચક **શ્રીકરણ** ઇમ ભણેજી રે, વંદુ બે કરજોડ. સ૦ ૮



## ઉત્તરાધ્યયનના દશમા અધ્યયનની સજ્ઝાય.

[ પ્રભુજી સુખકર સમકિત દીજે—એ દેશી. ]

પંડુર પાન થયે પરિપાકે, તરૂથી પડે કોઇ કાલે રે;
તિમ ધન યૌવન જીવિત પણ તું, ગૌતમ જ્ઞાને નિહાલે રે. ૧
ગૌતમને શ્રી વીર પયંપે, મ કર સમય પ્રમાદ રે;
જેમ ઇહપરભવ સુખ પામીજે, ટાલીજે વિષવાદ રે. ગૌ૦ ૨
ડાભતણી અણિયે જલકણિકા, જિમ હુવે અથિર સ્વભાવ રે;
તિમ નરનાં આઉખાં જાણો, ધર્મ સદા થિર ભાવ રે. ગૌ૦ ૩
ષટકાયામાંહિ કાલ અનંતો, ભમીયો દુઃખ સહંત રે;
વલિ જરા પલિ કેશ પંડુરા, ઇંદ્રિય શક્તિ ન હુંત રે. ગૌ૦ ૪
તેહવામાં જિનવર નવિ દીસે, પંચમ કાલે ભરતે રે;
મતમત નવી નવી વાણી દીસે, ધર્મ તે કહો કિહાં વરતે રે. ગૌ૦ ૫
જિન વાણી નિસુણી ઇમ ગૌતમ, અનુક્રમે કેવલનાણી રે;
દશમે અધ્યયને એમ ભાંખે, વીર જિનેશ્વર વાણી રે. ગૌ૦ ૬
વિજયદેવ ગુરૂ પટ્ટપ્રભાવક, વિજય સિંહ ગુરૂ શિષ્યો રે;
વાચક ઉદયવિજય એમ બોલે, પુણ્યે પહોંચે જગીશો રે. ગૌ૦ ૭

—⁂—

## અભક્ષ્ય અનંતકાયની સજ્ઝાય.

### ઢાલ.

જિનશાસન રે, સૂધી સદ્દહણા ધરે,
સુણી ગુરૂ મુખ રે, નવે તત્ત્વ નિરતા કરે;
મિથ્યામતિ રે, કપટ કદાગ્રહ પરિહરે.
સહી પાલે રે, તે નર સમકિત મન ખરે.

### ત્રુટક.

મન ખરે સમકિત શુદ્ધ પાલે, ટાલે દોષ દયાપરો,
ધુર પંચ અણુવ્રત ત્રણ ગુણવ્રત, ચાર શિક્ષાવ્રત ધરો;
ઈમ દેશવિરતિ ક્રિયાનિરતિ, કરો ભવિયણ મન રૂલી,
દાખવી નિજગુણ પરહ કેરા, દોષ મમ કાઢો વલી. ૧

### ઢાલ.

મમ કાઢો રે, લોભી નર કૂડો કરો,
જાણી સાવદ્ય રે, અભક્ષ્ય બાવીશે પરિહરો;
વડ પીંપળ રે, પીપરીને કચુંબરો,
ઉંબર ફળ રે, રખે તુમે ભક્ષણ કરો.

### ત્રુટક.

રખે ભક્ષણ કરો માખણ, મદ્ય મધુ આમિષતણું,
વિષ હિમ કરહા છાંડી પરહા, દોષમૂલ માટી ઘણું;
પરિહરો સજ્જન રયણીભોજન, પ્રથમ દુર્ગતિ બારણું,
મમ કરો વાણુ અતિ અસૂરૂં, રવિ ઉદય વિણ પારણું. ૨

### ઢાલ.

અથાણું રે, અનંતકાય સવિ નિમીયે,
કાચું ગોરસ રે, માંહે કઠોલ નવિ જિમીયે;
વલી વેંગણ રે, તુચ્છ ફલ સવિ છંડીયે,
આપણપું રે, વ્રત લીધું નવિ ખંડીયે.

ત્રુટક.

નવિ ખંડીયે સવિ નીમ લેઈ, વેઇ ફળ વ્રતભંગનું,
અજ્ઞાત ફલ બહુ બીજ ભક્ષણ, ચલિતરસ હુયે જેહનું;
સંવર આણી અભક્ષ્ય જાતિ, તજો એ બાવીશ એ,
ગુરૂ વયણ વિગતે વલિય પ્રીછો, અનંતકાય બત્રીશ એ. ૩

ઢાલ.

અનંતી રે, કંદ જાતિ જાણો સહુ,
જસ ભક્ષણ રે, પાતિક બોલ્યા છે બહુ;
કચૂરો રે, હલદર નીલી આદુ વલી,
વજ્રસૂરણ રે, કંદ બેહુ કુમલી ફલી.

ત્રુટક.

જે ફલીઅ કુમલી બીજ પાખે, ચાખે ચતુર ન આંબલી,
આલૂ પિંડાલૂ થેગ થુહર, શતાવરી લસણકલી;
ગાજર મૂલા ગલો ગિરણી, વિરહાલી ટંક વત્થૂલો,
પલ્યંક સૂરણ બોલ બીલી, મોથ નીલી સાંભલો. ૪

ઢાલ.

વંશકરેલાં રે, કુંપળ કુંઅલા તરૂતણા,
અંકુરા રે, લોઢા તે જલપોયણા;
કુંઆરી રે. ભમર વૃક્ષની છાલડી,
જે કહીએ રે, લોકે અમૃતવેલડી.

### ત્રુટક.

વેલડી કેરાં તંતુ તાજા, ખિલોડા ને ખરસૂઆ,
ભૂંઈફોડા છત્રાકાર જાણો, નીલફૂલ તે સવિ જૂઆ;
બત્રીશ લોક પ્રસિદ્ધ બોલ્યા, **લક્ષ્મીરત્ન**સૂરિ ઇમ કહે,
પરિહરે જે બહુદોષ જાણી, પ્રાણી તે શિવસુખ લહે. ૫



## અનંત કાયની સજ્ઝાય.

[ સાંભળજો મુનિ સંયમ રાગે–એ દેશી. ]

અનંત કાયના દોષ અનંતા, જાણી ભવિયણ પ્રાણી રે;
ગુરૂ ઉપદેશે તે પરિહરજો, એહવી જિનવર વાણી રે. અ૦ ૧
પુઢવી પાણી અગનિ ને વાયુ, વનસ્પતિ પ્રત્યેકા રે;
એ પાંચે થાવર ગુરૂ મુખથી, સાંભળજો સુવિવેકા રે. અ૦ ૨
એકેંદ્રિ બેઇંદ્રિ તેઇંદ્રિ, ચઉરિંદ્રિ પંચેંદ્રિ પ્રમુખા રે;
એકેકી કાયે જિનરાયે, ભાંખ્યા જીવ અસંખ્યા રે. અ૦ ૩
એ છ કાય તણા જે જીવા, તે સવિ એકણ પાસે રે;
કંદમૂલ સૂઇને અગ્રભાગે, જીવ અનંત પ્રકાશે રે. અ૦ ૪
બહુ હિંસાનું કારણ જાણી, આણી મન સુવિચારો રે;
કંદમૂલ ભક્ષણ પરિહરજો, કરજો સફલ જન્મારો રે. અ૦ ૫
અનંતકાયના બહુ ભેદ ભાંખ્યા, **પન્નવણા** ઉપાંગે રે;
**શ્રીગૌતમ** ગણધરને આગે, **વીર** જિણંદ મનરંગે રે. અ૦ ૬
નરકતણા છે ચાર દુવાર, રાત્રિ ભોજન પહેલું રે;
પરસ્ત્રી બીજું અથાણું ત્રીજું, અનંત કાય જિમ છેલ્લું રે. અ૦ ૭

એ ચારે જે નર પરિહરશે, દયા ધરમ આદરશે રે;
કીરતિ કમલા તસ વિસ્તરશે, શિવમંદિર સંચરશે રે. અ૦ ૮
ચોદ નિયમ સંભારી સંક્ષેપો, પડિક્કમણુ દોયવાર રે;
ગુરૂ ઉપદેશ સુણો મનરંગે, એ શ્રાવક આચાર રે. અ૦ ૯
પાંચે પરવી પોસહ કીજે, ભાવે જિન પૂજીજે રે;
સંપતસારૂ દાનજ દીજે, ઇમ ભવ લાહો લીજે રે. અ૦ ૧૦
પરઉપગાર કરો નિજ સગતેં, કુમતિ કદાગ્રહ મૂકો રે;
નવાનવા ઉપદેશ સૂણીને, મૂલ ધરમ નવિ મૂકો રે. અ૦ ૧૧
તપગચ્છ નાયક શિવ સુખદાયક, **શ્રીવિજય પ્રભ** સૂરિંદા રે;
તાસ પસાયે દિન દિન થાયે, **ભાવસાગર** આનંદા રે. અ૦ ૧૨



## શ્રી નિશ્ચય વ્યવહારની સજ્ઝાય.

### ઢાલ.

શ્રી જિનવર રે, દેશના દિયે સોહામણી,
ભવિયણને રે, ભવસાયર ઉતારણી;
તેહ જિનવર રે, વિનય ભાવે હિત ધરી,
નિશ્ચય નય રે, વ્યવહારથી અધિકો ગણી.

### ત્રુટક.

વ્યવહારથી નય અધિકો જાણો, હવે આણો મન વલી,
ગૃહિવેષ હુંતે કોય ન વંદે, જો થયો હોય કેવલી;
વ્યવહાર અધિકો વીર ભાખે, ધર્મ દાખે જીવને,
અન્યાય કરતાં જગતિ નેતા, વારે દુર્જય લોકને. ૧

ઢાલ.

જુઓ મુનિવર રે, ખપ કરતો નવિ જાણીયો,
આધાકર્મી રે, આહાર અસૂજતો આણીયો;
તેહ કેવલી રે, આહાર આણ્યો તે જમે,
મુનિ આગળ રે, દોષ પ્રકાશે નવિ કિમે.

ત્રુટક.

નવિ દોષ ભાખે સાધુ આગલ, સૂત્ર ઉપર મતિ ટલે,
વ્યવહાર રાખે આગમ પાખે, સાધુ મારગથી ચલે;
ખટમાસ કુર્માપુત્ર રહીયા, ગૃહસ્થવેશે કેવલી,
યતિવેશ પામી અવનીમાંહે, નમે સુરરાજા વલી. ૨

ઢાલ.

ભરતેશર રે, આરીસામાંહે જોવતાં,
નિજ કાયા રે, અનિત્ય ભાવના ભાવતાં;
ક્ષપકશ્રેણે રે, ચાર કર્મ ચૂરણ કરી,
શુભ ધ્યાને રે, કેવલ લચ્છી તવ વરી.

ત્રુટક.

તવ વરી કેવલ લચ્છી રાજા, ઇંદ્ર ચોશઠ આવ એ,
મનમાં આણંદે કોય ન વંદે, જામે વેશ ન પાવ એ;
મુનિવેશ પહેરી જામ વિચરે, તામ વંદે સુરવરા,
ઉપદેશમાલા વૃત્તિમાંહે, ઇસ્યા દીસે અક્ષરા. ૩

ઢાલ.

તપ કરતો રે, પ્રસન્નચંદ્ર ઋષિ રાય રે,
વેષ દેખી રે, સાધ્યાં ઉત્તમ કાજ રે;
સોની ઘર રે, મેતારજ વહોરણ ગયા,
ઋષિ દેખી રે, સોનાર મન આનંદ ભયા.

ત્રુટક.

સોનાર મન આનંદ ભઈલા, સાર આહાર વહોરાવ એ,
તવ જવ ન પાસે મન વિમાસે, સાધુને પરિતાપ એ;
પરલોક પહોતો સાધુ દેખી, તામ વેષ અંગીકરે,
ઋષિઘાતકારી અનાચારી, વેષથી જીવિત ધરે. ૪

ઢાલ.

વેષ વંદો રે, નિંદો મા મૂરખપણે,
વેષ રાખે રે, ધર્મ યતિનો જિન ભણે;
ગૃહી હુંતો રે, સાધુ સમાન ક્રિયા કરે,
વ્યવહારે રે, સાધુપણું કો નવિ કહે.

ત્રુટક.

નવિ કહે સાધુપણું ગૃહીને, પ્રવચનની સાખે કરી,
રાજર્ષિ સેલગ થયો ઉસન્નો, શિષ્ય ગયા સવિ પરિહરી;
સાધુ પંથગ કરે વૈયાવચ્ચ, ચોમાસી ખામણ કરે,
શિષ્ય વચને સેલગ વલીયો, શત્રુંજયે અણુશાન ઉચ્ચરે. ૫

### ઢાલ.

પ્રતિમામાંહે રે, તીર્થંકરના ગુણ નથી,
જિન પ્રતિમા રે, સદ્દહિયે ધર્મસારથી;
તેમ મુનિના રે, પૂરા ગુણ નવિ પામીયે,
પ્રતિમા પરે રે, વેષ દેખી શિર નામીયે.

### ત્રુટક.

પ્રતિમા પેરે વેષ દેખી, હૈયે હરખી વાંદવા,
શ્રાવક સમકિત સ્થિરીકારણ, ગુણ સાધુ તિહાં ભાવવા;
સાધુ સેવ કરતો રાગ ધરતો, કર્મની કરે નિર્જરા,
**શ્રી ભદ્ર**બાહુ ગુરૂ પયંપે, **આવશ્યક**માંહે અક્ષરા. ૬

### ઢાલ.

ગુરૂ પાખે રે, દીક્ષા દીધી નવિ હુવે,
ગુરૂ સેવા રે, કરતા સૂત્ર પૂરો લહે;
મુનિ આગલ રે, **વીર** પ્રકાશે મન રૂલી,
સુણી ગૌતમ રે, સંબંધ અસુચ્ચા કેવલી.

### ત્રુટક.

સંબંધ અસુચ્ચા કેવલિનો, **વીર** ભાખે એણિપરે,
અણુ સાંભલી જે કેવલ પામ્યો, તેણે દેશના નવિ કરે;
શિષ્યને તે દીખ્ખ ન દિયે, કમલ ન રચે સુરવરા,
વ્યવહારે તેહને કાંઈ ન હુવે, ભગવતીમાંહે અક્ષરા. ૭

ઢાલ.

મુક્તાફલ રે, ગુણે કરી શોભા લહે,
સંયમ સ્થાનક રે, સંખ્યાતીતા જિન કહે;
જ્ઞાને પૂરો રે, આચારે પૂરો નહિ,
એવા મુનિને રે, પંડિત કો નિંદે નહિ.

ત્રુટક.

નિંદે નહિ ઋષિ વેષ દેખી, મુનિ વિના શાસન નથી,
એકવીશ સહસ્ત્ર વર્ષ સીમા, ચાલ્યો ધર્મ બકુશથી;
સિદ્ધાંતના એ ભાવ દોહિલા, કેવલી વિણ નવિ લહે,
**શ્રી હંસભુવન સૂરિંદ** બોલે, વીતરાગ એણિ પરે કહે. ૮



## મધુબિન્દુઆની સજ્ઝાય.

ઢાલ.

સરસ્વતી મુજ રે, માતા દ્યો વરદાન રે,
પૂછે ગોતમ રે, ભાખે શ્રી વર્ધમાન રે;
છાંડો ગિરૂઆ રે, વીરૂઆ વિષયનું ધ્યાન રે,
વિષયારસ રે, છે મધુબિન્દુ સમાન રે. ૧

ત્રુટક.

મધુબિન્દુ સરિખો વિષય નિરખો, જોઈ પરખો ચિત્તશું,
નર જન્મ હાર્યો મોહ ધાર્યો, પિંડ ભાર્યો પાપશું;
કાંતાર પડીયો નાગ નડીયો, કોઈ દેવાણુપ્પિયો,
વડ વૃક્ષ જડીયો વેગે ચડીયો, રંક રડીયો છપ્પિયો. ૨

### ઢાલ.

વડ હેઠલ રે, કૂપ અછે અસરાલ રે,
હોય અજગર રે, મગર જિસ્યા વિકરાલ રે;
ચિહું પાસે રે, ચાર ભુજંગમ કાલ રે,
તેહ ઉપર રે, મોટો છે મહુયાલ રે. ૩

### ત્રુટક.

મહુયાલ માંખી રઅત ચાખી, ચંચુ રાખીને રહી,
ઢંઢોળતો ગજરાજ ધાઇ, પડત વડવાઇ ગ્રહી;
વડવાઈ કાપે ઉંદર આપે, તાપ સંતાપે ગ્રહ્યો,
મધથકી ગલીયો બિન્દુ ઢળીયો, તેણે સુખલીણો રહ્યો. ૪

### ઢાલ.

એહ સંકટ રે, છોડણ દેવ દયાલ રે,
દુઃખ હરવા રે, વિદ્યાધર, તતકાલ રે;
ઉદ્ધરવા રે, ધરિયું તાસ વિમાન રે,
એ આવે રે, મધુબિન્દુ કરે સાન રે. ૫

### ત્રુટક.

મધુબિન્દુ ચાખે વચન ભાખે, કરે લાલચ લખ વલી,
વાર વાર રાખે સાન પાખે, રહો ક્ષણ એક પર રલી;
તસ ખેચર મલીયો વેગ વલીયો, રંક રૂલીયો તે નરૂ,
મધુબિન્દુ ચાટે વિષય સાટે, કહ્યો ઉપનય જગગુરૂ. ૬

ઢાલ.

ચોરાશી લખ રે, ગતિવાસી કાંતાર રે,
મિથ્યામતિ રે, ભૂલો ભમે સંસાર રે;
જરા મરણા રે, અવતરણા એ કૂપ રે,
આઠ ખાણી રે, પાણી પગઈ સ્વરૂપ રે. ૭

ત્રુટક.

આઠ કર્મ ખાણી હોય જાણી, તિરિય નિરય અજગરા,
ચારે કષાયા મોહ પાયા, લંબકાયા વિષહરા;
હોય પક્ષ ઉંદર મરણ ગયવર, આયુ વડવાઈ વટા,
ચટકા વિયોગા રોગ સોગા, ભોગ યોગા સામટા. ૮

ઢાલ.

વિદ્યાધર રે, સહગુરૂ કરે સંભાલ રે,
તેણે ધરિયું રે, ધર્મ વિમાન વિશાલ રે;
વિષયારસ રે, મ્હોટો છે મહુચાલ રે,
પડખાવે રે, બાલ જોબન વયકાલ રે. ૯

ત્રુટક.

બાલ જોબન કાલ તરૂણી, ચિત્તહરણી નિરખતો,
ઘરભાર જુત્તો પંકખુત્તો, મદવિગુત્તો પોષતો;
એ જૈન વાણી ચિત્ત આણી, હૃદય જાણી જાગીયે,
ચરણ પ્રમોદ સુશિષ્ય જંપે, અચલ સુખ ઇમ માગીયે. ૧૦

## મધુબિંદુની સજ્ઝાય.

[ દુહા. ]

નરક તિરિ નર સુરગતિ, સંસારે નહિ સુખ;
જરામરણને જનમથી, દુઃખીયાને નિત દુઃખ. ૧
રાગદ્વેષ રોગે કરી, વેદન વિષય વિષાદ;
સુખ તો નહિ તસ સુપનમાં, પામે દુઃખ પ્રમાદ. ૨
તે ઉપર દ્રષ્ટાંત છે, સાંભળો ચતુરસુજાણ;
મધુબિંદુ માનવતણો, વીરે કીધ વખાણ. ૩

ઢાલ.

[ જિન જન્મ્યાજી, જિણવેલા જનની ઘરે—એ દેશી. ]

એક નર કોઈ રે, દારિદ્ર દુઃખ સંતાપીયો,
મુકી દેશને રે, પરદેશે ગયો પાપીયો;
ગામ આગર રે, પાટણ બહુ ભમતો હવે,
ભૂલો પંથથી રે, એક અટવીમાં એહવે. ૧

ત્રુટક.

શાલ તાલ તમાલ નિંબહ, કૂટજ ન્યગ્રોધ ખેર એ,
સલ્લકી અર્જુન બકુલ અંકોલ, અંબ જંબૂ કેર એ;
વંજૂલ તિલક કદંબ રાયણ, તિણીશ ધવ ને પલાશ એ,
જિહાં સિંહ ચિત્તા ફાળ દેતા, જીવવા શી આશ એ. ૨

ઢાલ.

વાઘ જંબૂક રે, રોઝ શરભ બહુ ભય કરે,
વન ભેંસા રે, જુદ્ધ કરે તે પરપરે;
જલચર જીવ રે, પાણી ઉચ્છાળે વેગશું,
તેહ નરને રે, ચિંતા ન માય ઉદવેગશું. ૩

### ત્રુટક.

ભૂખ્યો તરસ્યો ખમે વેદન, શ્વાપદના સુણે સાદ એ,
ઉત્ત્રસ્ત લોચન સ્વેદ ગળતો, કરે બહુ વિખવાદ એ;
દીર્ઘ પંથે થાક પામ્યો, વિષમ માર્ગ ખલાય એ,
ઇણિસમે ગજવર એક દીઠો, પુંઠે આવે ધાય એ. ૪

### ઢાલ.

મહા દુરંત રે, પંથી લોકને મારતો,
ગાજતો વલી રે, સૂંઢથકી ફુંકારતો;
સુંડા દંડ રે, ઉંચો કરીને ચાલતો,
ચાલતો **નગ** રે, દીસે મેઘ જ્યું મ્હાલતો. ૫

### ત્રુટક.

તિમહીજ એક રાક્ષસી દેખે, મહા દુષ્ટ કરાલ એ,
મહાકાય વિકરાલ વયણે, નિશિત કર કરવાલ એ;
ભીમ અટ્ટહાસ્ય મૂકે, વર્ણ અતિ તસ શ્યામ એ,
દેખી બીનો મરણ ભયથી, જુએ દશ દિશિ ઠામ એ. ૬

### ઢાલ.

પૂરવ દિશ રે, દેખે વડ એક તામ રે,
ઉદયાચલે રે, શિખર ઉપર અભિરામ રે;
સિદ્ધ ગાંધર્વ રે, મારગ રોકયા તાસ રે,
મન ચિંતે રે, કિમહિક જાઉં એ પાસ રે. ૭

ત્રુટક.

ઉગરૂં તો એહ ભયથી, ચડું વડ ઉપરે જઈ,
ઇમ ચિંતવીને શીઘ્ર ચાલ્યો, પદ ભેદાયે કુશ સુઈ;
પોહતો વડને પાસ તવ તે, દેખી મનમાં ચિંતવે,
ગગન ગોચર નવિ લંઘાયે, કિમ કરૂં એહને હવે. ૮

ઢાલ.

આરોહી રે, ન શકે હવે તે કોઇ પરે,
ગજ દેખી રે, તેહનું તન બહુ થરહરે;
ઇમ કરતાં રે, દીઠો જીરણ એક રે,
કુપક તિહાં રે, ઉંડો તે અતિ છેક રે. ૯

ત્રુટક.

જીવવાની ક્ષણેક આશા, ધરી મરણનો ભય મને,
નિરાલંબન આતમ મૂકયો, નવિ આધાર કો તિહાં કને;
ભીંતે ઉગ્યો સરનો થંભો, વલગો તેહને ઉલ્લસી,
પડણાભિયા તે હેઠે ફણિધર, ચાર કોપ્યા ધસમસી. ૧૦

ઢાલ.

ચાર કાંઠે રે, તેહ રહે કોપાકુલા,
ફણાટોપે રે, કરડવાને થયા વ્યાકુલા;
એક અજગર રે, દિગ્ગજ સમ દીસે ખરો,
આંખ રાતી રે, કૃષ્ણ કાય મુખ મોકરો. ૧૧

### ત્રુટક.

ચિંતે મનમાં એહ થંભો, તિહાં લગે જીવિત વહું,
ઉંચે મુખે જવ જોઇયું તવ, દીઠું તે સુણજો સહુ;
એક ધવલ ને એક કૃષ્ણ એ બે, ઉંદરા મોટા હવે,
દાઢ તીખી મૂલ છેદે, હસ્તી પણ જુઓ તેહવે. ૧૨

### ઢાલ.

નવિ પહોંચે રે, તે નરને હવે હાથીઓ,
ઢંઢોલે રે, કોપે વડ ઉન્માથીઓ;
તિણે હાલ્યો રે, મધપૂડો એક ઉપરે,
મધુ ભમરી રે, ઉડી તે ચિહું દિશિ સંચરે. ૧૩

### ત્રુટક.

ભમરી સમુહા તાસ ગાત્રે, દીયે ચટકા અતિ ઘણા,
મધુજાલ પડીયો કૂપમાં તેણે, ગણગણાટની નહિ મણા;
એક બિંદુ મધુનો તિહાં પડીયો, શીશ ઉપર તાસ એ,
આળોટતો તે કિમેક આવ્યો, તાસ મુખ આવાસ એ. ૧૪

### ઢાલ.

ક્ષણ ઇચ્છે રે, વળી એક બિંદુ આવતો,
પણ ન ગણે રે, દુઃખ જે એવડા પાવતો;
કરી મુસા રે, અજગર ને વલી સાપ રે,
કુઓ ભમરી રે, એવાં ન ગણે સંતાપ રે. ૧૫

### ત્રુટક.

મધુબિંદુ રસ આસ્વાદ ગિરધર, હરખ પામે બહુ તદા,
સુણો ઉપસંહાર એહનો, મોહઘુમ જાયે કદા;
પુરુષ તે એ જીવ જાણો, ચારગતિ અટવી કહી,
વન વારણ તે કીનાશ જાણો, જરા રાક્ષસણી લહી. ૧૬

### ઢાલ.

વડવૃક્ષ તે રે, મોક્ષ અપૂરવ જાણીએ,
મૃત્યુ ગજવર રે, ભય જે થાનક નાણીએ;
વિષયાતુર રે, નર આરોહી નવિ શકયા,
પાપ થાનક રે, પરિગ્રહમાંહિ જે છકયા. ૧૭

### ત્રુટક.

સર્પ ચાર કષાય સમજો, કુઓ નરભવ જાણીએ,
જે મનુજને એ નાગ કરડ્યા, ઘોર દુઃખ વિષખાણ એ;
કાર્યાકાર્ય ન લહે તે નર, જીવિત સરથંભો ગણો,
હોય પખ જે બહુલ અર્જુન, તેહ ઉંદર સમ ભણો. ૧૮

### ઢાલ.

કરડે ભમરી રે, વ્યાધિ વિવિધ બહુ સત્ત રે,
ક્ષણ માત્ર રે, સુખ નવિ લહે કોઈ વત્ત રે;
ઘોર અજગર રે, નરક તે અતિ દુઃખદાય રે,
વિષે મોહિત રે, નરકે ગયાં દુઃખ પાય રે. ૧૯

### ત્રુટક.

મધુબિંદુ સમ એ ભોગ જાણો, તુચ્છ ને દારૂણ કહે,
એહ વ્યસનમાં કહો કોણ પ્રાણી, ભોગવવાને ઉમહે;
તિણે કારણે કરો ધર્મ માનવ, ભવ તે કુશ બિંદુસમો,
ચંચલ વિજલી સમ સમાગમ, સજ્જનના જાણો તમો. ૨૦

### ઢાલ.

સંધ્યા રાગ રે, સરીખું જોવન જાણીએ,
કરો આદર રે, ધર્મ સદા સુખ ખાણ એ;
બીજે ખંડે રે, સોલમી ઢાલ સોહામણી,
માનવ ભવ રે, જાણજો જેમ ચિંતામણિ. ૨૧

### ત્રુટક.

ચિંતામણિ સમ ધર્મ કીજે, એહ ઉપનય સાંભલી,
કહે **પદ્મ** એ દૃષ્ટાંત ભાખ્યો, બીજે પાઠાંતર વલી;
ગ્રંથાંતરથી તેહ જાણો, ઇહાં ચરિત્ર પ્રકાર એ,
સિંહ પૂછે હવે ગુરૂને, ધર્મ વાત ઉદાર એ. ૨૨



## સામાયિકના બત્રીશ દોષની સજ્ઝાય.

[ ચોપાઇ. ]

શુભ ગુરૂ ચરણે નામિ શીશ, સામાયિકના દોષ બત્રીશ;
કહિશું તિહાં મનના દશ દોષ, દુશમન દેખી ધરતો રોષ. ૧
સામાયિક અવિવેકે કરે, અર્થ વિચાર ન હૈડે ધરે;
ભય આણે ચિંતે વ્યાપાર, ફલ સંશય નિયાણા સાર. ૨
ઉદ્વેગ મન વંછે જસ ઘણો, ન ધરે વિનય વડેરાતણો;
હવે વચનના દોષ વિચાર, કુવચન બોલે કરે દુંકાર. ૩
લે કુંચી જા ઘર ઉઘાડ, મુખ લવરી કરતો વઢવાડ;
કહે આવો જાવો બોલે ગાળ, મોહ કરી હુલરાવે બાળ. ૪
કરે વિકથા ને હસે અપાર, એ દશ દોષ વચનના વાર;
કાયાના હવે દુષણ બાર, ચપલાસન જોવે દિશિ ચાર. ૫
સાવદ્ય કામ કરે સંઘાત, આળસ મોડે ઉંચે હાથ;
પગ લંબે બેસે અવિનીત, ઓઠિંગણ લે થાંભો ભીંત. ૬
મેલ ઉતારે ખરજ ખણાય, પગ ઉપર ચઢાવે પાય;
અતિ ઉઘાડું મેલે અંગ, ઢાંકે તિમ વલી અંગ ઉપાંગ. ૭
નિદ્રાયે રસ ફલ નિગમે, કરહા કંટક તરૂએ ભમે;
એ બત્રીશે દોષ નિવાર, સામાયિક કરજો નરનાર. ૮
સમતા ધ્યાન ઘટા ઉજલી, કેસરી ચોર હુઓ કેવલી;
**શ્રી શુભવીર** વચન પાલતી, સ્વરગે ગઇ સુલસા રેવતી. ૯



## બીજની સજ્ઝાય.

[ પ્રાણી ધરીયે સમકિત રંગ–એ દેશી. ]

બીજ તણે દિન દાખવું રે, દુવિધ ધર્મ પ્રકાર;
પંચ મહાવ્રત સાધુને રે, શ્રાવકના વ્રત બાર રે.
**પ્રાણી ધર્મ કરો સહુ કોય૦ ૧**
પ્રાણાતિપાત જેહ કહ્યું રે, જાવજ્જીવ તે જાણ;
બીજું મૃષાવાદ જાણીયે રે, મોટું તેહ વખાણ રે. પ્રાણી૦ ૨
જાવજ્જીવ ત્રીજું વલી રે, નામે અદત્તાદાન;
ચોથું વ્રત ઘણું પાલતાં રે, જગમાં વાધે માન રે. પ્રાણી૦ ૩
નવવિધ પરિગ્રહ છાંડતાં રે, પંચમી ગતિ શુભ ઠામ;
એ વ્રત સુધાં પાલતાં રે, અણગારી કહ્યો નામ રે. પ્રાણી૦ ૪
પાંચે વ્રત પાળે સદા રે, સાધુનો એહ આચાર;
પડિક્કમણાં બે ટંકનાં રે, રાખે ધર્મશું પ્યાર રે. પ્રાણી૦ ૫
એહવાં વ્રત પાળે સદા રે, ગ્રંથતણે અનુસાર;
આરાધક એહને કહ્યો રે, તે પામે ભવપાર રે. પ્રાણી૦ ૬
મિથ્યાત્વે ભૂલો ભમ્યો રે, એહ અનાદિનો જીવ;
સાર ધર્મ નવિ ઓળખ્યો રે, જેહથી મોક્ષ સદીવ રે. પ્રાણી૦ ૭
આરંભ છાંડી આતમા રે, સમિતિ ગુપ્તિશું કર પ્રીત;
આઠે મદ દૂરે ત્યજી રે, કરો ધર્મ સુવિનીત રે. પ્રાણી૦ ૮
પાળો જિનવર આણને રે, જો ચાહો શિવરાજ;
**શ્રી વિજયરત્ન સૂરીંદના** રે, **દેવનાં** સર્યાં સવિ કાજ રે.
પ્રાણી૦ ૯

# પાંચમની સજ્ઝાય.

## ઢાલ-પહેલી.

શ્રી વાસુપૂજ્ય જિનેસર વયણથી રે, રૂપકુંભ કુંચનકુંભ મુનિ દોય;
રોહિણી મંદિર સુંદર આવીયા રે, નમી ભવ પૂછે દંપતી સોય.
**ચઉનાણી** વયણે દંપતી મોહિયા રે૦ ૧
રાજા રાણી નિજ સુત આઠનો રે, તપફળ નિજ ભવધારી સંબંધ;
વિનય કરી પૂછે મહારાજને રે, ચાર સુતાના ભવ પરબંધ.
ચઉ૦ ૨
રૂપવતી, શીયલવતી ને ગુણવતી રે, સરસ્વતી જ્ઞાન કલા ભંડાર;
જનમથી રોગ સોગ દીઠો નહિ રે, કુણ પુન્યે લીધો એ અવતાર.
ચઉ૦ ૩

## ઢાલ-બીજી.

[ મ્હારો વસે વિમલાચલે રે-એ દેશી. ]

શુરૂ કહે **વૈતાઢય** ગિરિવરે રે, પુત્રી વિદ્યાધર ચાર;
નિજ આયુ જ્ઞાનીને પૂછીયું રે, કરવા સફલ અવતાર.
**અવધારો અમ વિનતિ** રે૦ ૧
ગુરૂ મુખથી એક દિવસનું રે, સાંભલીને નિજ આય;
અલ્પ કાલ જાણી કરી રે, ચિંતાતુર મન થાય. અવ૦ ૨
થોડામાં કાર્ય ધર્મનાં રે, કેમ કરીયે મુનિરાજ;
ગુરૂ કહે યોગ અસંખ્ય છે રે, જ્ઞાન પંચમી તુમકાજ. અવ૦ ૩
ક્ષણ અરધે સવિ અઘ ટળે રે, શુભ પરિણામે સાધ;
કલ્યાણક નેવું જિનતણા રે, પંચમી દિવસે આરાધ. અવ૦ ૪

## ઢાલ-ત્રીજી.

[ જઇને કહેજ્યો મારા વ્હાલાજી રે-એ દેશી. ]

ચૈત્ર વદિ પાંચમ દિને, સુણો પ્રાણીજી રે,
ચવીયા ચંદ્રપ્રભુ સ્વામ, લહી સુખઠામ; સુ૦
અજિત સંભવ અનંતજી, સુ૦
સુદિ પંચમી શિવધામ, શુભ પરિણામ. સુ૦ ૧
વૈશાખ વદિ પંચમી દિને, સુ૦
સંજમ લીયે કુંથુનાથ, બહુ નર સાથ; સુ૦
જેઠ સુદિ પંચમી વાસરે, સુ૦
મુક્તિ પામ્યા ધરમનાથ, શિવપુર સાથ. સુ૦ ૨
શ્રાવણ સુદિ પંચમી દિને, સુ૦
જન્મ્યા નેમિ સુરંગ, અતિ ઉચ્છરંગ; સુ૦
માગશર વદિ પંચમી દિને, સુ૦
સુવિધિ જન્મ સુખ સંગ, પુણ્ય અભંગ. સુ૦ ૩
કારતિક વદિ પંચમી દિને, સુ૦
સંભવ કેવલનાણ, કરો બહુમાન; સુ૦
દશ ક્ષેત્રે નેવું જિનતણા, સુ૦
પંચમી દિનના કલ્યાણ, સુખના નિધાન. સુ૦ ૪



## ઢાલ-ચોથી.

[ હાંરે મારે ધર્મ જિણંદશું લાગી પૂરણ પ્રીત જો-એ દેશી. ]

હાંરે મારે જ્ઞાની ગુરૂના વચણ સુણી હિતકાર જો,
ચાર વિદ્યાધરી પંચમી વિધિ તે આચરે રે લોલ;
હાંરે મારે શાસન દેવને પંચ જ્ઞાન મનોહાર જો,
ટાળી રે આશાતન દેવવંદન કરે રે લોલ. ૧
હાંરે મારે તપ પૂરણથી ઉજમણાનો ભાવ જો,
એહવે વિદ્યુત યોગે સુરપદવી વર્યા રે લોલ;
હાંરે મારે ધર્મ મનોરથ આળસ તજતાં હોય જો,
ધન્ય તે આતમ અવિલંબે કારજ કર્યાં રે લોલ. ૨
હાંરે મારે દેવથકી તુમ કુખે લિયો અવતાર જો,
સાંભળ **રોહિણી** જ્ઞાન આરાધન ફલ ઘણાં રે લોલ;
હાંરે મારે ચારે ચતુરા વિનય વિવેક વિચાર જો,
ગુણ કેટલા લખાયે તુમ પુત્રીતણાં રે લોલ. ૩

## ઢાલ-પાંચમી.

[ એમ કેઈ સિદ્ધિ વર્યા મુનિરાયા-એ દેશી. ]

જ્ઞાનીના વયણથી ચારે બેની, જાતિસ્મરણ પામી રે;
**જ્ઞાની ગુણવંતા૦**
ત્રીજા ભવમાંહે ધારણા કીધી, સિધ્યાં મનનાં કામો રે. જ્ઞા૦ ૧
શ્રી જિનમંદિર પંચ મનોહર, પંચવરણી જિન પડિમા રે; જ્ઞા૦
જિનવર આગમને અનુસારે, કરે ઉજમણાનો મહિમા રે. જ્ઞા૦ ૨
પંચમી તિથિ આરાધતાં પંચમ, કેવલનાણ તે થાય રે; જ્ઞા૦
**વિજયલક્ષ્મીસૂરિ** અનુભવ નાણે, સંઘ સકલ સુખદાય રે. જ્ઞા૦ ૩

## એકાદશીની સજ્ઝાય.

**આજ મારે એકાદશી રે, નણુદલ મૌન કરી મુખ રહીયે;**
પૂછયાનો પડુત્તર પાછો, કેહને કાંઈ ન કહીયે. આજ૦ ૧
મ્હારો નણદોઈ તુજને વહાલો, મુજને તારો વીરો;
ધુમાડાના બાચક ભરતાં, હાથ ન આવે હીરો. આજ૦ ૨
ઘરનો ધંધો ઘણો કર્યો પણ, એકે ન આવ્યો આડો;
પરભવ જાતાં પાલવ ઝાલે, તે મુજને દેખાડો. આજ૦ ૩
માગશર સુદિ અગીઆરશ મોટી, નેવું જિનનાં નિરખો;
દોઢસો કલ્યાણક મોહોટાં, પોથી જોઇ જોઇ હરખો. આજ૦ ૪
**સુવ્રત** શેઠ થયો શુદ્ધ શ્રાવક, મૌન ધરી મુખ રહીયો;
પાવક પૂર સઘળો પરજાલ્યો, તેહનો કાંઇ ન દહીયો. આજ૦ ૫
આઠ પહોર પોસહ તે કરીયે, ધ્યાન પ્રભુનું ધરીયે;
મન વચ કાયા જો વશ કરીયે, તો ભવસાયર તરીયે. આજ૦ ૬
ઇર્યાસમિતિ ભાષા ન બોલે, આડું અવળું પેખે;
પડિક્કમણાશું પ્રેમ ન રાખે, કહો કેમ લાગે લેખે. આજ૦ ૭
કર ઉપર તો માળા ફરતી, જીવ ફરે વનમાંહિ;
ચિત્તડું તો ચિહુંદિશિ ડોલે, ઇણે ભજને સુખ નાંહિ. આજ૦ ૮
પોષધશાળે ભેગાં થઇને, ચાર કથા વલી સાંધે;
કાંઇક પાપ મિટાવણ આવે, બારગણું વલી બાંધે. આજ૦ ૯
એક ઉઠંતી આળસ મોડે, બીજી ઉંઘે બેઠી;
નદીયોમાંથી કાંઇક નિસરતી, જઈ દરિયામાં પેઠી. આજ૦ ૧૦
આઈ બાઇ નણંદ ભોજાઈ, ન્હાની મોહોટી વહૂને;
સાસુ સહિયર મા ને માશી, શિખામણ છે સહૂને. આજ૦ ૧૧
**ઉદયરતન** વાચક ઉપદેશે, જે નરનારી રહેશે;
પોસહમાંહે પ્રેમ ધરીને, અવિચલ લીલા લહેશે. આજ૦ ૧૨

## સોદાગરની સજ્ઝાય.

[ લાવો લાવોને રાજ મોંઘા મૂલા મોતી—એ દેશી. ]

**સુણુ સોદાગર બે, દિલકી બાત હમેરી૦**

તેં સોદાગર દૂર વિદેશી, સોદા કરનકું આયા;
મોસમ આયે માલ સવાયા, રતનપુરીમાં ઠાયા. સુ૦ ૧
તિનું દલાલકું દુર સમઝાયા, જિનસેં બહોત ન ફાયા;
પાંચું દીવાનું પાઉં જડાયા, એકકું ચોકી બિઠાયા. સુ૦ ૨
નફા દેખકર માલ બિહરણાં, ચૂઆ કટે ન યું ઘરના;
દોનું દગાબાજી દૂર કરના, દીપકી જ્યોતિ ફિરના. સુ૦ ૩
ઓર દિન વલી મહેલમાં રહના, બંદરકું ન હિલાના;
દશ સહેરસે દોસ્તિહિં કરના, ઉનસે ચિત્ત મિલાના. સુ૦ ૪
જનહર તજના જિનવર ભજના, ભજના જિનકું દલાઈ;
નવસર હાર ગલેમેં રખનાં, જખના લખકી કટાઈ. સુ૦ ૫
શિરપર મુગટ ચમર ઢોળાઈ, અમ ઘર રંગ વધાઈ;
શ્રી શુભવીર વિજય ઘર જાઈ, હોત સતાબી સગાઈ. સુ૦ ૬

## કઠીયારાની સજ્ઝાય.

[ ભાવીજે રે, સમકિત જેહથી રૂઅડું—એ દેશી. ]

### ઢાલ.

વીર જિનવર રે, ગૌતમ ગણધરને કહે,
ગુરૂ વાણી રે, પુણ્યવંત પ્રાણી સદ્દહે;
કઠીયારો રે, પરદેશી દુર બોધ એ,
તે તો નિશ્ચય રે, નવિ પામે પ્રતિબોધ એ.

## ઉથલો.

પ્રતિબોધ નિશ્ચય નવિ પામે, જીવ તે દુરબોધ એ,
ઘન કર્મ મર્મ જોગે જડને, ધર્મ સાથે વિરોધ એ;
તવ કહે **ગૌતમસ્વામી** કર સં-પુટ કરી મનોહાર એ,
દૃષ્ટાંત કઠિયારા તણો મુજ, કહો જગદાધાર એ. ૧

## ઢાલ.

તવ જલ્પે રે, ચરમ જિનેસર તેહ ભણી,
સુણ ઉત્તમ રે, ગૌતમ ગોત્ર તણા ધણી;
કઠીયારો રે, કોઈ એક પૂરે રહે,
તે તો અનુદિન રે, મૂલી લેવા વન વહે.

## ઉથલો.

વન વહે ઇંધણ કાજ એક દિન, ગિરિ ગહ્વરમાં ગયો,
અતિ સરલ સુંદર તરૂ નિહાલી, હૈડામાં હરખિત થયો;
તે તુરત છેદ્યો મૂલ ખણતાં, નીકળી એક માટલી,
વર પાંચ રત્ન જડિત અદ્ભુત, જાતિ રૂપ તણી ભલી. ૨

## ઢાલ.

શિર મૂલી રે, વાંસે તે માટલી ધરી,
ઘરે આવતાં રે, વૃષ્ટિ થઇ અતિ આકરી;
મૂલી વેચી રે, ન શક્યો તે ઘરમાં ઠવી,
ખોળ ખાવા રે, આવ્યો દીનપણું ચવી.

### ઉથલો.

ચવી હીનપણું મૂરખ વિપણુથી, ઉછીનો ખોળ આણીયો,
કનક માટલી માંહે ઘાલી, રાંધે મૂરખ પ્રાણીયો;
મૂલી કેરા ખંડ કાપી, અગ્નિમાં ક્ષણુ ક્ષણુ ધરે,
તેહતણો પરિમલ અતિ અનગંલ, સબળ સઘળે વિસ્તરે. ૩

### ઢાલ.

એહવે એક રે, ધનદ સમ અવતારીયો,
ઈણુ વખતે રે, તેહ પંથે વ્યવહારીયો;
જાતાં થકાં રે, ગંધ ઘણો તસ આવીયો,
મન ભીંતર રે, ભારે વિસ્મય પામીયો.

### ઉથલો.

પામીયો તે ગંધ કયાંથી, બાવના ચંદનતણો,
એહવો ઉદાર છે કવણુ ભોગી, દ્રવ્ય એમ કેહને ઘણો;
તે ગંધને અનુસાર આવે, ગેહ કઠીયારા તણે,
વગર વિચાર્યું કાર્ય દેખી, શેઠ શિખામણુ ભણે. ૪

### ઢાલ.

અરે મૂરખ રે, મમ કર તું અકાજ રે,
કાંઈ બાળે રે, બાવના ચંદન આજ રે;
તુને આપુ રે, તોલી કનક બરોબરે,
સુખ ભોગવ રે, ભામિની સુંદર મંદિરે.

### ઉથલો.

મંદિર સુંદર જ્યું પુરંદર, કરે વિનોદ વિલાસ રે,
એ રયણ રૂડાં જાળવે તો, પૂરવું તુજ આશ રે;
મૂર્ખ સમજે નહિ અકિંચન, રયણ વિણુસાડે જડો,
મન ખેદ ધરતો ઘર સિધાવે, શેઠ એહ ઉપનય વડો. ૫

### ઢાલ.

ભવ પાટણુ રે, વિસ્તર ભૂરિ વખાણીયે,
મતિ જાડી રે, જીવ કબાડી જાણીયે;
રૂડી કાયા રે, કનકતણી એ માટલી,
પાંચ ઇંદ્રિય રે, જ્યોતિ રત્ન ઉપર વલી.

### ઉથલો.

ઉપર વલી રૂચિ રત્ન કેરી, વિષય ખોળ અસાર એ,
તેહતણે કાજે આયુ ચંદન, દહે મૂઢ ગમાર એ;
નિજ કાય ઇંદ્રિય કનક રયણુ, કાન્તિ સકલ કરે વૃથા,
એ વાત જગ વિસ્તાર પામી, તેલ જલમાંહે યથા. ૬

### ઢાલ.

શેઠ સદ્ગુરૂ રે, પ્રીતિ ધરે પ્રતિબોધવા,
ઉપગારી રે, દિયે ઉપદેશ તે નવનવા;
નવિ બુઝે રે, ભારેકર્મી જીવડો,
જાતિ અંધા રે, શું કરે તસ દીવડો.

ઉથલો.

દીવડો શું કરે સદ્ગુરૂ, વિષય અંધા જે જના,
એ કળા સારી ગુરૂ કેરી, વૃથા નિર્મલ દલ વિના;
એહ સુણી ઉપનય વિષય વિષસમ, વિષય ખોગ સવિ વામીયે
ગુણવિજય અધિપતિ વીર જંપે, પરમ પદવી પામીયે.

## મનુષ્યભવની દુર્લભતા વિષે સજ્ઝાય.

**પૂરવ પુન્ય ઉદય કરી ચેતન, નીકા નરભવ પાયા રે—**

એ આંકણી

દીનાનાથ દયાળ દયાનિધિ, દુર્લભ અધિક બતાયા રે;
દશ દ્રષ્ટાંતે દોહિલા જાકું, ઉત્તરાધ્યયને ગાયા રે. પૂ૦
અવસર પાય વિષય રસ રાચત, તે તો મૂઢ કહાયા રે;
કાગ ઉડાવણ કાજ વિપ્ર જિમ, ડાર મણિ પસ્તાયા રે. પૂ૦
નદી ઘોળ પાષાણ ન્યાય કર, અર્ધ વાટ તું આયા રે;
અર્ધ સુગમ આગલ રહી તિનકું, જિન કછુ મોહ ઘટાયા રે. પૂ૦
ચેતન ! ચાર ગતિમાં નિશ્ચે, મોક્ષ દ્વાર એ કાયા રે;
કરત કામના સુરપતિ યાકી, જિનકું અનર્ગલ માયા રે. પૂ૦
રોહણગિરિ જિમ રતન ખાણ તિમ, ગુણ સહુ યામેં સમાયા
મહિમા મુખથી વર્ણત જાકી, સુરપતિ મન શંકાયા રે. પૂ૦
કલ્પવૃક્ષસમ સંયમ કેરી, અતિ શીતલ જિહાં છાયા રે;
ચરણ કરણ ગુણધાર મહામુનિ, મધુકર મન લોભાયા રે. પૂ૦
યા તન બિન તિહું કાલ કહો કિણે, સાચા સુખ નિપજાયા રે;
અવસર પાય ન ચૂક ચિદાનંદ, સદ્ગુરૂ યોં દરસાયા રે. પૂ૦

## વિષયવાસના ત્યાગ કરવા વિષે સજ્ઝાય.

**વિષયવાસના ત્યાગો ચેતન, સાચે મારગ લાગો રે—**

એ આંકણી૦

તપ જપ સંયમ દાનાદિક સહુ, ગિનતિ એક ન આવે રે;
ઇંદ્રિય સુખમાં જ્યાં લગે એ મન, વક્ર તુરંગ સમ ધાવે રે. વિ૦ ૧
એક એકકે કારણ ચેતન, બહુત બહુત દુઃખ પાવે રે;
તે તો પ્રગટપણે જગદીશ્વર, ઇણિવિધ ભાવ લખાવે રે. વિ૦ ૨
મન્મથ વશ માતંગ જગતમેં, પરવશતા દુઃખ પાવે રે;
રસના લુબ્ધ હોય ઝષ મૂરખ, જાળ પડ્યો પસ્તાવે રે. વિ૦ ૩
ઘ્રાણ સુવાસ કાજ સુન ભમરા, સંપુટ માંહે બંધાવે રે;
તે સરોજ સંપુટ સંયુત ફુન, કરટીકે મુખ જાવે રે. વિ૦ ૪
રૂપ મનોહર દેખી પતંગા, પડત દીપમાં જાઇ રે;
દેખો યાકો દુઃખ કારનમેં, નયન ભયે હે સહાઇ રે. વિ૦ ૫
શ્રોત્રેંદ્રિય આસક્ત મિરગલા, છિનમેં શિશ કટાવે રે;
એક એક આસક્ત જીવ ઇમ, નાના વિધ દુઃખ પાવે રે. વિ૦ ૬
પંચ પ્રબલ વર્તે નિત જાકું, તાકી ગતિ કયા કહીયે રે;
**ચિદાનંદ** એ વચન સુણીને, નિજ સ્વભાવમાં રહીયે રે. વિ૦ ૭

## વિષય નિવારક સજ્ઝાય.

મયગલ માતો રે વનમાંહિ વસે, કરતો કેલિ કલ્લોલ;
કૃત્રિમ કરિણી રે રાગે મોહિયો, બંધ પડ્યો કરે રોલ. ૧
**ભોલીડા હંસા રે વિષય ન રાચીયે**, વિષય વિકાર વિણાસ;
વિષય વિડંબ્યા રે ભવે ભવે દુઃખ સહે,
વિષય વિના સુખવાસ. ભો૦ ૨

દીપક દેખી રે સોવન સારીખો, રૂપે મોહ્યો પતંગ;
અગનિની જાલા મનમાંહિ ન ચિંતવે,
હોમે આપણું અંગ. ભો૦ ૩
ભમર વિલુદ્ધો રે વિકસિત કમલિની, લેવા પરિમલ ભોગ;
કમલ મિલંતે રે ભીતર ભીડીયો,
ન લહે નીકસન યોગ. ભો૦ ૪
હરણી સરિસો હરખ્યો હરિણલો, વેધ્યો નાદે રે પ્રાણ;
ઠાણ વિહુણો રે તૃણ જલ ચૂકવ્યો,
હણીયો પારધી બાણ. ભો૦ ૫
જલચર જલમાં જીવન જોગવે, જુઓ જુઓ વિષય જંજાલ;
રસના વશ તે રે પડીયો માછલો,
બાંધ્યો ધીવર જાલ. ભો૦ ૬
પંચ વિષય સુખ જે નર જીપશે, જે વલી જીપશે રાગ;
તે નર થોડા દિનમાંહિ સહી, તે થાશે વીતરાગ. ભો૦ ૭



## મોહ નિવારક સજ્ઝાય.

[ પુફખલવઈ વિજયે જયો રે-એ દેશી. ]

મોહ તણે જોરે કરી રે, મતિ મુંઝાઈ જાય;
ધર્માધર્મ ન ઓળખે રે, જ્ઞાનનો ઉદય ન થાય.
**આતમજી મેલોને મોહનો પાસ,**
જિમ લહો મુગતિનો વાસ. આ૦ ૧
પરને પરવેશે કરી રે, વિણસે જિમ ઘરવાસ;
મોહને ઘટમાં રાખતાં રે, તિમ કરે ધર્મનો નાશ. આ૦ ૨

નીચ માણસની સંગતે રે, ગુણવંતના ગુણ જાય;
મોહશું મનડું મેલતાં રે, તિમ નિજ ગુણ ઢંકાય. આ૦ ૩
મોહ વિલુદ્ધા માનવી રે, શાસ્ત્રે કહ્યા તે અંધ;
જગમાંહે જોતાં વલી રે, મોટો મોહનો બંધ. આ૦ ૪
**ગૌતમ** સરિખા મહાયતિ રે, સંજમવંત સુજાણ;
મોહની કર્મ વિપાકથી રે, ન લહ્યા કેવલ નાણ. આ૦ ૫
મોહે દેવગુરૂ ધર્મનો રે, સૂધો નિર્ણય ન થાય;
ખોટે મન ખુંચી રહે રે, સાચે ન રાચે પ્રાય. આ૦ ૬
જેમ મદીરા પાને કરી રે, ન રહે મનની શુદ્ધિ;
તેમ મહામોહના યોગથી રે, ન રહે ધર્મની બુદ્ધિ. આ૦ ૭
ઘટતા ઘટતું જાણે નહિ રે, મિથ્યાત્વનું એ મૂલ;
દુઃખદાયક દોષી પરે રે, સુખમાં ઉપાવે શૂલ. આ૦ ૮
ધર્મભણી જાતાં વલી રે, વચમાં પાડે વાટ;
રોકી રાખે જીવને રે, જાતાં મુગતિને ઘાટ. આ૦ ૯
ધન ધન શ્રી જિનરાજને રે, જેહ થયા વીતરાગ;
મોહની કર્મને જીતીને રે, પામ્યા શિવ સોભાગ. આ૦ ૧૦
**ઉદયરતન** ઉપદેશથી રે, બુઝો આતમરામ;
શ્રી જિનધર્મ પસાયથી રે, પામો ઉત્તમ ઠામ. આ૦ ૧૧



# સાત વ્યસન નિવારક સજ્ઝાય.

[ કડખાની દેશી. ]

વાર તું વાર તું વ્યસન સપ્તકમિદં,
જીવ તું જોય મનમાં વિચારી;
દ્યૂત માંસં સુરા વારવનિતા વલી,
ચોરી મૃગયા પરકીય નારી. વાર૦ ૧
રૂપવંતી બહુ ગુણયુતા કુલવતી,
સુતવતી નિજ પતિ પ્રેમે લીધી;
એહવા દ્યૂતના વ્યસનથી નિજવશા,
પરવશા તોય સા **નલે** કીધી. વાર૦ ૨
માંસના વ્યસનથી વનમાંહિ હરિણુલી,
બાણે વેધી પરાક્રમ વખાણે;
**શ્રેણિક** નરપતિ શ્રમણપતિ ભક્તિ યુત,
નરકે ગયો તે સહુ લોક જાણે. વાર૦ ૩
**દ્વારિકા** દ્વારિકા સ્વર્ગ નગરીતણી,
વાસિતા યાદવાપતિ **મુરારિ**;
વિસ્તૃતા બાર યોજન ધને પૂરિતા,
ચૂરિતા તેહ દ્વૈપાયનારિ.
એ સુરાપાનનો જુઓ વિકાર—વાર૦ ૪
નયર **વસંત** વસંત બંધવ સમો,
વસતિ **ધમ્મિલ** જસ દ્રવિણ કોડી;
સકલ નિજગેહ સુખ છોડી વેશ્યાતણી,
સંગતે પામીયો દુઃખ કોડી. વાર૦ ૫

ચોરિકા વ્યસનથી દુઃખ દુર્ગતિતણાં,
ભાજના તે જના ભવનમાંહિ;
ચોર **મંડુક હરિચિત્રક** પ્રમુખને,
રાજદંડાદિ દુઃખ નરક પ્રાંહિ. વાર૦ ૬
દુઃખનું ઘર થયો જેહ મૃગયાથકી,
**રાઘવો** વનમાંહિ મેલી **સીતા**;
હરણને મારવા નિજવશા હારવા,
**રાવણે** તેહ નિજ નયરી નીતા.
લંપટી **રાવણે** લીધી **સીતા**—વાર૦ ૭
વાસુદેવાદ્ધં સમ ઋદ્ધિ સેના યુતો,
જાસ મહીમાંહિ મહિમા વિરાજે;
પ્રબલ **લંકાધિનાથો** પરસ્ત્રીથકી,
નારકી તત્ર અદ્યાપિ ગાજે. વાર૦ ૮
એમ અનેકે થયા એક વ્યસનથકી,
દુઃખ સંતતિતણા તત નિકેતં;
જેહને સાત વ્યસન હોય મોકળાં,
તે લહે દુઃખ કહેવાય કેતું.
તે લહે દુઃખ વલી મેરૂ જેતું-વાર૦ ૯
એમ જાણી કરી વ્યસનને વારીયે,
ધારીયે ધર્મ વર ધરિય નેહા;
સંયમે **ધીર** ગુરૂ ચરણ આરાહિયે,
**નય** કહે જિમ લહો સુખ સમુહા. વાર૦ ૧૦

## હિત શિખામણની સજ્ઝાય.

[ સંભવ જિનવર વિનતિ—એ દેશી. ]

**જોય જતન કરી જીવડા**, આયુ ઉજાણું જાય રે;
લે લાહો લખમીતણો, પછે કાંઈ નવિ થાય રે. જો૦ ૧
દુલ્લહો ભવ માણુસતણો, દુલ્લહો દેહ નિરોગો રે;
દુલ્લહી દયા ધર્મ વાસના, દુલ્લહો સુગુરૂ સંયોગો રે. જો૦ ૨
દિન ઉગે દિન આથમે, ન વલે કોઈ દિન પાછો રે;
અવસર કાજ ન કીધલું, તો મનમાંહિ પસ્તાશો રે. જો૦ ૩
લોભ લગે લખ વંચીયા, તેં પરધન હરી લીધા રે;
કેડે ન આવે કોઇને, કેડે કરમ રહ્યાં કીધાં રે. જો૦ ૪
માતા ઉદર ઉંધો રહ્યો, કોડિ ગમે દુઃખ દીઠાં રે;
યોનિ જનમ દુઃખ જે હુવે, તે તુઝ લાગે છે મીઠાં રે. જો૦ ૫
હે હે ભવ એળે ગયો, એકે અરથ ન સાધ્યો રે;
સદ્ગુરૂ શિખ સુણી ઘણી, તો પણ સંવેગ ન વાધ્યો રે. જો૦ ૬
માન મને કોઇ મત કરો, જમ જીત્યો નહિ કેણે રે;
સુકૃત કાજ ન કીધલું, બે ભવ હાર્યો છે તેણે રે. જો૦ ૭
જપ જગદીશના નામને, કાંઈ નચિંતો તું સૂવે રે;
કાજ કરે અવસર લહી, સવિ દિન સરખા ન હોવે રે. જો૦ ૮
જગ જાતો જાણી કરી, તિમ એક દિન તુઝ જાવો રે;
કર કરવો જે તુઝ હવે, પછી હોશે પસ્તાવો રે. જો૦ ૯
તિથિ પરવે તપ નવિ કર્યો, કેવલ કાયા તેં પોષી રે;
પરભવ જાતાં જીવને, સંબલ વિણ કેમ હોશી રે. જો૦ ૧૦
સુણ પ્રાણી! પ્રેમે કહી, **લબ્ધિ** લહી જિનવાણી રે;
સંબલ સાથે સંગ્રહો, ઈમ કહે કેવલનાણી રે. જો૦ ૧૧

## વૈરાગ્યની સજ્ઝાય.

ઉંચા મંદિર માળીયા, સોડ વાળીને સૂતો;
કાહડો કાહડો એને સહુ કહે, જાણે જનમ્યોજ નહોતો. ૧
એક રે દિવસ એવો આવશે, મન સબળોજી સાલે;
મંત્રી મળ્યાં સવિ કારમા, તેનું કાંઈ ન ચાલે. એક રે૦ ૨
સાવ સોનાનાં રે સાંકલાં, પહેરણ નવ નવા વાઘા;
ધોળું રે વસ્ત્ર એના કર્મનું, તે તો શોધવા લાગા. એક રે૦ ૩
ચરૂ કઢાઈઆ અતિ ઘણા, બીજાનું નહિ લેખું;
ખોખરી હાંડી એના કર્મની, તે તો આગલ દેખું. એક રે૦ ૪
કેના છોરૂં ને કેના વાછરૂં, કેના માય ને બાપ;
અંત કાલે જાવું જીવને એકલું, સાથે પુણ્ય ને પાપ. એક રે૦ ૫
સગી રે નારી એની કામિની, ઉભી ટગમગ જુવે;
તેનું પણ કાંઇ ચાલે નહિ, બેઠી ધ્રૂસકે રૂવે. એક રે૦ ૬
વાહલાં તે વાહલાં શું કરો, વાહલાં વોળાવી વળશે;
વાહલાં તે વનનાં લાકડાં, તે તો સાથેજી બળશે. એક રે૦ ૭
નહિ ત્રાપો નહિ તુંબડી, નથી તરવાનો આરો;
**ઉદયરતન** પ્રભુ ઇમ ભણે, મને પાર ઉતારો. એક રે૦ ૮



## વૈરાગ્યની સજ્ઝાય.

[ પાપ સ્થાનક કહે સાતમું શ્રી જિનરાજ એ–એ દેશી. ]

એ સંસાર અસાર, સ્વરૂપ દીસે ઇસ્યો,
ખિણુ પલટાયે રંગ, પતંગ તણો જિસ્યો;
બાજીગરની બાજી, જિમ જૂઠી સહી,
તિમ સંસારની માયા, એ સાચી નહિ. ૧
જિમ ગગને હરિચાપ, પલક એક પેખિયે,
ક્ષણુમાંહિ વિસરાલ, પછે નવિ દેખિયે;
તિમ એ જોબન રૂપ, સકલ ચંચલ અછે,
ચટકો છે દિન ચાર, વિરંગ હોવે પછે. ૨
દેખંતાં કિંપાક–તણા ફલ ફુટરાં,
ખાતાં સરસ સવાદ, અંતે જીવિતહરાં;
તિમ યુવતિ તનુ ભોગ, તરત સુખ ઉપજે,
આખર તાસ વિપાક, કટુક રસ નીપજે. ૩
જિમ કોઇક નર રાજ, લિયે સુપના વશે,
હય હાથી ગઢ મંદિર, દેખી ઉલ્લસે;
જબ જાગે તબ આપ, રહે તિહાં એકલો,
એહવો ગરથનો ગારવ, તિલ પણ નહિ ભલો. ૪
એ સંસાર અસાર, **શિવા સુત** ઓલખી,
રાજ રમણી ઋદ્ધિ છોડી, થયા પોતે ઋષિ;
કર્મ ખપાવી આપ, ગયા શિવમંદિરે,
**દાનવિજય** પ્રભુ નામથી, ભવસાયર તરે. ૫

## કારમી કાયાની સજ્ઝાય.

[ મન મોહન મેરે—એ દેશી. ]

કાયા ધરી છે કારમી રે, પ્રભુ દિલમાં ધરીયે,
કાંઈ અમર નહિ અવતાર રે; પ્ર૦
ગયો અવસર આવે નહિ રે, પ્ર૦
બાંધો પાણી પેલી પાળ રે. પ્રભુ૦ ૧
સાયર શ્રોતાવરતમા રે, પ્ર૦
માંહે પડિયો છે મૂઢ ગમાર રે; પ્ર૦
ખોટા મલ્યા છે ખારૂઆ રે, પ્ર૦
કેમ ઉતારે ભવ પાર રે. પ્ર૦ ૨
કાળા ફિટી ધોળા થયા રે, પ્ર૦
તોહે મોહના મોજા ખાય રે; પ્ર૦
બુઢાપણું બાલાપણું રે, પ્ર૦
કેળવતાં ગુણ વિઘટાય રે. પ્ર૦ ૩
કેના છોરૂ કેની કામિની રે, પ્ર૦
કહો કેના માય ને બાપ રે; પ્ર૦
અંતે જવું જીવ એકલા રે, પ્ર૦
સાથે આવશે પુન્ય ને પાપ રે. પ્ર૦ ૪
ધ્યાન ધરો બળીયાતણું રે, પ્ર૦
કાંઈ બળીયા તે અરિહા દેવ રે; પ્ર૦
આરીસા ભુવનમાં કેવલી રે, પ્ર૦
રૂડા ભરત ભૂપતિ તતખેવ રે. પ્ર૦ ૫
દેવ પરીક્ષાએ વ્રત ધરે રે, પ્ર૦
ચક્રવર્તી સનતકુમાર રે; પ્ર૦
[1]ભૂનંદન કેવલ લહે રે, પ્ર૦
શુભવીર જિણંદ દયાલ રે. પ્ર૦ ૬

૧—ગૌતમસ્વામી.

## આઠમદની સજ્ઝાય.

**મદ આઠ મહામુનિ વારીયે**, જે દુર્ગતિના દાતારો રે;
શ્રી **વીર** જિનેસર ઉપદિશે, ભાંખે **સોહમ** ગણધારો રે. મદ૦ ૧
હાંજી જાતિનો મદ પહેલો કહ્યો, પૂરવે **હરિકેશીએ** કીધો રે;
ચંડાલતણે કુલ ઉપન્યો, તપથી સવિ કારજ સીધો રે. મદ૦ ૨
હાંજી કુલમદ બીજો દાખીયો, **મરિચિ** ભવે કીધો પ્રાણી રે;
કોડાકોડી સાગર ભવમાં ભમ્યો, મદ મ કરો ઇમ મન જાણી રે.
મદ૦ ૩
હાંજી બલ મદથી દુઃખ પામીયા, **શ્રેણિક વસુભૂતિ** જીવો રે
જઇ ભોગવે દુઃખ નરકતણાં, મુખ પાડંતા નિત રીવો રે. મદ૦ ૪
હાંજી **સનતકુમાર** નરેસરૂ, સુર આગળ રૂપ વખાણ્યું રે;
રોમ રોમ કાયા બિગડી ગઈ, મદ ચોથાનું એ ટાણું રે. મદ૦ ૫
હાંજી મુનિવર સંજમ પાળતાં, તપનો મદ મનમાં આયો રે
થયા **કૂરગડુ** ઋષિ રાજીયા, પામ્યા તપનો અંતરાયો રે. મદ૦ ૬
હાંજી દેશ **દશારણનો** ધણી, રાય **દશાર્ણભદ્ર** અભિમાની રે
ઇંદ્રની ઋદ્ધિ દેખી બૂઝીયો, સંસાર તજી થયો જ્ઞાની રે. મદ૦ ૭
હાંજી **સ્થૂલભદ્રે** વિદ્યાનો કીધો, મદ સાતમો જે દુઃખદાયી રે;
શ્રુત પૂરણ અર્થ ન પામીયા, જુઓ માનતણી અધિકાઇ રે. મદ૦ ૮
રાય **સુભૂમ** ષટખંડનો ધણી, લાભનો મદ કીધો અપાર રે;
હય ગય રથ સવિ સાયર ગયું, ગયો સાતમી નરક મોઝાર રે.મદ૦
ઇમ તન ધન જોબન રાજનો, મ ધરો મનમાં અહંકારો રે
એ અથિર અસત્ય સવિ કારમું, ક્ષણમાં વિણસે બહુ વારો રે. મદ૦
મદ આઠ નિવારો વ્રતધારી, પાળો સંયમ સુખકારી રે;
કહે **માનવિજય** તે પામશે, અવિચલ પદવી નરનારી રે. મદ૦

# ક્રોધની સજ્ઝાય.

[ સાંભળજો મુનિ સંજમ રાગે-એ દેશી. ]

**ક્રોધ ન કરીયે ભોળા પ્રાણી! ક્રોધે દુરગતિ ખાણી રે;**
ક્રોધે તપ જપ હોવે હાણી, એમ વદે જિન વાણી રે. ક્રો૦ ૧
ક્રોધે દૂરે શિવ પટરાણી, જાયે જેમ રીસાણી રે;
ક્રોધ ચંડાલતણી નીસાણી, કાયાલતા કુમલાણી રે. ક્રો૦ ૨
ક્રોધે નવલા વેર બંધાયે, પ્રેમ પૂરવલો જાયે રે;
ક્રોધે નવલી પ્રીતિ ન થાયે, ક્રોધે આપ મરાયે રે. ક્રો૦ ૩
આપ તપે પરને સંતાપે, જે નર ક્રોધે વ્યાપે રે;
ક્રોધે નર નારીને સંતાપે, પિંડ ભરાયે પાપે રે. ક્રો૦ ૪
ક્રોધે લજ્જાતંતુને તોડે, પુન્ય તરૂ સાખ મરોડે રે;
સદ્ગતિકેરા સુખ સંકોડે, દુરગતિસામો દોડે રે. ક્રો૦ ૫
માતપિતા સુત બાંધવ છોડે, ક્રોધે મુંછ મરોડે રે;
રાજા દંડે દૈવ વખોડે, અપજસના ફલ જોડે રે. ક્રો૦ ૬
ક્રોધે સઘલા કાજ વિણાસે, પરનાં મરમ પ્રકાશે રે;
સજ્જન તે પણ અલગા નાસે, કોઈ ન રાખે પાસે રે. ક્રો૦ ૭
આતમ શિખ સુખડલી આ છે, જો તું શિવપુર વાંછે રે;
પરની નિંદા દંણુમેં કા છે, મિચ્છામિ દુક્કડ તો છે રે. ક્રો૦ ૮
શ્રી જિન આગમને અભ્યાસે, **ભાવસાગર** ઇમ ભાસે રે;
ધર્મ કરો મનને ઉલ્લાસે, ઉપશમ આણી પાસે રે. ક્રો૦ ૯



# માનની સજ્ઝાય.

[ બીજી અશરણ ભાવના–એ દેશી. ]

**માન ન કરશો રે માનવી,** કાચી કાયાનો શો ગર્વ રે;
સુરનર કિન્નર રાજીયા, અંતે મરી ગયા સર્વ રે. માન૦
માને જ્ઞાન વિનાશ રે, માને અપયશ વાસ રે;
માને કેવલ નાશ રે. માન૦ ૧
સોના વર્ણી રે ચહે બળે, રૂપા વર્ણી ધુંવાસ રે;
કુમકુમ વર્ણી રે દેહડી, અગ્નિ પ્રજાળી કરે છાર રે. માન૦ ૨
જે નર શિર કસી બાંધતાં, સાલુ કસબીના પાઘ રે;
તે નર પોઢ્યા રે પાધરા, ચાંચ મારે શિર કાગ રે. માન૦ ૩
કેઇ ચાલ્યા કેઇ ચાલશે, કેતા ચાલણહાર રે;
મારગ વહે રે ઉતાવળો, ભૂલ જરા ન લગાર રે. માન૦ ૪
અંત રે પ્રાણનો આવશે, ન જુએ વાર કુવાર રે;
ભદ્રા ભરણી ને યોગણી, શનિ સોમ વળી કાળ રે. માન૦ ૫
જે વ્હાલાં વિણ એક ઘડી, સોહતો નહિ લગાર રે;
તે વિના જનમારા વહી ગયાં, નહિ શુદ્ધિ સમાચાર રે. માન૦ ૬
જે નર ગાજી રે બોલતાં, વાવરતા મુખ પાન રે;
તે નર અગ્નિમાં પોઢીયા, કાયા કાજલ વાન રે. માન૦ ૭
ચીર પીતાંબર પહેરતાં, કંઠે કનકનો હાર રે;
તે નર કાલે માટી થયા, જો જો અથિર સંસાર રે. માન૦ ૮
જે શિર છત્ર ઢળાવતા, ચઢતા હાથીને ખંધ રે;
તે નર અંતે રે લઈ ગયા, દેઇ દોરડાના બંધ રે. માન૦ ૯
કોડિ મણની શિલા કર ગ્રહી, ગિરધર કહાવે નામ રે;
તરસે તરફડે **ત્રીકમો,** નહિ કોઈ પાણી પાનાર રે. માન૦ ૧૦

ચોસઠ સહસ અંતેઉરી, પાયક છન્નુ કરોડ રે;
તે નર અંતે રે એકલો, સૂતો ચીવર ઓઢ રે. માન૦ ૧૧
જે જિહાં તે તિહાં રહ્યો, પાપ ને પુન્ય બે સાથ રે;
એહ સ્વરૂપને દેખીને, પુન્ય કરો નિજ હાથ રે. માન૦ ૧૨
જે નર હસી હસી બોલતાં, કરતા ભોજન સાર રે;
તે નર અંતે માટી થયાં, ઘડતા પાત્ર કુંભાર રે. માન૦ ૧૩
ચંપા વરણી રે દેહડી, કદલી કોમલ જાંઘ રે;
તે નર સૂતા રે કાષ્ટમાં, પડે ધડોધડ ડાંગ રે. માન૦ ૧૪
દેહ વિટંબણા નર સુણો, ન કરો તરણાનો લોભ રે;
**જરાસંધ** સરખા રે રાજવી, અંતે ન રહ્યા તે થોભ રે. માન૦ ૧૫
અસ્થિર સંસાર જાણી કરી, મમતા ન કરો કોઇ રે;
કવિ **ઋષભ**ની રે શિખડી, સાંભળજો સહુ કોઇ રે. માન૦ ૧૬

## મમતા ત્યાગની સજ્ઝાય.

ચતુર સનેહી ચેતન ચેતીયે રે, મૂક તું માયા જાલ;
સુંદર એ તનુશોભા કારમી રે, સરવાલે વિસરાલ. ૧
**અકલ** અરૂપી અવિગત આતમા રે, શાન્ત સુધારસ ચાખ;
વિષયતણે સુરંગે ફૂલડે રે, અટતો મન અલિ રાખ. અ૦ ૨
સ્વારથને વશ સહુ આવી મિલે રે, સ્વારથ સુધી પ્રીત;
વિણ સ્વારથ જન વ્હાલું કો નહિ રે, એ સંસારની રીત. અ૦ ૩
આદર સમતા મમતા મેલીને રે, ધર જિનધર્મશું રંગ;
ચંચલ વીજતણી પરે જાણજ્યો રે, કૃત્રિમ સવિ હુ સંગ. અ૦ ૪

મ્હાલું વૈરી કો નહિ તાહરે રે, જૂઠો રાગ ને રોષ;
પંચદિવસનો તું છે પ્રાહુણો રે, તો શ્યો એવડો શોષ. અ૦ ૫
રાવણ સરિખો જે જે રાજવી રે, લંકા સરિખો કોટ;
તે પણ રૂઠે કરમે રોળવ્યો રે, શ્રી રામચન્દ્રની ચોટ. અ૦ ૬
જેહ નર મુછે વળ ઘાલતાં રે, કરતાં મોડા મોડ;
તે ઉઠી શ્મશાને સંચર્યા રે, કાજ અધુરાં છોડ. અ૦ ૭
મુંજ સરિખે માંગી ભીખડી રે, રામ રહ્યા વનવાસ;
એણે સંસારે એ સુખ સંપદા રે, સંધ્યા રાગ વિલાસ. અ૦ ૮
રાજલીલા સંસારની સાહિબી રે, એ યૌવન રંગરોલ;
ધનસંપદ પણ દીસે કારમી રે, જેહવા જલધિ કલ્લોલ. અ૦ ૯
કિહાંથી આવ્યો કિહાં જાવું અછે રે, કિહાં તારી ઉતપત્તિ;
ભ્રમ ભૂલ્યો તું અથિર પદારથે રે, ચતુર વિચારી જો ચિત્ત. અ૦ ૧૦
મોહતણે વશે દુઃખ દીઠાં ઘણાં રે, સંગ ન કર હવે તાસ;
**ઉદયરતન** કહે ચતુર તું આતમા રે, ભજ ભગવંત ઉલ્લાસ. અ૦ ૧૧

## લોભની સજ્ઝાય.

લોભ ન કરીયે પ્રાણીયા રે, લોભ બૂરો સંસાર;
લોભ સમો જગ કો નહિ રે, દુર્ગતિનો દાતાર.
**ભવિક જન! લોભ બૂરો રે સંસાર૦**
કરજો તુમે નિરધાર, ભ૦ જિમ પામો ભવપાર; ભ૦
લોભ બૂરો રે સંસાર૦ એ આંકણી૦ ૧
અતિ લોભે લખમીપતિ રે, **સાગર** નામે શેઠ;
પૂર પયોનિધિમાં પડ્યો રે, જઈ બેઠો તસ હેઠ રે. ભ૦ લો૦ ૨

સોવન મૃગના લોભથી રે, દશરથ સુત શ્રી રામ;
સીતા નારી ગમાવીને રે, ભમીયો ઠામો ઠામ રે. ભ૦ લો૦ ૩
દશમા ગુણઠાણા લગે રે, લોભતણું છે જોર;
શિવપુર જાતાં જીવને રે, એહજ મોટો ચોર રે. ભ૦ લો૦ ૪
ક્રોધ માન માયા લોભથી રે, દુર્ગતિ પામે જીવ;
પરવશ પડીયો બાપડો રે, અહોનિશ પાડે રીવ રે. ભ૦ લો૦ ૫
પરિગ્રહના પરિહારથી રે, લહિયે શિવસુખ સાર;
દેવ દાનવ નરપતિ થઇ રે, જાશે મુગતિ મોઝાર રે. ભ૦ લો૦ ૬
**ભાવ**સાગર પંડિત ભણે રે, **વીર**સાગર બુધ શિષ્ય;
લોભતણે ત્યાગે કરી રે, પહોંચે સયલ જગીશ રે. ભ૦ લો૦ ૭

## લોભની સજ્ઝાય.

[ દુહા. ]

આશા દાસી વશ પડ્યા, જડ્યા કર્મ જંજીર;
પરિગ્રહ ભાર ભરે નડ્યા, સહે નરકની પીર. ૧

[ ચેતન ચતુર થઈ ચૂકયો—એ દેશી. ]

પરિગ્રહ ભાર ભર્યાં પ્રાણી, પામે અધોગતિ દુઃખ ખાણી;
જસ મતિ લોભે લલચાણી રે, **ચેતન ચતુર સુણો ભાઇ.**
લોભ દશા તજો દુઃખદાઇ રે—ચેતન૦ ૧
લોભે લાલચ જાસ ઘણી, પરિણતિ નીચી તેહતણી;
લટપટ કરે બહુ લોક ભણી રે. ચેતન૦ ૨
લોભી દેશ વિદેશ ભમે, ધનકારણ નિજ દેહ દમે;
તડકા ટાઢના દુઃખ ખમે રે. ચેતન૦ ૩

લોભે પુત્ર પિતા ઝગડે, લોભે નરપતિ રહે વગડે;
લોભે બાંધવ જોર લડે રે. ચેતન૦ ૪
હાર હાથી લોભે લીનો, કોણીકે સંગર બહુ કીનો;
માતામહને દુઃખ દીનો રે. ચેતન૦ ૫
લોભારંભે બહુ નડીયા, કાલાદિક નરકે પડીયા;
નિરયાવલી પાઠે ચડીયા રે. ચેતન૦ ૬
લોભ તજી સંવર કરજો, ગુરૂ પદ પદ્મને અનુસરજો;
રૂપવિજય પદને વરજો રે. ચેતન૦ ૭

## લોભની સજ્ઝાય.

**તુમે લોભના લક્ષણ સાંભલો રે,**
જે લોભ કરે તે નહિ ભલો રે;
લોભે જીવ ઘણા દુઃખીયા હુઆ રે,
અતિ લોભે અણખૂટે મુઆ રે. તુ૦ ૧
દ્રષ્ટાંત તે ઉપર સાંભળો રે, સાંભળી મૂકો મન આંમળો રે;
બે ભાઈ સગા શુભ લક્ષણા રે,
ઘરમાં ધનની તસ નહિ મણા રે. તુ૦ ૨
પણ લોભ ઘણો મનમાં ધરે રે, તે માટે પરદેશે સંચરે રે;
મારગે કંચન પુરિસો જડ્યો રે,
નહિ છેદ સુઘાટે તે ઘડ્યો રે. તુ૦ ૩
ભૂમાંહિ ઠવ્યો તસ જઇ તિણે રે,
મનમાં ચિંતે લોભીપણે રે;
હવે આહારની ચિંતા ચિંતવે રે,
સીધો લેવા એક સંચરે રે. તુ૦ ૪

સીધો વિષ ઘાલીને લાવીયો રે,
આપ્યો ભાઇને તસ મન ભાવીયો રે;
હવે નીરની પણ ખપ છે ખરી રે,
તિણે કૂપથકી લાવો ભરી રે. તુ૦ ૫
ગયો જલ લેવા તે તતખિણે રે,
બંધવ આવ્યો શૂરાપણે રે;
તસ ઢોલી નાખ્યો કૂપમાં રે,
પાછો વલીયો શુભ રૂપમાં રે. તુ૦ ૬
રાંધી જમીયો આનંદમાં રે,
જમી પોઢયો તે આલ્હાદમાં રે;
જે પોઢ્યો તે ફરી નવિ ઉઠીયો રે,
બીજો કૂપમાંહી પડી મૂઓ રે. તુ૦ ૭
અન્ય આવી પુરિસો લેઈ ગયા રે,
જુઓ વિણ ખૂટે મરી ગયા રે;
ઇમ જીવ અનેક લોભે કરી રે,
અણ ખૂટે અંતે ગયા મરી રે. તુ૦ ૮
ઇમ જાણી લોભ નવિ કીજીયે રે,
લોભ તજીને શિવ સુખ લીજીયે રે;
**ઉત્તમ** પદ **પદ્મ**ની ચાકરી રે,
કરીને ધણી થઇએ શિવપુરી રે. તુ૦ ૯



## શ્રી સમકિત સુખડલીની સજ્ઝાય.

**ચાખો નર સમકિત સુખડલી**, દુઃખ ભુખડલી ભાજે રે;
ચાર સદ્દહણા લાડુ સેવઇયા, ત્રિણ લિંગ ફેણી છાજે રે. ચાખો૦ ૧
દશ વિનયના દહુઠા મીઠા, ત્રણ શુદ્ધિ સખર સુંહાળી રે;
આઠ પ્રભાવક જતને રાખી, પણ દૂષણ તે ગાળી રે. ચાખો૦ ૨
ભૂષણ પાંચ જલેબી કુંમળી, છહ વિધ જયણા ખાજા રે;
લક્ષણ પાંચ મનોહર ઘેબર, છ ઠાણ ગુંદવડા તાજા રે. ચાખો૦ ૩
છ આગાર નાગોરી પેંડા, છ ભાવના પણ પૂરી રે;
સડસઠ ભેદે નવ નવ વાની, સમકિત સુખડી રૂડી રે. ચાખો૦ ૪
શ્રી જિનશાસન ચહુટે દીઠી, સિદ્ધાંત થાલે સારી રે;
એ ચાખે અજરામર હોવે, મુનિ દરશમે પ્યારી રે. ચાખો૦ ૫
એ નિશ્ચે જીવ અણાહારી, સંતુષ્ટ પુદ્ગલ વિવહારી રે;
**વાચક જસ** કહે આગમ માને, વાત પ્રમાણે પ્રકાશી રે. ચાખો૦ ૬

## શ્રી સમકિતની સજ્ઝાય.

[ મેરે સાહિબ તુમહિ હો—એ દેશી. ]

**જબ લગે સમકિત રત્નકું**, પાયા નહિ પ્રાણી;
તબ લગે નિજ ગુણ નવિ વધે, તરૂ વિણ જિમ પાણી. જબ૦ ૧
તપ સંયમ કિરિયા કરો, ચિત્ત રાખો ઠામ;
દર્શન વિણ નિષ્ફલ હોયે. જિમ વ્યોમે ચિત્રામ. જબ૦ ૨
સમકિત વિરહિત જીવને, શિવ સુખ હોયે કેમ ?
વિણ હેતુ કાર્ય ન નીપજે, મૃદ વિણ ઘટ જેમ. જબ૦ ૩
પરંપર કારણ મોક્ષકો. એ છે સમકિત મૂલ;
શ્રેણિક પ્રમુખ તણી પરે, હોય સિદ્ધિ અનુકૂલ જબ૦ ૪
ચાર અનંતાનુબધિયા, ત્રિક દર્શન મોહ;
**જ્ઞાન** કહે જે ક્ષય કરે, વંદુ તે જિત કોહ. જબ૦ ૫

## શ્રી સમકિતની સજ્ઝાય.

સમકિતના પંચ ભેદ એ, સુણજો સજ્જન લોક રે;
સુખીયા સમકિત દર્શને, જેમ રવિ ઉદયે કોક રે.
**સેવો આગમ સેવધિ૦** ૧
કરણ અપૂરવ મોઘરે, હણીયા ચોર મહંત રે;
આનંદિત ઘર આતમા, પામે સમકિત સંત રે. સેવો૦ ૨
જ્ઞાનાદિક રૂચિ તત્ત્વની, નિશ્ચય સમકિત સાર રે;
શમ સંવેગાદિક ગુણા, લક્ષણથી વ્યવહાર રે. સેવો૦ ૩
કાલ અનાદિ પ્રાણિયો, **ક્ષય ઉપશમ** ધુર ભાવ રે;
નિરમલ પુંજ ઉદય કરી, શીતલ જલ છંટકાવ રે. સેવો૦ ૪
અંતરકરણ **પ્રથમ** સમે, **ઉપશમ** સમકિત ભાવ રે;
ધુર પામે **કમ્મપયડી**એ, ઉખર ક્ષેત્ર ને દાવ રે. સેવો૦ ૫
અથવા ઉપશમ શ્રેણિઓ, ભવચક્રે કરે ચાર રે;
સમકિત ઉપશમ સાર એ, પામે તેટલી વાર રે. સેવો૦ ૬
મધુર વમન આસ્વાદન, **સાસ્વાદન** ગુણઠાણ રે;
પડતો પામીયે શ્રેણિથી, આવલી ષટ પરમાણ રે. સેવો૦ ૭
ત્રીજા પુંજ ચરમ સમે, જે પરમાણું શેષ રે;
એક સમય થિતિ વેદતાં, **વેદક** સમકિત લેશ રે. સેવો૦ ૮
બદ્ધાયુ મલ સાતમે, ક્ષયથી **ખાયક**વંત રે;
ત્રણ ચાર ભવ અંતરે, પામે સુખ અનંત રે. સેવો૦ ૯
ક્ષયોપશમ સાગર છાસઠી, વાર અસંખ્ય વિચાર રે;
અંતર મુહૂરત ઉપશમે, સાસ્વાદન પંચ વાર રે. સેવો૦ ૧૦
એકવાર વેદક ખાયકો, અબંધક ભવપાર રે;
**શ્રી શુભવીર** આલિંગવા, શિવસુંદરી હુંશિયાર રે. સેવો૦ ૧૧

# શ્રી ચૌદ ગુણ સ્થાનકની સજ્ઝાય.

## ઢાલ–પહેલી.

[ સિદ્ધારથના રે નંદન વિનવું–એ દેશી. ]

**ભવિયણ જાણો રે ગુણઠાણાં ભલાં**, જિમ હુએ આતમ શુદ્ધિ;
જેહથી જાગે રે રૂચિ પ્રવચન તણી, તેહજ સાચી રે બુદ્ધિ. ભ૦ ૧

રૂચિ નહિ હોવે રે જે નવ તત્ત્વની, તે પહેલું ગુણઠાણ;
નામ **મિથ્યાત** અગનિ વિષ સારીખું, ઉન્મારગ અપ્રમાણ. ભ૦ ૨

ખીર ખાંડ ઘૃત બહુ ભોજન કરી. વમતાં જેહવો રે સ્વાદ;
સમકિત વમતાં રે તેહવો જાણીયે, **સાસ્વાદન** અવિવાદ. ભ૦ ૩

ઉદાસીનતા રે જે જિનશાસને, અંતર મુહૂર્ત પ્રમાણ;
**મિશ્ર** કહીજે રે તે દધિ ગુડ પરે, જાતિ વિશેષ વિન્નાણ. ભ૦ ૪

વિરતિ ન આવે રે તસ **અવિરતિ** બલે, જાણે સાચો રે ભાવ;
તસ ગુણઠાણું રે ચોથું જાણીએ, સમકિત સહજ સ્વભાવ. ભ૦ ૫

ભેદ વિચારી રે દ્વાદશ વ્રતતણા, જે એકાદિક ભંગ;
સદ્ગુરૂ પાસે રે લેઈ નિરવહે, **દેશવિરતિ** તેહ ચંગ. ભ૦ ૬

પંચ મહાવ્રત દુદ્ધર જે ધરે, ધર્મ ક્ષમાદિક સાર;
તેહને છટ્ઠું રે ગુણઠાણું કહ્યું, નામ **પ્રમત્ત** ઉદાર. ભ૦ ૭

હોય અસંગી રે રંગી નિજગુણે, લીણો જે સુહઝાણ;
તેહને ભાખ્યું રે સૂત્રે સાતમું, **અપ્રમત્ત** ગુણઠાણ. ભ૦ ૮

સ્થિતિ રસ ઘાત ને ગુણસેઢી જિહાં, ગુણસંક્રમ થિતિબંધ;
તેહ **અપૂર્વકરણ** છે આઠમું, ગુણઠાણું શુભ સંધ. ભ૦ ૯

જેહમાં વરત્યા રે નાના જીવને, અધ્યવસાય સમાન;
તે **અનિયટ્ટિકરણ** નવમું ભલું, ગુણઠાણું અનિદાન. ભ૦ ૧૦

ચરમ કિટ્ટિગત લોભતણા અણુ, વેદત શુભ વ્યવસાય;
કહિયે દશમે ગુણઠાણે રહ્યો, મુનિ **સુક્ષ્મ સંપરાય**. ભ૦ ૧૧

પ્રકૃતિ મોહની રે જિહાં સવિ ઉપશમે, ભસ્મ પિહિત જેમ આગ;
તે **ઉવસંતમોહ** અગ્યારમું, ગુણઠાણું શિવમાગ. ભ૦ ૧૨
જિમ ઓલ્હવીયે રે અગ્નિ જલે કરી, તિમ ખપીએ જેહ મોહ;
તે ગુણઠાણું રે જાણો બારમું, **ખીણમોહ** થિર સોહ. ભ૦૧૩
કેવલનાણી રે જાણી જગથિતિ, દીયે ઉપદેશ રસાલ;
તેહ **સયોગી કેવલી** તેરમું, ગુણઠાણું સુવિશાલ. ભ૦ ૧૪
તિમ **અયોગી** ગુણઠાણું ચોદમું, હ્રસ્વાક્ષર પણ માન;
જે આરોહી રે શિવપદ પામીયે, સુખ **જસ** કુશલ નિદાન. ભ૦ ૧૫

**ઢાલ-બીજી.**

[ અરિહંત પદ ધ્યાતો થકો-એ દેશી. ]

હોય મિથ્યાત અભવ્યને, સબલ અનાદિ અનંતો રે;
તેહ અનાદિ સાંત છે, પ્રાણી ભવ્યને તંતો રે.
**શ્રી જિનવચન વિચારીયે**૦ ૧
આવલી ષટ સાસાયણા, ચોથું અયર તેત્રીશો રે;
મનુજ ભવાધિક સુરભવે, ઈમ ભાખે જગદીશો રે. શ્રી જિન૦ ૨
પૂરવ કોડી છે પંચમું, તેરમું દેશથી ઊનો રે;
કાલ અવર ગુણઠાણનો, અંતર્મુહૂર્ત સહુનો રે. શ્રી જિન૦ ૩
સાધુ છટ્ઠે અને સાતમે, મિલિ રહે પૂરવ કોડિ રે;
અધિક વધ્યે હોય કેવલી, કઠિન કરમ દલ મોડિ રે. શ્રી જિન૦ ૪
જે જેહના વ્યવહારમાં, તેહને તેહ કહેવાય રે;
નિશ્ચયથી ગુણઠાણ એ, અંતર ગતિ પલટાય રે. શ્રી જિન૦ ૫
ઉચિત ક્રિયા અધિગમથકી, અછતો પણ ગુણ આવે રે;
છતો હોયે તે થિર રહે, જો જિન વચન સુહાવે રે. શ્રી જિન૦ ૬
જે ગુરૂ ચરણ ઉપાસતે, ઈમ ગુણઠાણ વિચારે રે;
તેહથી લહે **જસ** સંપદા, નિશ્ચય ને વ્યવહારે રે. શ્રી જિન૦ ૭

## મુહપત્તિના પચાશ બોલની સજ્ઝાય.

### ઢાલ.

સિરિ જંબૂ રે, વિનય ભક્તિ શિર નામીને,
કરજોડી રે, પૂછે **સોહમ સ્વામીને**;
ભગવંતા રે, કહો શિવકાંતા કિમ મલે,
કહે સોહમ રે, મિથ્યા ભ્રમ દૂરે ટલે. ૧

### ત્રુટક.

દૂરે ટળે વિષ ગરલ ઈહા, ઉભય મારગ અનુસરી,
એક જ્ઞાન દૂજી કરત કિરિયા, અભેદારોપણ કરી;
જેમ પંગુ દર્શિત ચરણ કર્ષિત, અંધ બેહુ નિજ પુર ગયા,
તેમ સત્ત્વ સજતા તત્ત્વ ભજતા, ભવિક કેઈ સુખિયા થયા. ૨

### ઢાલ.

વૈકલ્ય જ્યું રે, કષ્ટ તે કરવું સોહિલું,
પણ જંબૂ રે, જાણપણું જગ દોહિલું;
તેણે જાણી રે, આવશ્યક કિરિયા કરો,
ઉપગરણો રે, રજોહરણો મુહપત્તિ ધરો. 3

### ત્રુટક.

મુહપત્તિ શ્વેતે માનોપેતે, સોળ નિજ અંગૂલ ભરી,
દોય હાથ ઝાલી દગ નિહાલી, દૃષ્ટિ પડિલેહણ કરી;
ત્યાં સૂત્ર અરથ સુતત્ત્વ કરીને, સદ્દહું એમ ભાવિયે,
નચ્ચા વચ્ચા રૂપ તિગ તિગ, પકૂખોડા ષટ લાવિયે. ૪

ઢાલ.

સમકિત મોહની રે, મિશ્ર મિથ્યાત્વને પરિહરૂં,
કામરાગ રે, સ્નેહ દૃષ્ટિરાગ સંહરૂં;
એ સાતે રે, બોલ કહ્યા હવે આગલે,
અંગૂલી વચ્ચે રે, ત્રણ વધૂટક કરતલે. ૫

ત્રુટક.

કરતલે વામે અંજલિ ધરી, અક્ખોડા નવ કીજીયે,
પ્રમાર્જન નવ તિમજ કરીયે, તિગ તિગંતર લીજીયે;
સુદેવ સુગુરૂ સુધર્મ આદરૂં, પ્રતિપક્ષી પરિહરૂં,
વલી જ્ઞાન દર્શન ચરણ આદરૂં, વિરાધન ત્રિક અપહરૂં. ૬

ઢાલ.

મનો ગુપ્તિ રે, વચન કાય ગુપ્તિ ભજું,
મનો દંડ રે, વચન કાય દંડને તજું;
પચવીશ રે, બોલ એ મુહપત્તિના લહ્યા,
હવે અંગના રે, પરિહરૂં એમ સઘળા કહ્યા. ૭

ત્રુટક.

કહ્યા વધૂટક કરી પરસ્પર, વામ હાથે ત્રિક ધરો,
હાસ્ય રતિને અરતિ છંડી, ઈતર કર ત્રિક અનુસરો;
ભયશોક દુગંછા તજીને, પયાહિણે આચરો,
કૃષ્ણ લેશ્યા નીલ કાપોત, લલાટે ત્રિક પરિહરો. ૮

### ઢાલ.

રસ ગારવ રે, ઋદ્ધિ શાતા ગારવા,
મુખ હૈડે રે, ત્રણ ત્રણ એમ ધારવા;
માયા શલ્ય રે, નિયાણુ મિથ્યાત્વ ટાલીયે,
વામ ખંધે રે, ક્રોધ માન દોય ગાલીયે. ૯

### ત્રુટક.

ગાલીયે માયા લોભ દક્ષિણ, ખંધ ઊર્ધ્વ અધો મલી,
ત્રિક વામ પાદે પુઢવી અપ વલી, તેઉની રક્ષા કરી;
જમણે પગે ત્રણ વાઉ વણસઈ, ત્રસકાયની રક્ષા કરૂં,
પચાસ બોલે પડિલેહણ, કરત જ્ઞાની ભવહરૂ. ૧૦

### ઢાલ.

એહ માંહેથી રે, ચાલીશ બોલ તે નારીને,
શિશ હૃદયના રે, ખંધ બોલ દશ વારીને;
ઇણ વિધિશું રે, પડિલેહણથી શિવ લહ્યો,
અવિધે કરી રે, છકાયનો વિરાધક કહ્યો. ૧૧

### ત્રુટક.

કહ્યો કિંચિત **આવશ્યકથી**, તથા **પ્રવચનસારથી**,
ભાવના ચેતન પાવના કહી, ગુરૂ વચન અનુસારથી;
શિવલહે **જંબૂ** જો રહે **શુભ-વીરવિજયની** વાણીયે,
મન માંકડું વનવાસ ભમતું, વશ કરી ઘર આણીયે. ૧૨

## ઋતુવંતી અસજ્ઝાય નિવારક સજ્ઝાય.

[ હે સુખકારી, આ સંસારથકી જો મુજને ઉદ્ધરે–એ દેશી. ]

**સુણ સોભાગી, સુખકારી જિનવાણી મનમાં આણી.**

એ આંકણી૦

શિવ સાધક જિનવરની વાણી, કેઇ તરીયા તરશે ભવી પ્રાણી;
પીસ્તાલીશ આગમ શુભ જાણી. સુણ૦ ૧
તે પવિત્ર થઇને સાંભલીયે, અપવિત્રતાઇ દૂરે કરીયે;
સમવસરણમાંહે જિમ સંચરીયે. સુણ૦ ૨
અપવિત્રતાઈ અલગી કરજો, ઋતુવંતી સંગતિ પરિહરજો;
અસજઝાઇથી દૂરે સંચરજો. સુણ૦ ૩
દર્શન દેહરે કરો ચોથે દિવસે, પડિક્કમણું પોસહ પરિહરશે;
સામાયિક ભણવું નવિ કરશે. સુણ૦ ૪
બોધિબીજ તે કીધે જાશે, જ્ઞાનાવરણીય કર્મ તે બંધાશે;
સમકિત તેહનું મૂળથી નાશે. સુણ૦ ૫
દિનસાતે જિનવર પૂજીજે, નાત જાતમાં જમવા નવિ જઇએ;
વલી હાથે દાન નવિ દીજે. સુણ૦ ૬
ઋતુવંતી તુમે અળગી રાખો, ઘર કારજ કાંઈ મત ભાખો;
અન્નપાણી શય્યા દૂર રાખો. સુણ૦ ૭
ઋતુવંતી સાધુને વહોરાવે, તસ પાતકથી નરકે જાવે;
પાંચે મહાવ્રત અળગા થાવે. સુણ૦ ૮
ઋતુવંતી જો વહાણમાં બેસે, તે પ્રવહણ સમુદ્રમાં પેસે;
તોફાન ઘણેરા તે લેશે. સુણ૦ ૯
મજીઠ હીંગલો થાયે કાલો, એકેંદ્રિય દલને દુઃખ ભાલો;
તો પંચેંદ્રિય વિશેષે ટાલો. સુણ૦ ૧૦

શિવાદિક શાસ્ત્રે એમ વાણી, ઋતુવંતી રાખો દૂર જાણી;
વલી અસુર કુરાણે ઇમ વાણી. સુણ૦ ૧૧
પહેલે દિન ચાંડાલણી સરખી, બીજે દિન બ્રહ્મઘાતણી નિરખી;
ત્રીજે દિન ધોબણડી પરખી. સુણ૦ ૧૨
ખાંડણ પીસણ રાંધણ પાણી, તસ ફરસે દુઃખ લહે ખાણી;
જ્ઞાનીને હોય જ્ઞાનની હાણી. સુણ૦ ૧૩
સૂત્ર સિદ્ધાંત મંત્રજ નાંહિ ફલે, અસજ્ઝાયે આશાતના સબલે;
પહોર ચોવીશ પછી ના એહવી મલે. સુણ૦ ૧૪
આશાતના અસજ્ઝાયની રાખી, જિન મુનિ **રત્નવિજય** ગુરૂ સાખી;
એ ધર્મકરણી સાચી ભાખી. સુણ૦ ૧૫

## ઋતુવંતી અસજ્ઝાય નિવારક સજ્ઝાય.

પવયણ દેવી સમરી માત, કહિશું મધુરી શાસન વાત;
ધર્મ આશાતન વર્જી કરો, પુણ્ય ખજાનો પોતે ભરો. ૧
આશાતન કહિયે મિથ્યાત્વ, તસ વર્જન સમકિત અવદાત;
આશાતન કરવા મન ધરે, દીર્ઘ ભવ દુઃખ પોતે વરે. ૨
અપવિત્રતા આશાતન મૂલ, તેહનું ઘર ઋતુવંતી પ્રતિકૂલ;
તે ઋતુવંતી રાખો દૂર, જો તુમે વાંછો સુખ ભરપૂર. ૩
દર્શન પૂજા અનુક્રમે ઘટે, ચારે સાતે દિવસે મટે;
પરશાસન પણ એમ સદ્દહે, ચારે શુદ્ધ હોયે તે કહે. ૪
પહેલે દિન ચંડાલણી કહી, બીજે દિન બ્રહ્મઘાતિની સહી;
ત્રીજે દિન ધોબણ સમ જાણ, ચોથે શુદ્ધ હોયે ગુણ ખાણ. ૫
ઋતુવંતી કરે ઘરનું કામ, ખાંડણ પીસણ રાંધણ ઠામ;
તે અન્ને પ્રતિલાભ્યા મુણિ, સદ્‌ગતિ સઘલી પોતે હણી. ૬

તેહજ અન્ન ભર્તાદિક જમે, તેણે પાપે ધન દૂરે ગમે;
અન્નસ્વાદ ન હોય લવલેશ, શુભ કરણી જાયે પરદેશ. ૭
પાપડ વડી ખેરાદિક સ્વાદ, ઋતુવંતી સંગતિથી લાદ;
લુંડણ લુંડણ ને સાપિણી, પરભવે તે થાયે પાપિણી. ૮
ઋતુવંતી ઘરે પાણી ભરે, તે પાણી દેરાસર ચડે;
બોધિબીજ નવિ પામે કિમે, આશાતનથી બહુભવ ભમે. ૯
અસજઝાઈમાં જમવા ધસે, વચ્ચે બેસીને મનમાં હસે;
પોતે સવિ અભડાવી જિમે, તેણે પાપે દુરગતિ દુઃખ ખમે. ૧૦
સામાયિક પડિક્કમણું ધ્યાન, અસજઝાઇએ નવિ સૂઝે દાન;
અસજઝાઇએ જો પુરૂષ આભડે, તેણે ફરસે રોગાદિક નડે. ૧૧
ઋતુવંતી એક જિનવર નમી, તેણે કર્મે તે બહુ ભવ ભમી;
ચંડાલણી થઈ તે વલી, જિન આશાતન તેહને ફલી. ૧૨
એમ જાણી ચોક્ખાઇ ભજો, અવિધિ આશાતન દૂરે તજો;
જિનશાસન કિરિયા અનુસરો, જિમ ભવસાયર હેલા તરો. ૧૩
શ્રદ્ધાલુ સેવા વિધિ સાર, અનુષ્ઠાન નિજ શક્તિ અપાર;
દ્રવ્યાદિક દૂષણ પરિહરો, પક્ષપાત પણ તેહનો કરો. ૧૪
ધન્ય પુરૂષને હોય વિધિ જોગ, વિધિ પક્ષારાધક સવિ ભોગ;
વિધિ બહુમાની ધન્ય જે નરા, તેમ વિધિપક્ષ અદૂષક ખરા. ૧૫
આસન્નસિદ્ધિ તે હોવે જીવ, વિધિ પરિણામી હોયે તસ પીવ;
અવિધિ આશાતન જે પરિહરે, ત્યાયે શિવલચ્છી તસ વરે. ૧૬



## ઋતુવંતી અસજ્ઝાય નિવારક સજ્ઝાય.

[ અડશો માંજો—એ દેશી. ]

સરસતી માતા આદિ નમીને, સરસ વચન દેનારી;
અસજ્ઝાયનું સ્થાનક બોલું, ઋતુવંતી જે નારી.
**અલગી રહેજે, ઠાણાંગ** સૂત્રની વાણી, કાને સુણજે૦ ૧

મોટી આશાતના ઋતુવંતીની, જિનજીએ પ્રકાશી;
મલિનપણું જે મન નવિ ધારે, તે મિથ્યામતિ વાસી. અલગી૦ ૨

પહેલે દિન ચંડાલણી સરિખી, બ્રહ્મઘાતિની વલી બીજે;
પરશાસન કહે ધોબણ ત્રીજે, ચોથે શૂદ્રી વદીજે. અલગી૦ ૩

ખાંડી પીસી રાંધી પીએને, પરને ભોજન પીરસે;
સ્વાદ ન હોવે ષટરસ દોષે, ઘરની લક્ષ્મી શોષે. અલગી૦ ૪

ચોથે દિવસે દરિસણ સૂઝે, સાતે પૂજા ભણીયે;
ઋતુવંતી મુનિને પડિલાભે, સદ્ગતિ સહેજે હણીયે. અલગી૦ ૫

ઋતુવંતી પાણી ભરી લાવે, જિનમંદિર જલ લાવે;
બોધિ બીજ નવિ પામે ચેતન, બહુલ સંસારી થાવે. અલગી૦ ૬

અસજ્ઝાઈમાં જમવા બેસે, પાંત વિચે મન હિંસે;
નાત સર્વે અભડાવી જમતી, દુર્ગતિમાં બહુ ભમશે. અલગી૦ ૭

સામાયિક પડિક્કમણે ધ્યાને, સૂત્ર અક્ષર નવિ જોગી;
કોઈ પુરૂષને નવિ આભડીયે, તસ ફરસે તન રોગી. અલગી૦ ૮

જિન મુખ જોતાં ભવમાં ભમીયે, ચંડાલણી અવતાર;
ભુંડણ લુંડણ સાપિણી હોવે, પરભવે ઘણીવાર. અલગી૦ ૯

પાપડ વડી ખેરાદિક ફરસી, તેહનો સ્વાદ વિણાસે;
આતમનો આતમ છે સાખી, હૈડે જોને તપાસી. અલગી૦ ૧૦

જાણી ઇમ ચોકખાઈ ભજીયે, સમકિત કિરિયા શુદ્ધિ;
**ઋષભવિજય** કહે જિનઆણાથી,
વહેલાં વરશો સિદ્ધિ. અલગી૦ ૧૧

## શ્રી નવકાર મંત્રની સજ્ઝાય.

[ આજ જિનરાજ મુજ કાજ સિધ્યાં સવે—એ દેશી. ]

**સમર જીવ એક નવકાર નિજહેજશું,**
અવર કાંઇ આળપંપાળ દાખે;
વર્ણ અડસઠ નવકારના નવપદ, સંપદા આઠ અરિહંત ભાખે.
સમર૦ ૧

આદિ અક્ષર નવકારના સ્મરણથી, સાત સાગર ટળી જાય દૂરાં;
એક પદ ઉચ્ચરે દુરિત દુઃખડાં હરે, સાગર આયુ પંચાસ પૂરાં.
સમર૦ ૨

સર્વ પદ ઉચ્ચરતા પાંચસેં સાગર, સહસ ચોપન નવકારવાલી;
સ્નેહે મનસંવરી હર્ષભર હેજધરી,
લાખ નવ જાપથી કુગતિ ટાલી. સમર૦ ૩

લાખ એક જાપ જન પૂન્યે પૂરા જપે, પદવી પામે અરિહંત કેરી;
અશોકવૃક્ષ તલે બાર પર્ષદ મલે, ગડગડે દુંદુભિ નાદ ભેરી.
સમર૦ ૪

અષ્ટવલી અષ્ટસય અષ્ટસહસાં વલી, અષ્ટ લાખા જપે અષ્ટકોડી;
**કીર્તિવિમલ** કહે મુક્તિ લીલા લહે, આપણાં કર્મ આઠે વિછોડી.
સમર૦ ૫



## સંસારના ખોટા સગપણ વિષે સજ્ઝાય.

[ ચેત તો ચેતાવું તને રે, પામર પ્રાણી–એ દેશી. ]

સગું તારૂં કોણ સાચું રે, **સંસારીયામાં**–સગું૦
પાપનો તો નાખ્યો પાયો, ધરમમાં તું નહિ ધાયો;
ડાહ્યો થઇને તું દબાયો રે. સંસારીયામાં૦ ૧
કૂડું કૂડું હેત કીધું, તેને સાચું માની લીધું;
અંતકાલે દુઃખ દીધું રે. સંસારીયામાં૦ ૨
વિશવાસે વ્હાલા કીધા, પીયાલા ઝેરના પીધા;
પ્રભુને વિસારી દીધા રે. સંસારીયામાં૦ ૩
મન ગમતામાં મહાલ્યો, ચોરને મારગ ચાલ્યો;
પાપીઓનો સંગ ઝાલ્યો રે. સંસારીયામાં૦ ૪
ઘરને ધંધે ઘેરી લીધો, કામિનીયે વશ કીધો;
**ઋષભદાસ** કહે દગો દીધો રે. સંસારીયામાં૦ ૫

## શ્રી આત્મ શિખામણ સજ્ઝાય.

[ મન મંદિર આવો રે–એ દેશી. ]

અનુભવિયાંના ભવિયાં રે, જાગીને જો જો;
આગલ સુખ છે કેવાં રે, જીવો તે જો જો. ૧
બાળપણે ધર્મ ન જાણ્યો રે, તે રમતાં ખોયો;
જોવનમેં મદ માતો રે, વિષયમાં મોહ્યો. ૨
ધર્મની વાત ન જાણી રે, ખોટી લાગી માયા;
જોવન જશે જરા આવશે રે, ત્યારે કંપશે કાયા. ૩
મોહ માયામાં માચ્યો રે, સમકિત કિમ વરશ્યે;
ક્રોધ વ્યાપ્યો છે સબલો રે, બોલતો નવિ ખલશે. ૪

ધનને કાજે ધસમસતો રે, હિંડે હલફલતો;
પાસે પૈસો પૂર છે રે, પુન્ય નથી કરતો. ૫
નેત્ર ને નાસિકા ગલશે રે, વલી વળશ્યો વાંકા;
બોલ્યું કોઈ ન માનશે રે, ત્યારે પડશો ઝાંખા. ૬
દાંત પડ્યા મુખ ખાલી રે, ત્યારે કેહને કહેશો;
ધર્મની વાત ન જાણી રે, પ્રભુજીને કિમ મલશ્યો. ૭
ઉંબર ડુંગર થાશે રે, ગોલી થાશે ગંગા;
પ્રભુજીનું નામ સંભારો રે, હોવે જિમ રંગા. ૮
શેરી પરશેરી થાશે રે, ત્યારે બેસી રહેશો;
લોભને લલુતા વધશે રે, બેઠા કચ કચ કરશો. ૯
દીકરડાની વહૂઓ રે, રીસડીએ બળશે;
એ ઘરડા ઘરમાંથી રે, કે દાડે ટળશે. ૧૦
પીપલ પાન ખરંતાં રે, હસતી કુંપલીયાં;
અમ વીતી તમ વીતશે રે, ધીરી બાપડીયાં. ૧૧
**રાવણ** સરીખા રાજવી રે, ગયા જનમારો ખોતાં;
પાપી હાથ ઘસંતા રે, જાણે જન્મ્યા નોતા. ૧૨
ધન તે જિહાં તિહાં રહેશે રે, એકાકી જાવો;
લોભને લલુતા મૂકી રે, અરિહંતને ધ્યાવો. ૧૩
શિવરમણી સુખ ચાખો રે, અનુભવનો મેવો;
ચેતવું હોય તો ચેતજો રે, સંસાર છે એવો. ૧૪
કવિ **ઋષભની** શિખડી રે, હૃદયામાં ધારો;
જીતી બાજી હાથથી રે, તુમે કિમ વિસારો. ૧૫



## શ્રી આત્મોપદેશ સજ્ઝાય.

[ મલ્લિ જિન નાથજી વ્રત લીજે રે—એ દેશી. ]

હુંતો પ્રણમું સદગુરૂ રાયા રે, માતા સરસતી વંદુ પાયા રે;
હુંતો ગાઉં આતમ રાયા.
**જીવનજી બારણે મત જાજો રે**, તુમે ઘેર બેઠા કમાવો–૧
ચેતનજી **બારણે**૦
તારે બાહિર દુર્ગતિ રાણી રે, કેતાશું કુમતિ કહેવાણી રે;
તુંને ભોળવી બાંધશે તાણી. જીવનજી૦ ૨
તારા ઘરમાં છે ત્રણ રતન્ન રે, તેનું કરજે તુંતો જતન્ન રે;
એ અખૂટ ખજાનો છે ધન્ન. જીવનજી૦ ૩
તારા ઘરમાં પેઠા છે ધુતારા રે, તેને કાઢોને પ્રીતમ પ્યારા રે;
એહથી રહોને તુમે ન્યારા. જીવનજી૦ ૪
સત્તાવનને કાઢો ઘરમાંથી રે, ત્રેવીશને કહો જાયે ઇહાંથી રે;
પછી અનુભવ જાગશે માંહેથી. જીવનજી૦ ૫
સોલ કષાયને દિઓ શિખ રે,
અઢાર પાપસ્થાનકને મગાવો ભીખ રે;
પછે આઠ કરમની શી બીક. જીવનજી૦ ૬
ચારને કરોને ચકચૂર રે, પાંચમીશું થાઓ હજૂર રે;
પછે પામો આનંદ ભરપૂર. જીવનજી૦ ૭
વિવેક દીવે કરો અજુવાલો રે, મિથ્યાત્વ અંધકારને ટાલો રે;
પછે અનુભવ સાથે મ્હાલો. જીવનજી૦ ૮
સુમતિ સાહેલીશું ખેલો રે, દુર્મતિનો છેડો મેલો રે;
પછે પામો મુક્તિ ગઢ હેલો. જીવનજી૦ ૯
મમતાને કેમ ન મારો રે, જીતી બાજી કાંઈ હારો રે;
કેમ પામો ભવનો પારો. જીવનજી૦ ૧૦
શુદ્ધ દેવગુરૂ સુપસાય રે, મારો જીવ આવે કાંઇ ઠાય રે;
પછે **આનંદઘન**મય થાય. જીવનજી૦ ૧૧

## શ્રી ચૈતન્ય શિક્ષા.

**આપ વિચારજો આતમા**, ભ્રાંતે શું ભૂલે;
અથિર પદારથ ઉપરે, ફોગટ શું ફૂલે. આ૦ ૧
ઘટમાંહે છે ઘરધણી, મેલો મનનો ભામો;
બોલે તે બીજો નથી, જોને ધરી તામો. આ૦ ૨
પામીશ તું પાસે થકી, બાહિર શું ખોલે;
બેસે તું કાં બૂડવા, માયાની ઓલે. આ૦ ૩
પ્રીછ્યા વિણ કેમ પામીયે, સુણ મૂરખ પ્રાણી;
પીવાયે કેમ પસલીયે, ઝાંઝવાનાં પાણી. આ૦ ૪
આપ સ્વરૂપ ન ઓળખે, માયામાંહે ઝૂલે;
ગરથ પોતાની ગાંઠનો, વ્યાજમાં જિમ ડૂલે. આ૦ ૫
જોતાં નામ ન જાણીયે, નહિ રૂપ ન રેખ;
જગમાંહે તે કેમ જડે, અરૂપી અલેખ. આ૦ ૬
અંધતણી પેરે આફલે, સઘલા સંસારી;
અંતર પટ આડો રહે, કોણ જુએ વિચારી. આ૦ ૭
પહેલે પડ પાછું કરી, પછી જોને નિહાલી;
નજરે દેખીશ નાથને, તેહશું લે તાલી. આ૦ ૮
બંધનહારો કો નથી, નથી છોડાવણહારો;
પ્રવૃત્તે બાંધીયે પોતે, નિવૃત્તે નિસ્તારો. આ૦ ૯
ભેદાભેદ બુદ્ધે કરી, ભાસે છે અનેક;
ભેદ ત્યજીને જો ભજે, તો દીસે એક. આ૦ ૧૦
કાલે ધોલું ભેલીયે, તો તે થાય બેરંગું;
બેરંગે બૂડે સહિ, મન ન રહે ચંગું. આ૦ ૧૧

મન મરે નહિ જિહાં લગે, ઘૂમે મદ ઘેર્યો;
તબ લગે જગ ભૂલ્યું ભમે, ન મિટે ભવ ફેરો. આ૦ ૧૨
ઉંઘ તણે જોરે કરી, શું મોહ્યો સુહણે;
અલગી મેલી ઉંઘને, ખોલી જોને ખૂણે. આ૦ ૧૩
ત્યારે જગમાં તુજ વિના, બીજો નવિ દીસે;
ભિન્નભાવ મટશે તદા, સહેજે સુજગીશે. આ૦ ૧૪
મારૂં તારૂં નવિ કરે, સહુથી રહે ન્યારો;
એણે અહિનાણે ઓળખ્યો, પ્રભુ તેહને પ્યારો. આ૦ ૧૫
સિદ્ધ દશાયે સિદ્ધને, મલીયે એકાંત;
**ઉદયરત્ન** કહે આતમા, તો ભાંગે ભ્રાંત. આ૦ ૧૬

## ચેતનને ઉપદેશની સજ્ઝાય.

**ચેતન ચેતજો રે, એ કાળ ન મેલે કેડો;**
સંબલ શીઘ્ર સાથે લેજો, કીનાશ વસે છે નેડો. ચેતન૦ ૧
છાયા મિષ કરી એ નિત્યે, છળ ગવેષે છાનો;
અચિંત્યો આવી પકડી જાશે, કાંઈક ચડાવી બાનો. ચેતન૦ ૨
તનુ રૂખ જે જીવ વટેરો, ઇચ્છારામે રમતો;
ક્રૂર કીનાશ એ સમલી પેરે, લેઇ જાશે ભમતો. ચેતન૦ ૩
બાલા બૂઢા ગરભે હુંતા, યૌવન વય લેઇ જાવે;
કાચા પાકાં સઘલાં બેડાં, એહને દયા ન આવે. ચેતન૦ ૪
તું જાણે પરવારી જઇશું, લોચા સઘલા ધોઈ;
હાહો કરતાં લેઇ જાશે, સહુકો રહે એમ જોઈ. ચેતન૦ ૫

તું અમર પરે થિર થઇ બેઠો, લોચા વાળે મૂઢ;
લખપતિ નરપતિ શેઠ સત્થવાહ, તુજ આગળ કેઈ બૂઢ. ચેતન૦ ૬
આજ કાલ ને પોર પરારે, ધર્મે વિલંબજ કરતો;
ક્ષણુ ક્ષણુ આયુ ઓછો થાયે, અંજલિ જલ જિમ ખરતો. ચેતન૦ ૭
તારે તો રોહણુમાં ગાજે, બહેરો થઇને બેઠો;
તુજ આગળ કેઈ નર ચાલ્યા, તું એ પંથે પેઠો. ચેતન૦ ૮
વાર કવાર સુખી દુઃખી એ, ન ગણે એક એ ટાણું;
અવર રૂઠા તે દામે પાચે, ન વળે એહનું આણું. ચેતન૦ ૯
નિશ્ચિંતા નવિ સુઇયે પ્રાણી, જમનો ઝાઝો જોરો;
માત પિતાદિક જોતાં લેશે, કેહનો ન ચાલે તોરો. ચેતન૦ ૧૦
સમય થયે ચેત્યો નહિ પ્રાણી, આવે આઉ બહુ ઝૂરે;
બૂડતાં વાર કેહવી લાગે, સાયરને જિમ પૂરે. ચેતન૦ ૧૧
રાત દિવસ ચાલે એ પંથે, કિણે ન જાયે કલિયો;
**થાવચ્ચાદિક** જે મુનિ ચેત્યા, તેહને ભય એ ટલિયો. ચેતન૦ ૧૨
પાણી પહેલી પાળ જે બાંધે, તે જગમાંહિ બલીયા;
ઘર લાગે કુવો જે ખોદે, તે મૂરખમાં ભલીયા. ચેતન૦ ૧૩
જરા કુત્તી જોવન એ સસલો, આહેડી જમ જાણો;
જિહાં જાશે તિહાં એ મારે, ચિત્તમાં કાં નવિ આણો. ચેતન૦ ૧૪
એહવું જાણી ધર્મ આરાધો, શું કરે તે જમ બલિયો;
**વીરવિમલ** ગુરૂ શિષ્ય **વિશુદ્ધ** કહે,
જઈ શિવપુરમાં ભલિયો. ચેતન૦ ૧૫



## કાયાપુર પાટણની સજ્ઝાય.

કાયાપુર પાટણ રૂઅડું, પેખો પેખો નવ પોલ માન રે;
હંસ રાજા રંગે રમે રાજીયો, મલીયો મલીયો મન પરધાન રે.
**મમ કરો માયા કાયા કારમી૦ ૧**
જીવ જાણે જે સર્વ માહરૂં, કૂડો કૂડો કુટુંબ સંઘાત રે;
રાતે રે જિમ પંખી બેસે એકઠા, ઉડી ઉડી જાય પરભાત રે. મમ૦ ૨
[1]એક જીવી રે તણી વેલડી, કરહલા દોય ચરંત રે;
એક કાળો રે બીજો ઉજલો, દિનદિન વેલી ઘટંત રે. મમ૦ ૩
એક તરૂઅર ઘન રસ ચડે, એક પડે પીંપલ પાન રે;
ચતુરપણે રે જોજો પારખું, હેડે ધરજો અરિહંત ધ્યાન રે. મમ૦ ૪
એણે વાટે જાતાં નથી વાણીયા, નહિ વલી હાટનો ઠામ રે;
એહવું જાણી સાથે લેજો સંબલો,
વેગલડું છે મુગતિનું ગામ રે. મમ૦ ૫
આપણો આતમા બાલુડો, સરસ જોબન લહે વેશ રે;
મુગતિ નારી રે પરણાવજો, **સહજસુંદર** ઉપદેશ રે. મમ૦ ૬

## કાયાવાડીની સજ્ઝાય.

**કાયા રે વાડી કારમી,** સિચંતાં સૂકે;
ઉંઠ કોડ રોમાવલી, ફલ ફૂલ ન મૂકે. કા૦ ૧
કાયા માયા કારમી, જોવંતા જાશે;
મારગ લેજો મોક્ષનો, જીવડો સુખ પાશે. કા૦ ૨

---

૧–આયુ રૂપી એક વેલડી તેને કૃષ્ણપક્ષ અને શુકલ પક્ષ રૂપ કાળો ને ધોળો બે ઉંટ ચરી રહેલ છે.

અરિહંત આંબો મોરીયો, સામાયિક થાણે;
મંત્ર નવકાર સંભારજો, સમકિત શુદ્ધ ઠાણે. કા૦ ૩
વાડ કરો વિરતિતણી, સવિ લોભ નિવારો;
શીલ સંયમ હોનુ એકઠા, ભલી પેરે પારો. કા૦ ૪
પાંચ પુરૂષ દેશાવરી, બેઠા એણી ડાલી;
ફુલ ચુંટીને ચોરીયાં, ન કરી રખવાલી. કા૦ ૫
ઇણ વાડી એક સૂડલો, સુખ પિંજર બેઠો;
બહુ જતન કરી રાખીઓ, જાતો કિણહી ન દીઠો. કા૦ ૬
કાં ભોળપણે ભવ હારીયો, મતિ મોડી સંભાલી;
રત્નચિંતામણિ સારિખી, કાંઇ ગાંઠ ન વાલી. કા૦ ૭
**રત્નતિલક** સેવક ભણે, સુણજો વનમાલી;
વાડ ભલી પેરે પાળજો, કરજો ઢંગ વાલી. કા૦ ૮

## મનસ્થિર કરણ સજ્ઝાય.

**મન સ્થિર કરજો રે, સમકિત વાસીને;**
ચપળ મ કરજો રે, કુગુરૂ ઉપાસીને.
સમજણ કરીને ચિત્તમાં રાખે, શંકા કંખા વારી;
વિતિગિચ્છા ને ફલનો સંશય, પરહરશણુ સંગ છારી.
દીપક સરીખો રે, જ્ઞાન અભ્યાસીને—મન૦ ૧
ધનુષ તીર ગદા ચક્ર ધરે જે, વૈરી મારણ કાજ;
અરધાંગે જે રમણી રાખે, તેહને નહિ કાંઇ લાજ.
દેવ ન કહીયે રે, નારી ઉપાસીને;
પગે નવિ પડિયે રે, ક્રોધ નિવાસીને.
તસ પય નમતાં રે, પામશો હાંસીને—મન૦ ૨

ધન કણ કંચન કામિની રાતા, પાપ તણા ભંડાર;
મારગ લોપી કોપીન પહેરી, કિમ લહેશે ભવપાર.
પરિગ્રહસંગી રે, રહ્યા ઘર માંડીને;
વિષય પ્રસંગી રે, લજ્જા છાંડીને.
મત ગુરૂ કરજો રે, ભોગવિલાસીને—મન૦ ૩

ગો મહિષી અજી અત્રી પય માખણ, ખરી કરભી સુની દુધ;
રોઝી અરક થુઅર ખુરસાણી, પય માખણ નહિ શુદ્ધ.
દુર્ગતિ પડતાં રે, રહેજો સાઇને;
ધર્મ તે કહીયે રે, નિશ્ચય લાઇને.
નામે મ ભૂલો રે, જુઓ તપાસીને—મન૦ ૪

ચોરી જારી દૂર નિવારો, મત કરો લોભ અપાર;
ક્ષમા દયા મનમાં નિત ધારો, જિમ નિસ્તરીયે સંસાર.
પાપ મ કરજો રે, જીવવિનાશીને;
જૂઠ ન કહેશો રે, છળ મનવાસીને.
સુખ જસ લહીએ રે, ધર્મ ઉપાસીને—મન૦ ૫

પંચ સમિતિ ત્રણ ગુપ્તિના ધોરી, ધર્મ ધ્યાન ધરનારા;
શુકલ ધ્યાનમાં જસ મન વરતે, તે ગુરૂ તારણહારા.
તસ પદ પૂજો રે, સરધા ધારીને;
સેવના કરજો રે. કુમતિ નિવારીને.
સેવો ધ્યાવો રે, પરમ નિરાશીને—મન૦ ૬

**જિન ઉત્તમ** પદ **પદ્મ**ની સેવા, કરજો સાચે ચિત્ત;
રૂપવિજય કહે અનુભવ લીલા, ઘટમાં પ્રગટે નિત.
તિમ નિત્ય કરજો રે, જ્ઞાનઅભ્યાસીને;
શમ દમ ધરજો રે, ધ્યાન ઉપાસીને.
શિવ સુખ વરજો રે, ચિદઘન રાશિને—મન૦ ૭

## સર્વાર્થસિદ્ધ વિમાન વર્ણન ગર્ભિત પુન્યની સજ્ઝાય.

[ સુત સિદ્ધારથ ભૂપનો રે-એ દેશી. ]

જગદાનંદન ગુણનીલો રે, ત્રિશલાનંદન વીર;
નિજ વિનેયને ઉપદિશે રે, ધર્મ કરો તુમે ધીરો રે.

પુન્ય ન મૂકીયે—

પુન્યે શિવસુખ હોય રે, તે કિમ ચૂકીયે. ૧
પુન્યે સર્વારથ સાધીયે રે, સુરનર સુખ અતીવ;
તે વિવરીને હું કહું રે, સાંભળજો ભવિજીવો રે. પુન્ય૦ ૨
સરવારથ સિદ્ધે અછે રે, ચંદ્રોદય ચઉસાલ;
મોતી ઝૂંબક તિહાં ભલો રે, દીસે ઝાકઝમાલો રે. પુન્ય૦ ૩
એક વિચે મોતી વડો રે, ચઉસઠ મણુને માન;
ચાર મોતી તસુ પાખતી રે, બત્રીસ મણના પ્રધાન રે. પુન્ય૦ ૪
સોલ મણના વલી જાણીયે રે, અડ મુગતાફલ ચંગ;
આઠ મણના સોલ સુહામણાં રે, આણી અતિ ઘણુ રંગ રે. પુન્ય૦ ૫
ચાર મણા વલી જાણીયે રે, મુગતાફલ બત્રીશ;
દોયમણુના પણ મનોહરૂ રે, ચોસઠ કહે જગદીશ રે. પુન્ય૦ ૬
અદભુત એક મણા વલી રે, એકશોને અડવીશ;
તેહનો વરણુન સાંભલી રે, કવણ ન ધૂણે શિષ રે. પુન્ય૦ ૭
સરવાલે સઘળા મલી રે, દોયશેં ત્રેપન હોય;
વલયાકારે જાણજો રે, તે મોતી સહુ હોય રે. પુન્ય૦ ૮
પવન લહેરશું પ્રેરીયા રે, સમકાલે તે જામ;
મુખ્ય મોતીશું આફળે રે, રમઝમ રમઝમ તામ રે. પુન્ય૦ ૯

મધુર નાદમેં સુંદરૂ રે, થાયે તેહ વિમાન;
સુરરાજા તેહશું ઘણો રે, કુણુ કહે બુદ્ધિ નિધાન રે. પુન્ય૦ ૧૦
તે માટે તે દેવતા રે, અતિ સુખીયા પુણ્યવંત;
તિણે નાટક લીણા રહે રે, માણે સુખ અનંત રે. પુન્ય૦ ૧૧
તેત્રીશ સાગર આઉખું રે, જાણે ન જાતું તેહ;
સિદ્ધ પાહૂડે વીરજી રે, અવિતથ ભાખે તેહ રે. પુન્ય૦ ૧૨
તેત્રીશ સહસ્ર વરસે વલી રે, ભુખતણી રૂચિ હોય;
તુરત અમૃતમય પરિણમે રે, લવસત્તમ સુર જોય રે. પુન્ય૦ ૧૩
છઠ્ઠ તણો જો તપ હુવે રે, તો પહોંચે નિરવાણ;
સિદ્ધશિલા તિહાંથી અછે રે, યોજન બાર પ્રમાણ રે. પુન્ય૦ ૧૪
એકવાર ઈહાં અવતરી રે, દીક્ષા લેઇ ગુરૂ પાસ;
કેવલજ્ઞાન લહી કરી રે, લેશે શિવપુર વાસ રે. પુન્ય૦ ૧૫
પુન્યે શિવસુખ સંપદા રે, પુન્યે લીલ વિલાસ;
**ગુણવિજય** પ્રભુજી કહે રે, પુન્યથકી ફલે આશ રે. પુન્ય૦૧૬



## શ્રી ઉત્તરાધ્યયનના બત્રીશમા પ્રમાદઠામ અધ્યયનની સજ્ઝાય.

[ પ્રાણી ધરીએ સમકિત રંગ—એ દેશી. ]

**વીર** કહે બત્રીશમે રે, અધ્યયને સુવિચાર;
પાપ હેતુ તે પરિહરો રે, જિમ લહો ભવજલ પાર રે.
**ભવિયણ! ભાવે ધરો ગુણરાશ,**
**જિમ ન પડો દુઃખ પાશ રે.** ભ૦ ૧
નાણ ધરો મોહ પરિહરો રે, જીતો રાગ ને રોષ;
પાંચે ઇંદ્રિય વશ કરો રે, મ ધરો વિષય સદોષ રે. ભ૦ ૨
તૃણચારી વસતો વને રે, હરિણ જુઓ વેધાય;
નાદતણે રસે વાહિયો રે, જો લયલીણો થાય રે. ભ૦ ૩
કરિણી ફરસે મોહિયો રે, હાથીયો ચૂકે ઠામ;
દરબારે આવી રહી રે, પરવશે સેવે ગામ રે. ભ૦ ૪
રૂપે લુબ્ધ પતંગીયો રે, દીવે હોમે અંગ;
ગંધ તણે રસે પંકજે રે, બંધન પામે ભૃંગ રે. ભ૦ ૫
આમિષ રસ વશે માછલો રે, એક—મનો જો હોય;
પેખો તતક્ષણ બાપડો રે, વેદન પામે સોય રે. ભ૦ ૬
એકેકાને પરવશે રે, જો એ દુઃખીયા થાય;
તો પાંચે પરવશતણી રે, કહો ગતિ કેણ કહાય રે. ભ૦ ૭
ઇમ જાણી એ જીપતાં રે, પામો નિત્ય આનંદ;
**વિજયસિંહ** ગુરૂની પરે રે, **ઉદય** સદા સુખકંદ રે. ભ૦ ૮



# શ્રી મુનિવંદન સજઝાય.

[ વીરકુંવરની વાતડી કેને કહીયે-એ દેશી. ]

શ્રી મુનિરાજને વંદના નિત કરીયે,
હાંરે તપસી મુનિવર અનુસરીયે;
હાંરે ભવસાગર સહેજે તરીયે, હાંરે જેનો ધન્ય અવતાર.
શ્રી મુનિ૦ ૧

નિંદક પૂજક ઉપરે સમભાવે, હાંરે પૂજક પર રાગ ન આવે;
હાંરે નિંદક પર દ્વેષ ન લાવે, હાંરે તેહથી વીતરાગ.
શ્રી મુનિ૦ ૨

સંજમધર ઋષિરાજજી મહાભાગી,
હાંરે જેની સંજમે શુભમતિ જાગી;
હાંરે થયા કંચન કામિની ત્યાગી,
હાંરે કરવા ભવ તાગ. શ્રી મુનિ૦ ૩

તીને ચોકડી ટાળીને વ્રત ધરીયા,
હાંરે જાણું સંજમ રસના દરીયા;
હાંરે અજુઆળ્યા છે આપણા પરીયા,
હાંરે ધન્ય ધન્ય ઋષિરાજ. શ્રી મુનિ૦ ૪

ચરણ કરણની સિત્તરી હોય પાલે,
હાંરે વલી જિનશાસન અજુઆલે;
હાંરે મુનિ દોષ બેંતાલીશ ટાલે,
હાંરે લેતા શુદ્ધ આહાર. શ્રી મુનિ૦ ૫

**ચિત્ર સંભૂતિ** ને વલી **હરિકેશી**,
હાંરે **અનાથી** મુનિ શુભલેશી;
હાંરે **ગૌતમ** ગણધર વલી **કેશી**,
હાંરે બેહુના અણગાર. શ્રી મુનિ૦ ૬
દશચક્રી પ્રત્યેક બુદ્ધને જગ જાણે,
હાંરે **નમિરાજ**ને ઇંદ્ર સંમાણે;
હાંરે **ઉત્તરાધ્યયને** તે વખાણે,
હાંરે શ્રી **દશારણભદ્ર**. શ્રી મુનિ૦ ૭
છવ્વીશ કોટી ઝાઝેરા અઢી દ્વીપે.
હાંરે તપ સંજમ ગુણથી દીપે;
હાંરે ચાર સોલ પચીશને જીપે,
હાંરે કીજે ગુણ ગ્રામ. શ્રી મુનિ૦ ૮
**દીપવિજય** કવિરાજના ગુણગાવો,
હાંરે ગુણ ગાઇને ભાવના ભાવો;
હાંરે ગાતાં પરમમહોદય પાવો,
હાંરે માનવ ભવ સાર. શ્રી મુનિ૦ ૯

## શ્રી દશદૃષ્ટાંતની સજઝાય.

[ પ્રભુ તુજ શાસન અતિ ભલું–એ દેશી. ]

દશ દૃષ્ટાંતે દોહિલો, માનવતણો અવતાર રે;
પંચ પ્રમાદને પરિહરી, ભરીયે સુકૃત ભંડાર રે. દશ૦ ૧
ભોજન પાસા ધાન જુઆ, રયણ સુપન વિચાર રે;
ચક્ર કચ્છપ વલી ધુંસરૂં, તિમ પરમાણુઓ સાર રે. દશ૦ ૨
એ દશ સંખેપે કહું, સુણજો સહુ નરનાર રે;
ચક્રવર્ત્તીં તૂઠો વિપ્રને, ઘર ઘર એક આહાર રે. દશ૦ ૩

પહેલો જમ્યો ચક્રી ઘરે, દોહિલો બીજી વાર રે;
દેવી પાસા આલીયા, કુણ જીતે ઉદાર રે.           દશ૦ ૪
ધાન તે સઘલાં ભેલીયાં, ઢગ મેરૂ સમાન રે;
ડોકરી કેમ કરે જૂજૂઆં, હોયે ચતુર સુજાણ રે.   દશ૦ ૫
એક શત આઠ હાંસ થાંભલે, એક શત આઠ થંભો રે;
તેહ નિરંતર જીપતાં, હોયે અતિહિ અચંભો રે.   દશ૦ ૬
રયણ ઘણાં ઘર શેઠને, કરતો કોડિ જતન્ન રે;
બેટે તે વેચ્યાં જૂજૂઆં, કેમ ભેળાં રતન્ન રે.          દશ૦ ૭
સુપન એહુ સરખું લહે, મુખમાં પેઠો ચંદ રે;
રાજ લહે એક રોટલો, સમરે સોમ યોગિંદ રે.     દશ૦ ૮
ચક્ર તે અવલ સવલ ફરે, ઉપર પૂતલી જોઈ રે;
નીચી દૃષ્ટે વિંધે બાણુશું, કિમ એણી પેરે હોઈ રે.   દશ૦ ૯
અંધ કૂપમાંહિ કાચબો, ઉપર સેવાલવૃંદ રે;
અવકાશ લહી દીઠો ચંદલો, ફરી કિમ દેખે ચંદ રે. દશ૦ ૧૦
પૂર્વ સમુદ્રે ધુંસરૂં, સમિલા પશ્ચિમે પેખ રે;
દોય સંયોગ મલે દોહિલો, તિમ માનવભવ દેખ રે. દશ૦ ૧૧
રયણુતણા પરમાણુઆ, દેવે કીધા ભૂર રે;
મેરૂ ચઢી વાયુ વંશીયે, ગયા દહદિશિ દૂર રે.    દશ૦ ૧૨
તે સઘલા પરમાણુઆ, કિમ એકઠા થાય રે;
તિમ માનવ જન્મ દુલ્લહો, ફરી ફરી કેમ અવાય રે. દશ૦ ૧૩
સદ્ગુરૂ વચન સેવા કરી, પામો ભવતણો પારો રે;
રત્નવિજય સત્યવિજયતણો, **વૃદ્ધિવિજય** જયકારો રે. દશ૦ ૧૪



# શ્રી સુદર્શનશેઠની સજ્ઝાય.

## ઢાલ-પહેલી.

સંયમી ધીર સુગુરૂ પય વંદી, અનુભવ [1]જ્ઞાન સદા આનંદી;
લલના લોચનબાણે ન વિંધ્યો, શેઠ સુદર્શન જેહ પ્રસિધ્ધ્યો. ૧
તેહ તણી ભાખું સજ્ઝાય, શીલવ્રત જેહથી દઢ થાય;
મંગલ કમલા જિમ ઘર આવે, ત્રિભુવન તિલક સમાન કહાવે. ૨
ઇતિ ઉપદ્રવે જેહ અકંપા, જંબૂ ભરતમાંહે પુરી ચંપા;
દધિવાહન નૃપ અભયા રાણી, માનુ લલિતાદિગુણે ઇન્દ્રાણી. ૩
રૂષભદાસ નૃપ અભિમત શેઠ, લચ્છી કરે નિત જેહની વેઠ;
ઘરણીનામ તસ અરિહાદાસી, બેહુની જૈનમતે મતિ વાસી. ૪
સુભગનામ અનુચર સુકુમાલ, તેહ તણે ઘર મહિષીપાલ;
માઘ માસે એક દિન વન જાવે, સુવિહિત મુનિ દેખી સુખ પાવે. ૫
નિરાવરણ સહે શીત અપાર, મુખે કહે ધન્ય તેહનો અવતાર;
વંદી વિનય થકી આણંદ, એહવે તેજ તપ્યો દિણંદ. ૬
નમોઅરિહંતાણં મુખે ભાખી, તિંહા મુનિ જિમ ગગને પંખી;
આકાશગામિની વિદ્યા એહ, સુભગે નિશ્ચય કીધો તેહ. ૭
સુવે જાગે ઉઠે બેસે, એહજ પદ કહેતો હૃદિ હિંસે;
શેઠ કહે વિદ્યા કિમ પામી, મુનિ સંબંધ કહ્યો શિરનામી. ૮
રે મહાભાગ! સુભગ વલી એહથી, દૂરે કર્મ ટલે ભવભયથી;
એહ વિદ્યાગુણ પાર ન લહિએ, ધન પ્રાણી જિણે હિયડે વહિએ. ૯
એમ કહી આખો મંત્ર શિખાવ્યો, સાધર્મિકનો સંબંધ ભાવ્યો;
એકદિન ઘન વૃષ્ટિ નદી પૂરે, ઘરે નવિ આવ્યો થયું અસૂરે. ૧૦
મહિષી સવિ પહેલાં ઘરે આવી, સુભગે મનમાં વિદ્યા ભાવી;
નદી ઉપડી પર તટે જાવે, લોહ કીલકે હિયડે વિંધાવે. ૧૧
તોહે પણ તસ ધ્યાન ન ચૂકે, ચિત્ત સમાધિ તેહ ભવ મૂકે;
શેઠ તણે ઉપકારે ભરિયો, અરિહાસ્ત્રી-ગર્ભે અવતરિયો. ૧૨

---

૧-પાઠાંતર-ધ્યાન.

## ઢાલ-બીજી.

[ તુજ મુજ રીઝની રીઝ અટપટ એહ ખરીરી–એ દેશી. ]

અનુક્રમે ગર્ભ પ્રભાવ, શ્રી જિનબિમ્બ જુહારૂં,
સંઘ ભક્તિ કરૂં ખાસ, શાસન શોભ વધારૂં;
ઉત્તમ દોહલા તેહ, પૂરે જન્મ થયોરી,
નામ **સુદર્શન** દીધ, ઘરઘર હર્ષ ભયોરી. ૧

સકલ કલા આવાસ, યૌવન વય પ્રસર્યોરી,
નામ **મનોરમા** નારી, પરણી હેજે વર્યોરી;
એહજ નયર મઝાર, **કપિલ** પુરોહિત છેરી,
રાજમાન્ય ધનવંત, **કપિલા** ઘરણી અછેરી. ૨

શેઠ **સુદર્શન** સાથ, **કપિલ** તે પ્રેમ વહેરી,
અહનિશ સેવે પાય, **કપિલા** તામ કહેરી;
ષટકર્માદિ આચાર, મૂકીએ દૂર ઘણુંરી,
એહવું શું છે સ્વામી, દાખો તેહ સુણુંરી. ૩

**કપિલ** કહે સુણ નાર, શેઠ સુદર્શન છેરી,
જસ ગુણ સંખ્ય ન પાર, કહેવા કવણ હવેરી;
રૂપે મદન રવિ તેય, જલધિ ગંભીર પણેરી,
સૌમ્ય ઈન્દુ સુર વૃક્ષ, અધિક તસ દાન ગુણેરી. ૪

કિં બહુના ગુણરાશિ, વાસિત દેહ અછેરી,
ઈમ નિસુણી તે નારી, તેહશું કામ રૂચેરી;
એકદિન રાય આદેશ, **કપિલ** તે ગામ ગયોરી,
કુટિલા **કપિલા** દેહ, મન્મથ પ્રગટ થયોરી. ૫

શેઠ તણે ઘર જાઇ, કહે તુમ મિત્ર તણેરી,
દેહે છે અસમાધિ, દેખણ આવો ભણેરી;
આવ્યો તતખીણ તેહ, કહે તે મિત્ર કિહાંરી,
સુતા છે ઘરમાંહિ, શય્યા સાજ જિહાંરી. ૬
દેઇ ઘરના બાર, વિલગી નારી તીસેરી,
દેખાવે નિજ ભાવ, હાવ વિલાસ હસેરી;
જાણી કપટ પ્રપંચ, શીલ સન્નાહ ધર્યોરી,
હું છું ષંઢ પુરૂષ, મુધા નરવેષ કર્યોરી. ૭
વિલખી થઇને તેહ, કાઢ્યો ગેહ થકીરી,
આજ પછી પર ગેહ, જાવા નિયમ નકીરી;
શેઠ **સુદર્શન** એમ, રહે નિત શીલ વહેરી,
અવનીતલે ઉપમાન, એહનું કવણ લહેરી. ૮



## ઢાલ-ત્રીજી.

[ લલનાની-દેશી. ]

એક દિન ઈન્દ્ર મહોચ્છવે, રાજાદિક સવિ લોક; લલના૦
ક્રીડા કારણુ આવીયા, સજ્જ કરી સઘળા થોક. લલના૦
**શીલ ભલી પેરે પાલીએ૦** ૧
શેઠ **સુદર્શન**ની પ્રિયા, નામે **મનોરમા** જેહ; લલના૦
દેખે દેવકુમર સમા, ષટસુત સુગુણુ સનેહ. લલના૦ શીલ૦ ૨
**અભયા** રાણીને કહે, **કપિલા** દેખી તામ; લલના૦
પ્રિયા પુત્ર એ કુણુ તણા, તે દાખો મુજ નામ. લલના૦ શીલ૦ ૩
**અભયા કપિલા**ને કહે, લખમી અધિક અવતાર; લલના૦
શેઠ **સુદર્શન**ની પ્રિયા, પુત્ર તણે પરિવાર. લલના૦ શીલ૦ ૪
કહે **કપિલા** એ કિહાં થકી, એહને પુત્ર અચંભ; લલના૦
અભયા કહે અચરિજ કિશ્યું, શચીપતિ પતિએ રંભ.લલના૦શીલ૦૫
કહે **કપિલા** તે કલીબ છે, જૂઠ ધરે નરવેશ; લલના૦
કિમ જાણ્યું રાણી કહે, કહે વૃત્તાન્ત અશેષ. લલના૦ શીલ૦ ૬
મુગ્ધે! વંચી ઈમ કહી, તુજને ઈણે નિરધાર; લલના૦
પરસ્ત્રી સાથે ષંઢ છે, નિજ તરૂણી ભરતાર. લલના૦ શીલ૦ ૭
સુણુ **અભયા** જો નર હોવે, તો ભજે કામ પ્રચંડ; લલના૦
લોહ પુરૂષ સરિખો ગળે, પણ નિશ્ચય એ ષંઢ. લલના૦ શીલ૦ ૮
કહે **કપિલા** મદ મત કરે, એ નિશ્ચે અવિકાર; લલના૦
કહે **અભયા** મુજ ફંદમાં, કવણુ ન પડે નિરધાર. લલના૦ શીલ૦ ૯
**કપિલા** કહે હવે જાણુશું, એ તુજ વચન વિલાસ; લલના૦
કોઈ પ્રપંચે એહને, પાડો મન્મથ પાસ. લલના૦ શીલ૦ ૧૦
કીધી પ્રતિજ્ઞા આકરી, જલજલણાદિ પ્રવેશ; લલના૦
અનુક્રમે ક્રીડાવનથકી,પહોત્યા નિજ નિજ નિવેશ.લલના૦શીલ૦૧૧

## ઢાલ-ચોથી.

[એક દિન પુંડરીક ગણધરૂ રે લાલ-એ રાગ.]

હવે **અભયા** થઇ આકળી રે લાલ,
ચૂકવવા તસ શીલ; રાયજાદી૦
ધાવમાતા તસ **પંડિતા** રે લાલ,
કહે સવિ વાત સલીલ. રાયજાદી૦
**ખલ સંગતિ નવિ કીજીયે રે લાલ૦** ૧
સુણ પુત્રી કહે **પંડિતા** રે લાલ,
તુજ હઠ ખોટો અત્યંત; રાયજાદી૦
નિજ વ્રત એ ભંજે નહિ રે લાલ,
જો હોવે પ્રાણાન્ત. રાયજાદી૦ ખલ૦ ૨
કહે **અભયા** સુણ માવડી રે લાલ,
મુજ ઉપરોધે એ કામ; રાયજાદી૦
કરવું છલબલથી ખરૂં હો લાલ,
ન રહે માહરી મામ. રાયજાદી૦ ખલ૦ ૩
માની વયણ ઇમ **પંડિતા** રે લાલ,
રાખી મનમાં ચૂપ; રાયજાદી૦
કૌમુદી મહોત્સવ આવીયો રે લાલ,
પડહ વજાવે ભૂપ. રાયજાદી૦ ખલ૦ ૪
કાર્તિકી મહોત્સવ દેખવા રે લાલ,
પુર બાહિર સવિ લોક; કહે રાજા૦
જોવા કારણ આવજો રે લાલ,
આપ આપણી મલી થોક. કહે રાજા૦ ખલ૦ ૫

ઇમ નિસુણી શેઠ ચિંતવે રે લાલ,
પર્વ દિવસનું કાજ; કિમ થાશે૦
રાય આદેશ માંગી કરી રે લાલ,
ઘરે રહ્યો ધર્મને સાજ. દુઃખ જાશે૦ ખલ૦ ૬

સર્વ બિંબ પૂજા કરી રે લાલ,
ચૈત્ય પ્રવાડી કીધ; મનોહારી રે૦
પોસહ નિશિ પ્રતિમા રહ્યો રે લાલ,
એકાંતે ચિત્તવૃદ્ધિ. સુખકારી રે૦ ખલ૦ ૭

**અભયા** શિરદુઃખણુ મિષે રે લાલ,
ન ગઈ રાજા સાથ; રાયજાદી૦
કપટે પંડિતા **પંડિતા** રે લાલ,
મૂરતિ કામની હાથ. રાયજાદી૦ ખલ૦ ૮

ઢાંકી પ્રતિમા વસ્ત્રશું રે લાલ,
પેસાડે નૃપ ગેહ; રાયજાદી૦
પૂછી તિહાં કણે પોલીયે રે લાલ,
કહે **અભયા** પૂજન એહ. રાયજાદી૦ ખલ૦ ૯

એક દોય ત્રણ ઇમ કામની રે લાલ,
મૂરતિ આણી તામ; રાયજાદી૦
પ્રતિમાધર ઇમ શેઠને રે લાલ,
કપટે આણ્યો ધામ. રાયજાદી૦ ખલ૦ ૧૦



## ઢાલ-પાંચમી.

[ ત્રિભુવન તારણ તીરથ પાસ ચિંતામણિ રે કે પાસ-એ દેશી. ]

**અભયા** કામ વિકાર, કરી આલિંગતી; હો લાલ-કરી આલિંગતી૦
કોમલ કમલ મૃણાલ, ભુજાશ્યું વિંટતી. હો લાલ-ભુજા૦ ૧
નિજ થણમંડલ પીડે, તસ કરશું ગૃહી; હો લાલ-તસ૦
અંગોપાંગે સર્વ, કે ફરસે તે સહી. હો લાલ-કે૦ ૨
અનુકૂલ ને પ્રતિકૂલ, કર્યા પરિષહ બહુ; હો લાલ-કર્યા૦
કોપ્યા પોહરી લોક, પોકાર્યા તે સહુ. હો લાલ-પોકા૦ ૩
રાજા આવ્યો તામ, કહે અભયા જિહાં; હો લાલ-કહે૦
મુજ એકલડી જાણી, કે એ આવ્યો ઈહાં. હો લાલ-કે એ૦ ૪
ધર્મ પિશાચી એણે, કદર્થી હું ઘણું; હો લાલ-કદર્થી૦
એણે કીધો અન્યાય, મુખે કેતો ભણું. હો લાલ-મુખે૦ ૫
નિસુણી રાજા વાત કે, સંશય મન ધરે; હો લાલ-સંશય૦
એહથી ઈમ નવિ થાય, પ્રગટ દીસે પરે. હો લાલ-પ્રગટ૦ ૬
કહે રાજા અન્યાય, ઇણે મોટો કીયો; હો લાલ૦ઇણે૦
પુરમાં કરીય વિડંબન, શૂલીએ દીયો. હો લાલ-શૂલી૦ ૭
ફિરતાં ઈમ પુરમાંહિ, **ઋષભદાસ** મંદિરે; હો લાલ-રૂષભ૦
નિસરીયો વિરૂપ, પ્રિયા દેખી દુઃખ ધરે. હો લાલ-પ્રિયા૦ ૮
મેરૂ ડગે પણ, કંત ન ક્ષોભે શીલથી; હો લાલ-કંત૦
કોઈક અશુભ વિપાક, ઉદયના લીલથી. હો લાલ-ઉદય૦ ૯
એ ઉપસર્ગ ટળે તો, મુજને પારણું; હો લાલ-મુજને૦
નહિતર અણુસણ મુજ, દેઈ ઘર બારણું. હો લાલ-દેઈ૦ ૧૦
કરી કાઉસ્સગ્ગ રહી ધ્યાન, ધરી શાસન સુરી; હો લાલ-ધરી૦
શૂલીએ દીધો શેઠ, આરક્ષકે કર ધરી. હો લાલ-આરક્ષકે૦ ૧૧

કનક સિંહાસન તે, થયું દેખે તીસે; હો લાલ-થયું૦
તવ મૂક્યું કરવાલ, કુસુમ પરે ગલે. હો લાલ-કુસુમ૦ ૧૨
તેહ ચરિત્ર પવિત્ર, કહે રાજા પ્રતે; હો લાલ-કહે૦
ગજ ચડી આવ્યો ભૂપ, ખમાવે માનતે. હો લાલ-ખમાવે૦ ૧૩
નારી વચણથી કાજ, કર્યું અવિચાર ને; હો લાલ-કર્યું૦
એહ ખમજો અપરાધ, કરી મનોહાર ને. હો લાલ-કરી૦ ૧૪

## ઢાલ-છઠ્ઠી.

[ એ બે મુનિવર વિહરણ પાંગર્યા રે-એ દેશી. ]

શેઠ **સુદર્શન** ગજ ઉપર ચઢ્યાજી,
વીંજે તિહાં ચામર છત્ર પવિત્ર રે;
જિત નિશાણ બજાવે નયરમાંજી, નાટક બત્રિસ બદ્ધ વિચિત્ર રે.
**મોટો મહિમા છે મહીયલે શીયલનો રે૦** ૧
દાન અવારિત દેતા બહુ પરે રે, આવે નિજ મંદિર કેરે બાર રે;
શોભા જિનશાસનની થઈ ઉજલી રે, ધનધન **મનોરમા** જસ નાર રે.
કાઉસ્સગ્ગ પાર્યો તેણી વાર રે— મો૦ ૨
**અભયા** ગળે ફાંસો ખાઈને મુઈ રે,
નાશી **પાડલીપુર** ધાવ તે જાય રે;
**દેવદત્તા** ગણિકાના ઘરમાં રહી રે,
ચરિત્ર સુણીને અચરિજ થાય રે. મો૦ ૩
શેઠે સંવેગે સંયમ આદરી રે, શિક્ષા ગ્રહી ગીતારથ થાય રે;
તપ દુર્બલ તનુ એકાકી પ્રતિમા ધરે રે,
વિચરંતા **પાડલીપુર** તે જાય રે. મો૦ ૪
શેઠ **સુદર્શન** રૂપ વખાણથી રે, ગણિકા થઈ ઉત્સુક મુનિને દેખી રે;
ભિક્ષા ભમતા ઘરમાં રાખીયો રે,
કીધાં **કપિલા** પરે ઉપસર્ગ અશેષ રે. મો૦ ૫

એમ કહથીં સાંઝે મૂકીયો રે, આવી વનમાંહે ધ્યાન ધરંત રે;
અભયા મરીને હુઇ વ્યંતરી રે,
દીઠો તેણે તિહાં મુનિ મહંત રે. મો૦ ૬
ઉપસર્ગ તેણે અનેકવિધે કર્યાં રે,
ચઢિયો તવ ક્ષપકશ્રેણિ મુણિંદ રે;
ઘાતિકર્મ ક્ષયે કેવલ પામીયો રે,
આવ્યા તિહાં સુરનર કેરા વૃન્દ રે. મો૦ ૭
દેશના આપે જન પ્રતિબોધવા રે, કાપે સવિ પાતક કેરા વૃન્દ રે;
ગણિકા **પંડિતા** ને **અભયા** વ્યંતરી રે,
પામે તિહાં સમકિત અમંદ રે. મો૦ ૮
પહેલા કેતા ઇક ભવને અંતરે રે, હુતો સ્ત્રીસંબંધે **અભયાજીવ** રે;
શૂલા ગાલીથી કર્મજ બાંધિયું રે,
આવ્યું તેહનું ફલ ઉદય અતિવ રે. મો૦ ૯
અનુક્રમે વિચરંતા **ચંપાએ** ગયા રે,
પ્રતિબોધ્યા રાજાદિ બહુ પરિવાર રે;
ધનધન **મનોરમા** તસ સુંદરી રે,
સંયમગ્રહી પહોંતી મુક્તિ મોઝાર રે. મો૦ ૧૦
પરમપદ પામે **સુદર્શન** કેવલી રે,
જયવંતો જેહનો જગમાં છે જસવાસ રે;
નીત નીત હોજો તેહને વન્દના રે,
પહોંચે સવિ વંછિત મનની આશ રે. મો૦ ૧૧
સહજ સોભાગે સમકિત ઉજળું રે,
ગુણિના ગુણ ગાતાં આનંદ થાય રે;
**જ્ઞાનવિમલ** ગુણ વાધે અતિ ઘણા રે,
અધિક ઉદય હુએ સુજસ સવાય રે. મો૦ ૧૨

## શ્રીમતી મનોરમા સતીની સજ્ઝાય.

**મોહનગારી મનોરમા**, શેઠ **સુદર્શન** નારી રે;
શીલ પ્રભાવે શાસનસુરી, થઇ જસ સાન્નિધ્યકારી રે. મો૦ ૧
**દધિવાહન** નૃપની પ્રિયા, **અભયા** દીએ કલંક રે;
કોપ્યો **ચંપાપતિ** કહે, શૂલીરોપણ વંક રે. મો૦ ૨
તે નિસુણીને **મનોરમા**, કરે કાઉસ્સગ્ગ ધરી ધ્યાન રે;
દંપતી શીલ જો નિર્મલુ, તો વધો શાસન માન રે. મો૦ ૩
શૂલી સિંહાસન થઇ, શાસનદેવી હજૂર રે;
સંજમ ગ્રહી થયાં કેવલી, દંપતી હોય સનૂર રે. મો૦ ૪
**જ્ઞાનવિમલ** ગુણ શીલથી, શાસન શોભ ચઢાવે રે;
સુર નર સવિ તસ કિંકરા, શિવસુંદરી તે પાવે રે. મો૦ ૫

## શ્રી સ્થૂલભદ્રજીની શીયલવેલિની સજ્ઝાય.

### [૧] ઢાલ-પાંચમી

[ મનમંદિર આવો રે, કહું એક વાતડલી-એ દેશી. ]

કર કોલ કરીને રે, ચાલ્યા ગુણ ભરીયા;
ધરી વિનય વિવેકે રે, જઇ નૃપને મળીયા. ૧
ભૂપાલના મુખથી રે, વાત સકલ નિસુણી;
સંસાર સ્વરૂપને રે, ચિંતે શિર ધુણી. ૨
મેં વાત ન જાણી રે, વેશ્યા ઘર રમતાં;
આતમ ગુણ હાણી રે, ભુલા ભવમાં ભમતાં. ૩
કહે અવનીસ્વામી રે, શી ચિંતા કીજે;
**શકડાલને** પાટે રે, મંત્રીપણું લીજે. ૪
**સ્થૂલિભદ્ર** કહે તવ રે, આલોચી આવું;
આલોચે આગળ રે, સુખ સંપદ પાવું. ૫

પ્રણામ કરીને રે, અશોક વને આવે;
શમ તત્ત્વ વિચારી રે, લોચ કર્યો ભાવે. ૬
રત્ન કંબલનો રે, તિહાં ઓઘો કીધો;
જઇ રાજસભાએ રે, ધર્મલાભ દીધો. ૭
આ–લોચ્યું રાજા રે, મસ્તક મેં ઇહાં;
મહાવ્રત ઉચ્ચરવા રે, જઇશું ગુરૂ જીહાં. ૮
**કોશ્યા** ઘર બુદ્ધે રે, નૃપ જોવા ઉઠ્યો;
શબ ગંધ મુનિ સમ રે, દેખી દીલ તુઠ્યો. ૯
**સ્થૂલિભદ્ર** મુનિવર રે, પંથ શિરે ચલીયા;
**સંભતિવિજયજી** રે, મારગમાં મલીયા. ૧૦
ગુરૂ પ્રણમી બોલે રે, મુજ દીક્ષા દીજે;
વદે સૂરિ સગાંની રે, તો અનુમતિ લીજે. ૧૧
**સીરિયા** કેરી રે, તિહાં આણા માગી;
આચારજ પાસે રે, લીયે વ્રત વૈરાગી. ૧૨
સૂરિ સાથ વિહારી રે, શ્રુત નિત અભ્યાસી;
આતમ સુવિલાસી રે, રહે ગુરૂકુલ વાસી. ૧૩
સંજમશું રમતા રે, નિશદિન મુનિરાયા;
નહિ મોહ ને મમતા રે, રંક સમા રાયા. ૧૪
ઇચ્છાદિક દશવિધ રે, વળી સમાચારી;
ચૌમાસા ઉપર રે, ગુરૂ અભિગ્રહ ધારી. ૧૫
રૂપાંતર જાવે રે, એક હરિકંદરીયે;
અહિબિલ **સ્થૂલિભદ્રો** રે, વેશ્યા મંદિરીયે. ૧૬
ગુરૂઆણ વિહારી રે, પાતકડાં ધુએ;
**શુભવીર** વિવેકી રે, વેશ્યા વાટ જુએ. ૧૭

## [૨] ઢાલ–આઠમી.

[ સિદ્ધચક્ર વર સવા કીજે–એ દેશી. ]

રાજ પધારો મેરે મંદિર, શય્યા પાવન કીજે જીરે;
દાસી તુમારી અરજ કરે છે, નરભવ લાહો લીજે.
**રસભર રમીએ જીરે**, પુરવ નેહ નિહાળ–રસ૦ આંકણી૦ ૧
સાન કરતાં સામું રે જોશું, તુમ આણા શિર ધરશું જીરે;
કોઇ દિવસ તુમને અણગમતું, કારજ કાંઇ ન કરશું. રસ૦ પુ૦ ૨
**સ્થૂલિભદ્ર** કહે **કોશ્યાને**, તથ્ય પથ્ય મિત વાણી જીરે;
પાણી વીના શી પાળ કરે છે, ભોજન વિણુ ઉજાણી. રસ૦ પુ૦ ૩
ઉઠ હાથ તું અળગી રહીને, દીલ ચાહે તે કરજે જીરે;
નાટક નવ નવ રંગે કરજે, વળી શણગારને ધરજે. રસ૦ પુ૦ ૪
ખટરસ ભોજન તુમ ઘર વોહોરી, સંજમ અર્થે ખાશું જીરે;
એમ પરઠીને રહ્યા ચોમાસું, **કોશ્યા** કરે હવે હાંશું. રસ૦ પુ૦ ૫
વિણુ પુછયા સંજમ આચરિયું, પણ તે વ્રત નવિ પળીયું જીરે;
તો અમ ઘર આવ્યા છો પાછા, તુમ વ્રત અમને ફળીયું. રસ૦ પુ૦ ૬
બાર વરસ પ્રેમે વિલસ્યાં પણ, એવડો અંતર નવિ દાખ્યો જીરે;
જોગારંભ તજી મુજ સાથે, રંગ હતો તે રાખો. રસ૦ પુ૦ ૭
નિરલોભી નિરમોહીપણાશું, સુણ **કોશ્યા** અમે રહીશું જીરે;
યોગ વશે **શુભવીર** જિનેશ્વર–આણા મસ્તક વહીશું. રસ૦ પુ૦ ૮

## [૩] ઢાલ-દશમી.

[ દીયરીયા રમો રમણી રસ મેલીને-એ દેશી. ]

રમણીશું રંગ રસે રમતાં, સાધુનું સંજમ જાય;
**રંગીલી રમો મારગડો મેલીને૦**
પ્રમદા પરિહરવી મુનિવરને, એકાંતે કહે જિનરાય. રંગીલી૦ ૧
જિમ ગુણ જાય કસ્તૂરીનો, જો દીજે હીંગનો વાસ; રં૦
કપૂરતણો ગુણ જેમ ગળે,
ધરીએ જો લસણુને પાસ. રં૦ રમો૦ ૨
વર પંડિત મૂરખને સંગે, વાયસ ટોળામાં હંસ; રં૦
પાપિષ્ઠ અનાચારી સંગે, ધર્મિષ્ઠપણું કુળવંશ. રં૦ રમો૦ ૩
અલછ બહુએ રસોઈતણો, જાંબુ સંગે જેમ દ્રાખ; રં૦
ગળી પાસે ઉજ્વળ વર્ણ ઘટે, ચોરી સંગે ગુણ લાખ. રં૦ રમો૦ ૪
તિમ માનિની સંગે મુનિવરા, **સ્થૂલિભદ્ર** કહે સુણ નાર; રં૦
ક્ષણમાત્ર મહિલાશું ગ્હાલે, હોયે દુરગતિ દુઃખ ભંડાર. રં૦ રમો૦ ૫
તું વ્યાકુલતા થઇ વિરહિણી, મેં વશ કીધો છે કામ; રં૦
**શુભવીર** વચનની ચાતુરી, **કોશ્યા** વેશ્યા તહે તામ. રં૦ રમો૦ ૬

## [૪] ઢાલ-બારમી.

[ હવે નિંદ્રા પાંચની ફેટી રે-એ દેશી. ]

**સ્થૂલિભદ્ર** કહે સુણ બાળા રે, તું શ્યાને કરે છે ચાળા રે;
વનિતાશું જાસ વિલાસ રે, તે નર દુનિયાના દાસ રે. ૧
યોવનીઆનો જે લટકો રે, તે તો ચ્યાર દિવસનો ચટકો રે;
પછે કાચનો શીશો ભટકયો રે, કાંઇ કામ ન આવે કટકયો રે. ૨

જુગટીઆના અલંકાર રે, નાટકીયાના શણુગાર રે;
ધનવંત હુઓ નિરભાગ્ય રે, જેહવો સંધ્યાએ રાગ રે. ૩
કુંપલ પીપલનું પાન રે, કપટી નરનું જિમ ધ્યાન રે;
ભૂપાલતણું ઘણું માન રે, ચલ કુંજર કેરો કાન રે. ૪
ચંચલ નારીનાં નયણાં રે, દુરજનના મીઠા વયણાં રે;
ઘડી ચાર તણી ચાંદરણી રે, પછી ઘોર અંધારી રયણી રે. ૫
સંસાર સ્વરૂપને દેખી રે, મેં મેલી તુજને ઉવેખી રે;
કોઈ વાયુને તાજુવે તોલે રે, પવને કનકાચલ ડોલે રે. ૬
રવિ ચંદા ચારને ચૂકે રે, જલધિ મર્યાદા મૂકે રે;
અલોકમાંહે હોય જાવું રે, પણ હું તુજ હાથ ન આવું રે. ૭
પૂરવે રમીયા રંગરોલે રે, આજ તું પગ મોજડી તોલે રે;
પેહેલાં તો કાંઇ ન દીઠું રે, હવે સંજમ લાગ્યું મીઠું રે. ૮
માય બાપને મેં પરિહરીયા રે, માત તાત નવા મેં કરીયા રે;
તજી બાંધવ કેરી સગાઇ રે, મેં કીધા નવા દશ ભાઇ રે. ૯
હોય નામે છે ચિત્રશાળી રે, પરણી ઘરણી લટકાળી રે;
વિણુ તેલ દીપક અજુઆળે રે, ચ્યાર સજ્યા તે નિત ઢાળે રે. ૧૦
નિત અમૃત ભોજન જમીયે રે, રસ રંગભર ઘેર રમીએ રે;
શુચિ ધૂપઘટી પ્રગટાવે રે, તિહાં તાહરૂં કાંઇ ન ફાવે રે. ૧૧
નવ કોટ વચે એક ગામ રે, નિતુ રહીએ છીએ તીણે ઠામ રે;
સ્વામી બળીયા શિર તાજા રે, શુભવીર પ્રભુજી રાજા રે. ૧૨



## [૫] ઢાલ–ચૌદમી.

### [ સંવાદ. ]

[ આવો આવો જશોદાના કંત અમ ઘર આવો રે–એ દેશી. ]

સ્થૂ૦—મુનિરાજ કહે સુણ વેશ, હાવ ન ભાવ્યા રે;
દેવા તુજને ઉપદેશ, અમો ઇહાં આવ્યા રે. ૧
કો૦—ગયો એટલો કાળ વિશેષ, કદા નવિ કરીયો રે;
સાહેબીયાનો ઉપદેશ, સદા અનુસરીયો રે. ૨
સ્થૂ૦—જિન ધર્મ વશે શિવ–નારીના સુખ ચાખે રે;
કાંઇ એ સંસાર અસાર, ગયો વ્રત પાખે રે. ૩
કો૦—સંસાર માંહે એક સાર, વલ્લભ નારી રે;
છાંડે તેહને ધિક્કાર, ગયા ભવ હારી રે. ૪
સ્થૂ૦—મેં ધ્યાનની તાલી લગાઇ, નિશાન ચઢાયા રે;
શીલ સાથે કીધી સગાઈ, તજી ભવ માયા રે. ૫
કો૦—વહાલા એક દિવસ રીસાણી, હતી તુમ સાથે રે;
કિમ બોલાવી ચીર તાણી, તદા દોય હાથે રે. ૬
સ્થૂ૦—સુરાપાને ભવી ભવલોક, સ્યું સ્યું ન કરતા રે;
કિંપાકફલાશી લોક, પછે દુઃખ ધરતા રે. ૭
કો૦—મને વિરહતણી ક્ષણ જાય, વરસ સમાણી રે;
ઘણી મોહતણી લૂ વાય, વલોશો પાણી રે. ૮
સ્થૂ૦—તાહરે મોહજનક રસ બોલે, જોગ ન છૂટે રે;
મંજારી તલપની તોલે, તે શીંકું ન તૂટે રે. ૯
કો૦—નાગરની નિરદય જાત, બોલે મીઠું રે;
કાળજામાં કપટની ઘાત, મેં પ્રત્યક્ષ દીઠું રે. ૧૦

સ્થૂ૦—શું કહીએ અનાણી લોક-ને દુઃખ લાગે રે;
ગૃહી સાધુના તરૂ ફોક, કહ્યું વીતરાગે રે. ૧૧
કો૦—વીતરાગ શું જાણે રાગ-રંગની વાતે રે;
આવો દેખાડું રાગનો લાગ પૂનમની રાતે રે. ૧૨
સ્થૂ૦—શણગાર તજી અણગાર, અમે નિરલોભી રે;
નવ કલ્પી કરશું વિહાર, મેલી તને ઉભી રે. ૧૩
કો૦—વ્હાલા બાર વરસ લગે ઠેઠ, લાડ લડાવી રે;
કિમ નાખો ધરણી હેઠ, મેરૂએ ચઢાવી રે. ૧૪
સ્થૂ૦—કાકતાલીને દૃષ્ટાંત, નરભવ લાધો રે;
થઈ પંચ મહાવ્રતવંત, મેરૂપરે વાધો રે. ૧૫
કો૦—વ્હાલા નાટક જુઓ એક વાર, નયણ વિકાસી રે;
પછે સંજમ લેજો સાર, વિચારી વિમાસી રે. ૧૬
**શુભવીર** સાહેલી બહુતર, નાટિક નયણાં રે;
એક એકજ ગાથા અંતર, બેહુનાં વયણાં રે. ૧૭

## [૬] ઢાલ-સોલમી.

### [ સંસાર નાટક. ]

[ પ્રભુ પડિમા પૂજીને પોસહ કરીએ રે-એ દેશી. ]

મેઘ રાગ ઓર ભૈરવ રાત્રે કરીયો રે,
ઉદયની વેળા માલવકોશિકા,
પહોર સમે મધ્યાન્હે હીંડોલો દીપક રે;
પાછલે પહોરે શ્રી ઉપદેશિકા,
નાટિકમેં ન દીઠું એ તો લેશિકા.

**સંસારે વસીયો રાગે તાણીયો,**
**વ્યવહારે રસીઓ જાતે વાણીયો;**
**વગડાનો વાસી આશી માણીયો,**
**અવિનાશી નિરાશી ધર્મ ન જાણીયો.** આંકણી૦ ૧

ચઉદરાજ ચોટામાં વેષ બનાવે રે,
મિથ્યાત્વે પૂરી રાત અંધારીઓ,
સૂક્ષ્મ બાદર પજ્જ અપજ્જ નિગોદે રે;
નાટકમાં ન ભૂલ્યો મોહે મારીઓ,
નાઠાની ન દીઠી એકે બારીઓ. સં૦ વ્ય૦ વ૦ અ૦ ૨

વિગલેંદ્રી પંચેંદ્રી થયો અનુકરમે રે,
રૂપ ધની દોભાગી વલી સોભાગીઓ,
બાલ કદા વિકરાલ કદા ભૂપાલો રે;
અવિવેકી પંડિત રસનો રાગીઓ,
રમણીને રંગે કોઇ દિન લાગીઓ. સં૦ વ્ય૦ વ૦ અ૦ ૩

જનરંજન ઉપદેશ ઉદરને ભરવા રે,
ભોગી ને જોગી વેશ બનાવીઓ,
નાગર ને ચંડાલ ચઢ્યો વરઘોડે રે;
દોડે રે આગે દાસ કહાવીયો,
સિદ્ધિનો વેશ કદા નવિ લાવીયો. સં૦ વ્ય૦ વ૦ અ૦ ૪

માત ને બેન થયા નારી તિમ માતો રે,
ભ્રાત ને તાત હુઆ સંતાનમાં,
ભૂમંડળ ઠાકુરિયો થઇને બેઠો રે;
સુણજ્યો રે સાને કોશ્યા કાનમાં,
એકલડો રોયો કોઈ દિન રાનમાં. સં૦ વ્ય૦ વ૦ અ૦ ૫

ચઉદ પૂરવધર પોહતા જે સુરલોકે રે,
પૂરવ શ્રુત દેશ થકી સંભારતા,
ચરણ ધરમ ધરવાની તાસ ન શક્તિ રે;
વિષયાકુલ ચિત્તે સુખને સેવતા,
અનુગામી અવધિનાણી દેવતા. સં૦ વ્ય૦ વ૦ અ૦ ૬
લિંગ અનંતા ધરિયા કામ ન સરિયા રે,
હોળીનો રાજા ગુણવિણ સંયમી,
નવવિધ જીવની હિંસા નિર્દય કીધી રે;
વાસુદેવ ચક્રી ચઉદ રતન વમી,
નારકીમાં પોહતા ગુણિજનને દમી. સં૦ વ્ય૦ વ૦ અ૦ ૭
જાતિસમરણ નાણે નારકી જાણે રે,
પૂરવ ભવકેરી સુખની વારતા,
દશવિધ વેદન છેદન ભેદન પામી રે;
આયુને પાળી તિર્યંચે જતા,
માતા ને પુત્ર વિવેક ન ધારતા. સં૦ વ્ય૦ વ૦ અ૦ ૮
શ્રી **શુભવીર** ગુરૂના વચણ રસાળાં રે,
સાંભળતાં વેશ્યા ચિત ઉપશામીયું,
ત્રણ કરણશું ગંઠીભેદ કરંતી રે;
મિથ્યાત્વ અનાદિ કેરૂં વામીયું,
કોશ્યાએ સૂધું સમકિત પામીયું. સં૦ વ્ય૦ વ૦ અ૦ ૯



## [૭] ઢાલ-સત્તરમી.

[ રૂડો માસ વસંત ફળી વનરાજી રે-એ દેશી. ]

મિથ્યાત્વ વામીને **કોશ્યા** સમકિત પામી રે,
હરખ થયો અતિરેક વાલા,
પારસ લોહ વિવેક વાલા, વચન કહે સો છેક વાલા;
આશ્રવ તે સંવર થયો રે, મ્હારે સુણો મુનિરાય વાલા,
**લાછલદે** ધન માય વાલા,
ધન ધન તુમ ગુરૂરાય વાલા. ૧

ધન ધન એ ચિત્રશાલી રસાલજ મારી રે,
સમકિત મૂલ વ્રત બાર વાલા,
સાધુજી પાસે સાર વાલા, ઉચ્ચરીયાં ધરી પ્યાર વાલા;
કરે સામાયિક નિત પ્રતે રે, ચોમાસું વહી જાય વાલા,
સાધુ વિહાર કરાય વાલા,
**કોશ્યાને** દુઃખ થાય વાલા. ૨

જુએ ગુરૂજી વાટ અમે હવે જઇશું રે,
પૂજજો જિન જયકાર વાલા,
પાળજો વ્રત બાર વાલા, ટાળજો અતિચાર વાલા;
એમ શિખામણ દેઈ કરી રે, ચાલંતા અણગાર વાલા,
**કોશ્યા** આંસું ધાર વાલા,
ધરમ સ્નેહનો પ્યાર વાલા. ૩

દુઃકર દુઃકરકાર કહે ગુરૂ રાયા રે,
સિંહગુફામુનિ ખેદ વાલા,
દુઃકરકાર ઉમેદ વાલા, ચાલ્યા ગુરૂ વચ છેદ વાલા;
કામણગારી વિલોકતાં રે, ચલીયા કામ નિવેશ વાલા,
**કોશ્યાને** ઉપદેશ વાલા,
થિર કીધો મુનિ વેશ વાલા. ૪

રથકારક પ્રતિબોધ લહ્યો **કોશ્યાથી** રે,
પંચમહાવ્રતધાર વાલા,
પામ્યો સુર અવતાર વાલા, **કોશ્યાને** ઉપગાર વાલા;
**કોશ્યા** ધરમ કરીને ગઇ રે, શુદ્ધ ગતિ અવતાર વાલા,
અલ્પ કર્યો સંસાર વાલા,
ધન ધન એ જગ નાર વાલા. ૫

આઠ વરસમાં આઠ પૂરવ મુનિ ભણીયા રે,
એમ નિત નિત અભ્યાસ વાલા,
**ભદ્રબાહુ** ગુરૂ પાસ વાલા, રહેતા ગુરૂકુલવાસ વાલા;
અરથથકી ચઉદ પૂરવ ભણ્યા રે, કેઈ કહે દશ સાર વાલા,
સૂત્રે અંતિમ ચાર વાલા,
શ્રુતકેવલી નિરધાર વાલા. ૬

ત્રીશ વરસ ઘરવાસ વિલાસે વસીયા રે,
વરસ વ્રતે ચોવીસ વાલા,
યુગપદે પીસ્તાલીશ વાલા, આયુ નવાણું વરીસ વાલા;
**શ્રીશુભવીર** પ્રભુથકી રે, વરસ પંદર શતહોય વાલા,
સુરલોકે સુર હોય વાલા,
એ મુનિ સમ નહિ કોય વાલા. ૭

## [૮] શ્રી સ્થૂલભદ્રજીની સજ્ઝાય.

**લાલ સનેહી** રે **થૂલિભદ્ર દેખીયે** રે, જે મુઝ પ્રાણ આધાર;
આ ચિત્રશાલી રે ન ગમે તે વિના રે,
સાંભરે વાર હજાર. લાલ૦ ૧

મુઝને કહ્યું તું રે હું આવીશ વળી રે, વળતા તે લાગી રે વાર;
પ્રીત ન કીજે રે સજની પંથીયાં રે,
જે ઘરઘરના ભમનાર. લાલ૦ ૨

નારી તે ધુતારી રે જગમાં બહુ હતી રે, પણ તુઝને શાબાશ;
મનડું મેલીને રે રસ કસ લેઇ ગયો રે,
વળતો તે ન પડ્યો પાસ. લાલ૦ ૩

એહવા વાલેસર વળી વળી દોહિલા રે, બહુ ગુણ રયણ ભંડાર;
લાજ ન કીજે રે તેહશું બોલતાં રે,
જિહાં મન માન્યું સો વાર. લાલ૦ ૪

ચોરાશી ચોવીશી રે નામ નિજ રાખીયું રે, **કોશ્યાને** સમકિત દીધ;
**રૂપવિજય** કહે **થૂલિભદ્ર** તું જયો રે,
નામે નવ નિધ સિદ્ધ. લાલ૦ ૫



## [૯] શ્રી સ્થૂલભદ્રજીની સજ્ઝાય.

[ મારૂં મન મોહ્યું રે શ્રી સિદ્ધાચલે રે—એ દેશી. ]

**પ્રીતડી ન કીજે રે નારી પરદેશિયા રે,**
ખિણ ખિણ દાઝે રે દેહ;
વિછડીયો વાલેસર હો મળવો દોહિલો રે,
સાલે સાલે અધિક સનેહ. પ્રી૦ ૧
આજે આવ્યા કાલે ઉઠી ચાલશે રે, ભમર ભમંતા જોય;
સાચાં સાજન વોલાવી ચાલતાં રે,
ધરતી ભાર ન હોય. પ્રી૦ ૨
મનના મનોરથ તે મનમાં રહ્યાં રે, કહીયે કેહને જાય;
કાગલ લખતાં ભીંજે આંસુંએ રે,
આવે આવે દુર્જન હાથ. પ્રી૦ ૩
મુઝને તુઝ વિણ વ્હાલો કો નહિ રે, એણે જગ તુઝશું નેહ;
સયણ સલુણા સાંભળ વિનતિ રે,
જીવ એક દોય દેહ. પ્રી૦ ૪
સુગુણ સયણ તુઝ વયણ કહું કિસ્યા રે, પાલે પ્રીત અભંગ;
રખે વિસારો દુર્જનને કહ્યે રે,
રાખો રાખો અવિચલ રંગ. પ્રી૦ ૫
ઇણિપરે થૂલિભદ્રે કોશ્યાને બૂઝવી રે, પાલ્યો પૂરવ પ્રેમ;
શીલ સુરંગી દીધી ચૂનડી રે,
**કવિજન** બોલે રે એમ. પ્રી૦ ૬



## [૧૦] શ્રી સ્થૂલભદ્રજીની સજ્ઝાય.

**આંબો મોર્યો હે આંગણે,** પરિમલ પુહવી ન માય;
પાસે ફુલી હે કેતકી, ભ્રમર રહ્યો હે લોભાય. આંબો૦ ૧
આવો **સ્થૂલિભદ્ર** વાલહા, **લાછલદેના** હો નંદ;
તુમશું મુજ મન મોહીયું, જિમ સાયર ને હો ચંદ. આંબો૦ ૨
સુગુણા સાથે હો પ્રીતડી, દિન દિન અધિકી હો થાય;
એઠો રંગ મજીઠનો, કદીયે ચટકો ન જાય. આંબો૦ ૩
નેહ વિહૂણાં રે માણુસાં, જેહવાં આવલ ફૂલ;
દીસંતા રળીયામણાં, પણ નવિ પામે હો મૂલ. આંબો૦ ૪
કોયલડી ટહુકા કરે, આંબે લહેકે રે લુંબ;
**સ્થૂલિભદ્ર** સુરતરૂ સારિખા, **કોશ્યા** કણયર કંબ. આંબો૦ ૫
**સ્થૂલિભદ્રે** કોશ્યાને બૂઝવી, દીધું સમકિત સાર;
**રૂપવિજય** કહે શીલથી, લહીયે સુખ અપાર. આંબો૦ ૬

## [૧૧] શ્રી સ્થૂલભદ્રજીની સજ્ઝાય.

[ શ્રી સુપાસ જિનરાજ—એ દેશી. ]

બોલી ગયો મુખ બોલ, ચાર ઘડીનો કોલ;
આછે લાલ, હજીએ ન આવ્યો વાલહોજી. ૧
દેઈ ગયો દુઃખ દાહ, પાછો નાવ્યો નાહ;
આછે લાલ, કે સહી કેણે ભોળવ્યોજી. ૨
રહે તો નહિ ક્ષણ એક, રે દાસી સુવિવેક;
આછે લાલ, જઈ જુઓ દિશા દશેજી. ૩

એમ બોલંતી બાલ, એની ઉત્તમ ચાલ;
આછે લાલ, છેલ ગયો મુજ છેતરીજી. ૪
ઉલસ વાલસ થાય, અંગ ઉધામા ધાય;
આછે લાલ, નયણે નાવે નિંદ્રડીજી. ૫
ચોખા ચંપક શરીર, નણુદલના હો વીર;
આછે લાલ, નયણે દીઠાં નવિજી. ૬
જેમ બપૈયા મેહ, મચ્છને જળશું નેહ;
આછે લાલ, ભમરાને મન કેતકીજી. ૭
ચકવો ચાહે ચંદ્ર, ઈન્દ્રાણી મન ઇંદ્ર;
આછે લાલ, અહનિશ તમને ઓળગુંજી. ૮
તુજ વિણ ઘડીય છ માસ, તેં મુજ નાખી પાસ;
આછે લાલ, નિષ્ઠુરપણું નર તેં કર્યુંજી. ૯
ભાંખો કોઈક દોષ, મૂકી મનનો રોષ;
આછે લાલ, કાંઇક તો કરૂણા કરોજી. ૧૦
હું નિરાધાર નાર, મેલી ગયો ભરથાર;
આછે લાલ, ઉભી કરૂં આલોચનાજી. ૧૧
ઈમ વલવલતી **કોશા**, દેતી કરમને દોષ;
આછે લાલ, દાસી આવી દોડતીજી. ૧૨
સાંભળ સ્વામીની વાત, **લાછલદે**નો જાત;
આછે લાલ, **સ્થૂલિભદ્ર** આવ્યો આંગણેજી. ૧૩
વનિતા સાંભળી વાત, હિયડે હરખ ન માત;
આછે લાલ, પ્રીતિ પાવન પ્રભુ તેં કરીજી. ૧૪
પધારો ઘર મુઝ, મુનિ ભાખ્યો સવિ ગુજ્ઝ;
આછે લાલ, ઊંઠ હાથ અલગી રહેજી. ૧૫

માતા આગે મોસાલ, તિમ મુજ આગળ ખ્યાલ;
આછે લાલ, એહ પ્રપંચ કિહાં ભણ્યાજી. ૧૬
ચિત્રશાળી ચોમાસ, નિહાલી મુખ તાસ;
આછે લાલ, વનિતા વિધિશું આલોચવેજી. ૧૭
માદલ તાલ કંસાલ, ભૂંગલ ભેરી રસાલ;
આછે લાલ, ગાવે નવ નવ રાગશુંજી. ૧૮
વાળે વિધિશું અંગ, ફરતી કુદડી ચંગ;
આછે લાલ, હાવભાવ બહુ હેતશુંજી. ૧૯
સાંભળ સ્વામીની વાત, સિંહને ઘાલે ગાત;
આછે લાલ, રાઇનો પાડ રાતે ગયોજી. ૨૦
સો બાળક સાથે રોય, પાવૈયાને પાનો ન હોય;
આછે લાલ, પત્થર ફાટ્યો તે કિમ મળેજી. ૨૧
સમુદ્ર મીઠો ન થાય, પૃથ્વી રસાતલ જાય;
આછે લાલ, સૂર્ય ઉગે પશ્ચિમ દિશેજી. ૨૨
પ્રતિબોધી એમ **કોશ**, છોડી રાગ ને રોશ;
આછે લાલ, દ્વાદશ વ્રત ઉચ્ચરેજી. ૨૩
પૂરણ કીધો ચોમાસ, આવ્યા શ્રી ગુરૂપાસ;
આછે લાલ, દુક્કર દુક્કર તું સહીજી. ૨૪
ત્રીશ વરસ ઘરવાસ, પૂરી સહુની આશ;
આછે લાલ, પંચમહાવ્રત પાળતાજી. ૨૫
ધન્ય માત ધન્ય તાત, નાગર ન્યાતિ કહાત;
આછે લાલ, વારૂ વંશ દીપાવીયોજી. ૨૬
જે નર નારી ગાય, તસ ઘર લક્ષ્મી સવાય;
આછે લાલ, પભણે **શાન્તિ મયા** થકીજી. ૨૭

## [૧૨] શ્રી સ્થૂલભદ્રજીની સજ્ઝાય.

[ મહાવીર પ્રભુ ઘર આવે—એ દેશી. ]

એક દિન **કોશ્યા** ચિત્ત રંગે, બેઠી છે મનને ઉમંગે;
પાંચ સાત સાહેલી સંગે રે.
**સ્થૂલિભદ્ર મુનિ ઘર આવે,**
આવે આવે **લાછલદે**નો નંદ રે. સ્થૂલિ૦ ૧
આજ મારે મોતીડે મેહ વૂઠ્યા, દેવ દેવી સર્વે મુજ તૂઠ્યા;
મેં તો જીવન નયણે દીઠા રે. સ્થૂલિ૦ ૨
આવી ઉતર્યા ચિત્રશાલી, રૂડી રતને જડીત રઢીઆલી;
માંહે મગીયા મોતીની જાલી રે. સ્થૂલિ૦ ૩
પકવાન જમ્યા બહુ ભાત, ઉપર ચોસઠ શાકની જાત;
તોય ન ગમે વિષયની વાત રે. સ્થૂલિ૦ ૪
કોશ્યા સજતી સોલ શણગાર, કાજલ કુંકુમ હિંગુલ હાર;
પગવટ અંગૂઠી વીંછુવા સાર રે. સ્થૂલિ૦ ૫
દ્વાદશ ધપમપ માદલ વાજે, ભેરી ભૂંગલ વીણા ગાજે;
તેમ રૂપે અપચ્છરા છાજે રે. સ્થૂલિ૦ ૬
કોશ્યાએ વિષયની વાત વખાણી, સ્થૂલિભદ્રે હૃદય નવિ આણી;
હું તો પરણ્યો સંયમ પટરાણી રે. સ્થૂલિ૦ ૭
એમ બહુવિધ નાટક કરીયા, સ્થૂલિભદ્રે હૃદય નવિ ધરીયા;
સાધુ સમતા રસના દરીયા રે. સ્થૂલિ૦ ૮
સુખ એણે જીવે અનુભવ્યો, કાલ અનંતો એમ ગમાવ્યો;
તોએ તૃપ્તિ જીવ ન પામ્યો રે. સ્થૂલિ૦ ૯
વેશ્યાને કીધી સમકિતધારી, વિષય સુખરસને નિવારી;
એહવા સાધુની જાઉં બલિહારી રે. સ્થૂલિ૦ ૧૦

એહવે પૂરૂં થયું ચોમાસ, સ્થૂલિભદ્ર આવ્યા ગુરૂ પાસ;
દુક્કર દુક્કર વ્રત ઉલ્લાસ રે. સ્થૂલિ૦ ૧૧
નામ રાખ્યું છે જગમાંહિ, ચોરાશી ચોવીશી જાંહિ;
સાધુ પહોત્યા છે દેવલોકમાંહિ રે. સ્થૂલિ૦ ૧૨
પંડિત **હસ્તિવિજય** કવિરાય, એવા સુગુરૂ તણે સુપસાય;
શિષ્ય **ખુશાલવિજય** ગુણગાય રે. સ્થૂલિ૦ ૧૩

## [૧૩] શ્રી સ્થૂલભદ્રજીની સજઝાય.

[ સંવાદ. ]

**શ્રી સ્થૂલિભદ્ર** મુનિગણમાં શિરદાર જો,
ચોમાસું આવ્યા કોશ્યા આગાર જો;
ચિત્રામણ શાળાએ તપ જપ આદર્યાં જો. ૧
કો૦—આદરીયા વ્રત આવ્યા છો અમ ગેહ જો,
સુંદરી સુંદર ચંપક વરણી દેહ જો;
અમ તુમ સરિખો મેળો આ સંસારમાં જો. ૨
સ્થૂ૦—સંસારે મેં જોયું સકલ સ્વરૂપ જો,
દર્પણની છાયામાં જેવું રૂપ જો;
સુપનાની સુખડલી ભુખ ભાંગે નહિ જો. ૩
કો૦—ના કહેશો તો નાટક કરશું આજ જો,
બાર વરસની માયા છે મુનિરાજ જો;
તે છોડી કેમ જાઉં હું આશાભરી જો. ૪
સ્થૂ૦—આશા ભરીયો ચેતન કાલ અનાદિ જો,
ભમ્યો ધર્મને હીણ થયો પ્રમાદી જો;
ન જાણી મેં સુખની કરણી જોગની જો. ૫

કો૦— જોગી તો જંગલમાં વાસો વસીયા જો,
વેશ્યાને મંદિરીએ ભોજન રસીયા જો;
તુમને દીઠા એવા સંયમ સાધતા જો. ૬

સ્થૂ૦—સાધશું સંજમ ઇચ્છારોધ વિચારી જો,
કુર્માપુત્ર થયા નાણી ઘરબારી જો;
પાણીમાંહિ પંકજ કોરૂં જાણીએ જો. ૭

કો૦—જાણીએ તો સઘળી તુમારી વાત જો,
મેવા મીઠા રસવંતા બહુ જાત જો;
અંબર ભૂષણ નવનવલી ભાતે લાવતા જો. ૮

સ્થૂ૦—લાવતા તો તું હેતી આદરમાન જો,
કાયા જાણી સંધ્યા રંગ સમાન જો;
હાંસી તે શી કરવી એહવી પ્રીતડી જો. ૯

કો૦—પ્રીતલડી કરતા ને રંગભર સેજ જો,
રમતાં ને દેખાડંતા ઘણું હેજ જો;
રીસાણી મનાવી મુજને સાંભરે જો. ૧૦

સ્થૂ૦—સાંભરે તો મુનિવર મનડું વાળે જો,
ઢાંકયો અગ્નિ ઉઘાડ્યો પરજાળે જો;
સંયમમાંહિ એ છે દૂષણ મોટકું જો. ૧૧

કો૦—મોટકું આવ્યું તું નંદનું તેડું જો,
જાતાં ન વહે કાંઇ તુમારૂં મનડું જો;
મેં તુમને તિહાં કોલ કરીને મોકલ્યા જો. ૧૨

સ્થૂ૦—મોકલ્યા તો મારગમાંહિ મળીયા જો,
સંભૂતિ આચારજ જ્ઞાને બળીયા જો;
સંયમ દીધું સમકિત તેણે શિખવ્યું જો. ૧૩

કો૦—શિખવ્યું તો કહી દેખાડો અમને જો,
ધર્મ કરંતા પુન્ય વડેરૂં તમને જો;
સમતાને ઘેર આવી વેશ્યા ઈમ વદે જો. ૧૪
વદે મુનીશ્વર શંકાને પરિહાર જો,
સમકિત મૂલે શ્રાવકના વ્રત બાર જો;
પ્રાણાતિપાતાદિક સ્થૂલથી ઉચ્ચરે જો. ૧૫
ઉચ્ચરે તો વિત્યું છે ચોમાસું જો,
આણા લહીને આવ્યા ગુરૂની પાસે જો;
શ્રુતનાણી કહેવાણા ચૌદે પૂરવી જો. ૧૬
પૂરવી થઇને તાર્યા પ્રાણી થોક જો,
ઉજ્વલ ધ્યાને તેહ ગયાં દેવલોક જો;
**ઋષભ** કહે નિત્ય તેહને કરીએ વંદના જો. ૧૭



## [૧૪] શ્રી સ્થૂલભદ્રજીની સજ્ઝાય.

[ પ્રભુ! જગજીવન જગબંધુ રે-એ દેશી. ]

તું શ્યાને કરે છે ચાળા રે, હું નવિ ચૂકું રે;
મને વ્હાલી લાગે છે માળા રે, ધ્યાન ન મૂકું રે.
શીયલ સાથે મેં કીધી સગાઈ, મેં તો મેલી બીજી માયા;
જાલીમ મયણને જેર કરીને, જીત નિશાન બજાયા રે. હું૦ ૧
વજ્ર કછોટો મેં વાળ્યો સૂધો, તારો છોડ્યો નવિ છૂટે;
જો મંજારી ઘણું અકળાયે, તોયે ત્રાપે શીંકું ન ત્રૂટે રે. હું૦ ૨
શશધર જો અંગારા વરસે, સમુદ્ર મર્યાદા મૂકે;
પવને જો કનકાચલ ડોલે, નક્ષત્ર મારગ ચૂકે રે. હું૦ ૩

તો પણ તાહરે હું વશ નાવું, સુંદરી માનજે સાચું;
રાઇનો પાડ તો વહી ગયો રાતે, હવે નથી મનડું કાચું રે. હું૦ ૪
સો બાળક જો સામટા રૂએ, પાવૈયે ન ચડે પાનો;
ફોગટ એ શા પાખંડ કરે છે, લાગે નહિ મને તાનો રે. હું૦ ૫
જેણે મુનિવરે ત્રેવડી કોશ્યાને, પગની મોજડી તોલે;
તેહને માહરી વંદના હોજો, **ઉદયરતન** એમ બોલે રે. હું૦ ૬



## [૧૫] શ્રી સ્થૂલભદ્રજીની સજ્ઝાય.

[ બીજી ચંદન પૂજના રે–એ દેશી. ]

ઉઠ સખી ઉતાવળી રે, સહેર પરોવી આપ; **મોતીનાં ઝુંમખડાં૦**
**સ્થૂલિભદ્ર** આવ્યા આંગણે રે, જપતી જેહનો જાપ. મો૦ ૧
ધબધબ મુઝ નવરાવીયે રે, શિર સેંથો શિણગાર; મો૦
આલ આભૂષણ ડાબડો રે, કર મુઝને શણગાર. મો૦ ૨
માને પાડવા માનિની રે, આવી **સ્થૂલિભદ્ર** પાસ; મો૦
રમઝમ આગલ નાચતી રે, બોલતી વચન વિલાસ. મો૦ ૩
શું થઈ આજ આવ્યા નવા રે, જાણ્યો તુમારો યોગ; મો૦
શૂરા અમ પાયે પડે રે, ખિણુ ખિણુ જાચે ભોગ. મો૦ ૪
મુનિ કહે વ્રતથી હું ન ચલું રે, જે જાણે તે ઉદેર; મો૦
પડે નહિ ગઢ પૂણીયે રે, સલીયે ન હાલે મેર. મો૦ ૫
પંચ વિષય ફલ રસ થકી રે, કૂડી કાયા ન પોષ; મો૦
શીયલ રતન સુંદર ધરો રે, જેમ જાયે સવિ દોષ. મો૦ ૬
ઈમ કોશ્યાને બૂઝવી રે, શીયલ ધરાવ્યું ચંગ; મો૦
શ્રી **ભાવપ્રભસૂરિ** કહે રે, મુનિશું લાગ્યો રંગ. મો૦ ૭

## [૧૬] શ્રી સ્થૂલભદ્રજીની સજ્ઝાય.

ચતુર ચોમાસું પડિક્કમી, ગુરૂ વાંદવા જાય;
**કોશ્યા** ઉભી આંગણે, જલ નયણે ભરાય. ૧
**વાલમ વહેલા આવજો**, હું છું તુમતણી દાસી;
પ્રીત પનોતા પાલજો, હૃદયે સુગુણ વિમાસી. વા૦ ૨
ઇણે રે શીયાલે સીગલે, મુઝ કવણ આધાર;
એકલી ઉદ્ધસ ઓરડે, અબલા નિરધાર. વા૦ ૩
ખટકે પૂરવ પ્રીતડી, વલી નવલો સ્નેહ;
વાતડી કેહશું કીજીયે, દીધો અમને છેહ. વા૦ ૪
તુમને શું કહીયે ઘણું, સ્થૂલિભદ્ર ઋષિરાય;
અવિહડ પ્રીત સંભાલજો, નામે **લીંબો** પાય. વા૦ ૫

## [૧૭] શ્રી સ્થૂલભદ્રજીની સજ્ઝાય.

[ જ્યોતિ ઝગમગે રે, અઢી દ્વીપ પ્રમાણ–એ દેશી. ]

આજ સખી જાણું આવશે રે, નિશ્ચે **થૂલિભદ્ર** મારો નાથ;
આજ નિશા મેં સુપન લહ્યું રે, મંદિર પધારો માહરે સાથ.
**આજ મારે આવશે રે, નિશ્ચે થૂલિભદ્ર મારો નાથ૦** ૧
હરખે મુઝ હિયડું ભર્યું રે, રોમ રોમ વિકસ્યો માહરો ગાત;
રસિયો મારો રંગથી રે, પ્રેમે મલશે મુઝને પ્રાત. આજ૦ ૨
એહવે ગુરૂ આણા લહી રે, **થૂલિભદ્ર** મુનિવર ચતુર ચોમાસ;
**કોશ્યા** મંદિર આવીયા રે, આદરી પૂરણ જોગ અભ્યાસ.
આજ૦ ૩

**કોશ્યા** કર જોડી રહી રે, લળી લળી કરતી લાગે પાય;
પ્રભુજી ભલે પધારીયા રે, મુઝ દાસી પર કરીય પસાય.
આજ૦ ૪

આજ મારે આંગણે રે, મીઠા દુધડે વૂઠા મેહ;
ઘર આંગણુ ગંગા વહી રે, પ્રગટ્યો પૂરણ સુકૃત સનેહ.
આજ૦ ૫

કરૂણાનિધિ કરૂણા કરી રે, મંદિર પાવન માહરો કીધ;
દુઃખડાં સહુ દૂરે ગયાં રે, મેં આજ સંપૂરણ અમૃત પીધ.
આજ૦ ૬

ચિત્રશાલીમાં ચોંપશું રે, રંગે નિતપ્રતિ રહીએ સ્વામ;
ભગતિ જુગતિ સહુ સાચવું રે, પ્રેમ ધરી હું કરીય પ્રણામ.
આજ૦ ૭

**સ્થૂલિભદ્ર** કહે **કોશ્યા** સુણો રે, નહિ હવે નવલો તેહજ નેહ;
હું સાધુ થયો સંજમી રે, રંગભર રાગ ન રાખું રેહ.
આજ૦ ૮

અલગી રહેજે મુઝથી રે, ઉંઠ હાથ મૂકી [1]ઇલિ એહ;
ચાળા કરજે ચોંપશું રે, જિમ જાણે તિમ મનથી જેહ.
આજ૦ ૯

હવે વ્રત ચૂકાવવા રે, કોશ્યા રંગે રચિયો રાસ;
નાટક માંડ્યા નવનવા રે, ઉલટે જેહથી મદન ઉલ્લાસ.
આજ૦ ૧૦

ઘુઘરીના ઘમકારમાં રે, ઝાંઝરના તિમ ઝણઝણકાર;
પાયતલના પડછંદમાં રે, ઠમકે વિંછીયાના ઠણકાર. આજ૦ ૧૧

૧–જમીન.

ધપમપ માદલ વાજતા રે, વીણા શબ્દતણા રણકાર;
તાલ તાન તૂટે નહિ રે, ઇણિ પેરે નાચે નૃત્ય અપાર.
આજ૦ ૧૨

કુદડીની પરે ફરહરે રે, લટકે નમતી અંગ નમાય;
મુખડાના મટકા કરે રે, ખલકે ચૂડીના ખલકાર. આજ૦ ૧૩
નેત્ર કટાક્ષ નિહાળતાં રે, પડે પતંગ નર પ્રેમને પાશ;
**થૂલિભદ્ર** ચિત્ત ચૂકે નહિ રે, કોશ્યા મનથી થાય નિરાશ.
આજ૦ ૧૪

**કોશ્યા** પદ પ્રણમી કરી રે, ધનધન મુનિવર તુઝ અવતાર;
શીયલ શિરોમણિ સુંદરૂ રે, જીત્યો જાલિમ મદન વિકાર.
આજ૦ ૧૫

હવે તારો મુજ સ્વામીજી રે, દાખો મુઝને ધર્મ દયાલ;
શ્રાવકવ્રત સમજાવીને રે, શ્રાદ્ધી સમકિતી કીધ કૃપાલ.
આજ૦ ૧૬

ચોથું વ્રત ચોકૂખું કરી રે, મુનિવર ત્યાંથી કીધ વિહાર;
**આર્યસંભૂતિ** ગુરૂ ઉચ્ચરે રે, આવો દુક્કર દુક્કરકાર.
આજ૦ ૧૭

ઇમ **કોશ્યા** પ્રતિબૂઝવી રે, **સ્થૂલિભદ્ર** નામ રહ્યો નિરધાર;
સંપ્રતિ સુરપદ ભોગવે રે, આગે લહેશે ભવનો પાર.
આજ૦ ૧૮

એહવા ગુણી ગુણ ગાવતાં રે, લહીયે લીલા લાભ અપાર;
ચિહું ગતિ ચૂરીને રે, મુક્તિ **મહાનંદ** પદ મનધાર.
આજ૦ ૧૯



## [૧૮] શ્રી સ્થૂલભદ્રજીની સજ્ઝાય.

[ શ્રી સુપાસ જિનરાજ–એ દેશી. ]

**લાછલદે** માત મલ્હાર, બહુગુણ રયણ ભંડાર;
આજ હો, ભોગી રે રમે રંગે રૂડી નારીશું જી. ૧
ભર જોબન વનમાંહ, માતા મયગલ જ્યાંહ;
આજ હો, ઝીલે રે સરોવરે **કોશ્યા** કેરડે જી. ૨
અહનિશ કરે રે ટંકોલ, કોશ્યાશું રંગ રોલ;
આજ હો, ખેલે રે કલ્લોલે મોહન માલીયે જી. ૩
**સ્થૂલિભદ્ર**શું બહુ નેહ, એક જીવ બે દેહ;
આજ હો, જાતી રે ન જાણી રમતાં રાતડી જી. ૪
ઇણ અવસર નિજ તાત–મરણતણી સુણી વાત;
આજ હો, એવું રે જાણીને સંયમ આદર્યું જી. ૫
**કોશ્યા** લેઇ આદેશ, વિચરે દેશ વિદેશ;
આજ હો, ઝૂરે રે વાલિમ વિણ વિરહિણી એકલી જી. ૬
કુણ દેશે અંગોલ, કુણ પ્રીસશે ઘૃતગોલ;
આજ હો, વાઘે રે કેસરીયે કસ કુણ બાંધશે જી. ૭
સહજ સુંહાળી સેજ, મૂકી મારા મનડાની હેજ;
આજ હો, માહરો રે પ્રીતમ પોઢ્યો સાથરે જી. ૮
જે વિણ દિન નવિ જાય, ખિણ વરસાં સો થાય;
આજ હો, વ્હાલો રે વિછોહ્યો કહો કુણ મેળવે જી. ૯
ઇમ જપતાં બહુ માસ, **સ્થૂલિભદ્ર** ચતુર ચોમાસ;
આજ હો, આવ્યા રે ઉલટ ધરી કોશ્યા આંગણે જી. ૧૦

હર્ષ હુઓ તિણે દિસ, તે જાણે જગદીશ;
આજ હો, નયણે રે રંગીલે **કોશ્યા** પાયે પડે જી. ૧૧
ષટરસ સરસ આહાર, પડિલાભ્યા તેણિવાર;
આજ હો, **કોશ્યા** રે હૈયે હરખે નવા નેહથી જી. ૧૨
પહેરી સોલ શણગાર, ચતુર છયલ તવ નાર;
આજ હો, બોલે રે અમીરસ વયણ સોહામણા જી. ૧૩
જે આગલ શી રંભ, દેખી રૂપ અચંભ;
આજ હો, થંભ્યા રે આકાશે સૂરજ દેવતા જી. ૧૪
નવિ ભેદ્યો મુનિ સિંહ, શીલવંતમાંહિ લીહ;
આજ હો, ચોરાશી ચોવીશીએ નામ લખાવીયો જી. ૧૫
એ **સ્થૂલિભદ્ર** નિરદોષ, જેણે પ્રતિબોધી કોશ;
આજ હો, દીધી રે સનેહી સમકિત સુખડી જી. ૧૬
એ **સ્થૂલિભદ્ર** ચરિત્ર, ભણતાં જન્મ પવિત્ર;
આજ હો, પામી રે **લબ્ધિ** લીલા લખમી ઘણી જી. ૧૭



## [૧૯] શ્રી સ્થૂલભદ્રજીની સજ્ઝાય.

[ હે સુખકારી, આ સંસારથકી જો મુજને ઉદ્ધરે–એ દેશી. ]

**અહો મુનિવરજી, માહરી ઉપર મહેર કરી ભલે આવ્યા૦**
હું વાટ તુમારી જોતીથી, તુમ વિરહે નયણાં ભરતીથી;
વલી દૈવને ઓલંભા દેતીથી. અહો મુનિવરજી૦ ૧
તુમે ચતુર ચોમાસું કહી ચાલ્યા, તે ઉપર મેં દિન એ ગાળ્યા;
હવે ભલું થયું નયણે ભાળ્યા. અહો મુનિવરજી૦ ૨

હવે દુઃખડાં મારા ગયાં દૂરે, આનંદ નદી હરખે પૂરે;
હવે ચિત્ત ચિંતા સઘલી ચૂરે. અહો મુનિવરજી૦ ૩
મારા તાપ ટલ્યા સઘલા તનના,
મારા વિલય ગયા વિકલ્પ મનના;
વલી વૂઠા નીર અમૃત ઘનના. અહો મુનિવરજી૦ ૪
એક ચોમાસું ને ચિત્રશાલી, એ નાટક ગીતતણી તાલી;
મુઝ સાથે રમીયે મન વાલી. અહો મુનિવરજી૦ ૫
તવ બોલ્યા **થૂલિભદ્ર** સુણ બાળા,
તું મ કરીશ ચિત્ત ચરિત્ર ચાળા;
એ વાતતણા હવે દ્યો તાળા.
**અહો મનહરણી, તુમે મુઝ ઉપર રાગ સરાગ ન રાખો;**
**અહો સુખકરણી, સંજમરસથી રાગ હૈયામાં રાખો.** ૬
હવે રસભરી વાત તિહાં રાખી, મેં સંયમ લીધું ગુરૂ સાખી;
ચિત્ત ચોંપે ચારિત્ર રસ ચાખી. અહો મનહરણી૦ ૭
હવે વિષય તૃષ્ણાથી મન વારો, હવે ધરમ દયાથી દિલ ધારો;
એ ભવોદધિથી આતમ તારો. અહો મનહરણી૦ ૮
**કોશ્યા** મુનિ વચને પ્રતિબોધી, આશ્રવ કરણી તે સવિ રોધી;
તે વ્રત ચોથું લઇ થઈ સુધી. અહો મનહરણી૦ ૯
જે નર પ્રીત એહવી પાલે, જે વિષમ વિષયથી મન વાલે;
તે તો આતમ પરિણુતિ અજુઆલે. અહો મનહરણી૦ ૧૦
જે એહવા ગુણીના ગુણ ગાવે, જે ધરમ રંગ અંતર ધ્યાવે;
તે તો **મહાનંદ** પદ નિશ્ચલ પાવે. અહો મનહરણી૦ ૧૧



## [૨૦] શ્રી સ્થૂલભદ્રજીની સજ્ઝાય.

[ સુખના હો સિંધુ રે સખી મારે ઉલસ્યા રે-એ દેશી. ]

**પિઉડા આવો હો મંદિર આપણે રે,**
ઉભી જોઉં થાહરી હો વાટ;
તુઝ વિણ સૂનાં હો મંદિર માલીયાં રે,
તુઝ વિણ મનમાં ઉચ્ચાટ. પિ૦ ૧

વિણ અવગુણ હો કાંઈ પરિહરી રે, વાલમ ચતુર સુજાણ;
મેં તો થારા પગરી હો મોજડી રે,
થેં છો મારા જીવન પ્રાણ. પિ૦ ૨

તુઝ વિણ જાયે હો નિશદિન દોહિલા રે, થાયે વરસ સમાન;
નયણે આવે નહિ હો નિંદડી રે,
ન રૂચે દીઠા જલ ધાન. પિ૦ ૩

નેહ લગાઈ હો પ્રીતમ તું ગયો રે, તેણે દહે મુઝ ગાત;
ઝૂરી ઝૂરીને પંજર હું થઇ રે,
તુજ વિણ દુઃખણી દિનરાત. પિ૦ ૪

એવા નિસનેહી હો વ્હાલા કાં થયાં રે, કાં થયા કઠિન કઠોર;
એટલાં દિન હો સુખ બહુ ભોગવ્યાં રે,
તો હિ ન ભીંજી કોર. પિ૦ ૫

પ્રીતમ પ્રીતિ હો એમ ન તોડીયે રે, લાગી જેહ અમૂલ;
સુગુણા કેરી હો સુંદર પ્રીતડી રે,
જાણે સુગંધા હો ફૂલ. પિ૦ ૬

દરિસણ દીજે હો મુઝપર કરી મયા રે, લ્યો જોવન તન લાહ;
એ અવસર છે પિયુજી દોહિલો રે,
હું નારી તુમે નાહ. પિ૦ ૭
નાગર નાતિ સાગર ગુણુતણા રે, **થૂલિભદ્ર** આવ્યા ચોમાસ;
કોશ્યા હરખીત થઈ મનમાં ઘણું રે,
સફલ થઇ મુઝ આશ. પિ૦ ૮
પ્રતિબોધી હો કોશ્યાને તિહાં રે, કરી ચાલ્યો ચોમાસ;
ધન્ય ધન્ય શ્રી **થૂલિભદ્ર** મુનિપતિ રે,
ગુણ **જિનહર્ષ** પ્રકાશ. પિ૦ ૯



## [૧] શ્રી રહનેમિ રાજીમતીની સજ્ઝાય.

[ સંવાદ. ]

[ વાયા વાયા ઉત્તર દિશિના વાય જો–એ દેશી. ]

રહનેમિ અંબર વિણુ રાજુલ દેખી જો,
મદનોદય મોહ્યા મુનિ ચિત્ત ગવેષી જો;
કહે સુંદરી સુંદર મેળો સંસારમાં જો. ૧

રા૦—સંસારે મેળા આવે શે કાજ જો,
ચીર ધરી કહે રાજુલ તુમે મુનિરાજ જો;
આજ કિશું સંભારો મેળા વિસર્યો જો. ૨

ર૦—વિસરે નહિ રાગીને પૂરવ પ્રીત જો,
પ્રીત કરી રહે દૂર એ મૂરખની રીત જો;
ચતુરાશું ચિત્ત મેળો ચતુરને સાંભરે જો. ૩

રા૦—સાંભરે પણુ હમશું તુમ શો મેળાપ જો,
દિયર ભોજાઈપણાની જગમાં છાપ જો;
તેમાં શો ચિત્તમેળો ફોગટ રાગનો જો. ૪

ર૦—ફોગટ રાગે રોતાં તુમે ઘરમાંહી જો,
ત્યજી તુમને મુજ ભાઈ ગયા વનમાંહી જો;
અમે તુમ ઘર નિત વાત વિસામે આવતાં જો. ૫

રા૦—આવતાં તો હું દેતી આદરમાન જો,
પ્રિતમ લઘુબંધવ મુજ ભાઈ સમાન જો;
કંત વિયોગે તુમશું વાત વિસામતી જો. ૬

ર૦—વિસામા વનિતાને વલ્લભ કેરા જો,
અણુપરણી કન્યાને કંત ઘણેરા જો;
એક પખો જે રાગ તે ધરવો નવિ ઘટે જો. ૭

રા૦—નવિ ઘટે સતીયો જે નામ ધરાવે જો,
બીજો વર વરવા ઇચ્છા નવિ ભાવે જો;
ન ફરે પંચની શાખે જે તિલકે ધર્યો જો. ૮

ર૦—તિલક ધરે તે તો સામાન્ય ઠરાય જો,
મંગલ વરત્યે કર મેલાપક થાય જો;
માય પછી વોળાવે કન્યા સાસરે જો. ૯

રા૦—સાસરિયે કુમારી જમવા જાય જો,
વસ્તુ સામાન્ય વિશેષ લઇ સમવાય જો;
કર મેળાવા પહેલાં મન મેળા કરે જો. ૧૦

ર૦—મેળા કરવા અમે તુમ ઘેર આવંતા જો,
ભૂષણ ચીવર મેવા ફળ લાવંતા જો;
તુમ લેતાં અમને થઇ આશા મોટકી જો. ૧૧

રા૦—મોટકી આશા શી થઈ તુમ દિલમાંહી જો,
દેવર જાણી હું લેતી ઉચ્છાંહી જો;
સસરાનું ઘર લહી ન ધરી શંકા અમે જો. ૧૨

ર૦—અમે જાણ્યું પતિવિણ રાજુલ ઓશિયાળી જો,
એહને પરણી સુખભર પ્રીતડી પાળી જો;
દંપતી દીક્ષા લેશું જોવનમાં નહિ જો. ૧૩

રા૦—નહિ ઓશિયાળી હું જગમાં કહેવાણી જો,
ત્રણ જગતના રાજાની હું રાણી જો;
ભૂતલ સ્વર્ગ ગવાણી પ્રભુ ચરણે રહી જો. ૧૪

ર૦—રહી ચરણે તો સુખ સંસાર ઠગાણી જો,
ચંપક વરણી તુજ કાયા શોષાણી જો;
તપ જપ કષ્ટ જે કરવું તે વૃદ્ધાપણે જો. ૧૫

રા૦—વૃદ્ધાપણે મુનિને નવિ થાય વિહાર જો,
સ્થિરવાસે એક ઠામે રહે અણગાર જો;
જે જે કારજ સાધવું તે જોવન વયે જો. ૧૬
૨૦—જોવન વય ઝગમગ હમ તુમશું જોગ જો,
ચાલો ઘેર જઇ વિલસિયે સુખ ભોગ જો;
વાત બની એકાંતે ગુફામાં પુણ્યથી જો. ૧૭
રા૦—પુણ્યે દીક્ષા લીધી પ્રભુની પાસ જો,
સંયમથી સુર મુક્તિતણા સુખવાસ જો;
વિરૂઆં વિષ ફલ ખાવા ઇચ્છા શી કરો જો. ૧૮
૨૦—શી કરો તો પાસ પ્રભુ અણુગાર જો,
ઉપદેશે ઘર છંડી થશે મુનિ ચાર જો;
તે ભવ મોક્ષ સુણીને કિમ જઇ ઘરે વસ્યા જો. ૧૯
રા૦—ઘરે વસ્યા પણ મુનિ દીઠા તપ કરતા જો,
પશ્ચાતાપ કરી ફરી સંયમ ધરતા જો;
પરિશાટન કરી પરમાતમ પદવી વર્યા જો. ૨૦
૨૦—વર્યા પદવી પણ ભુક્તભોગી થઇ તેહ જો,
તુમ ઉપર અમને પૂરવનો નેહ જો;
અધુરાને દુક્કર સંયમસાધનવિધિ જો. ૨૧
રા૦—વિધિયે વ્રત ધરી થાવચ્ચાકુમાર જો,
સિદ્ધગિરિ સિધ્ધા સાથે સાધુ હજાર જો;
વીરને વારે અઇમુત્તો મુગતે જશે જો. ૨૨
૨૦—જશે ખરા પણ બાળપણામાં જોગી જો,
વાત ન જાણે સા સંસારિક ભોગી જો;
ભુક્તભોગી થઇ અંતે સંયમ સાધશું જો. ૨૩
રા૦—સાધશું અંતે સંયમ તે સવિ ખોટું જો,
જરાપણાનું દુઃખ સંસારે મ્હોટું જો;
વ્રત ભાંગીને જીવ્યા તે નરકે ગયા જો. ૨૪

૨૦—ગયા નરકે તે જેણે ફરી વ્રત નવિ ધરિયાં જો,
ભાગ્યોદય પરિણામે સંયમ આચરિયાં જો;
ચારિત્રે ચિત્ત ઠરશે ઇચ્છા પૂરણે જો. ૨૫
રા૦—ઇચ્છા પૂરણ કોઈ કાલે નવિ થાવે જો,
સ્વર્ગતણા સુખ વાર અનંતી પાવે જો;
ભવ ભય પામી પંડિત દીક્ષા નવિ તજે જો. ૨૬
૨૦—નવિ તજે તો પૂરવધર કિમ ચૂકયા જો,
રહી ઘરવાસે તપ જપ વેષજ મૂકયા જો;
અરિહા વાત એકાંતે શાસન નવિ કહે જો. ૨૭
રા૦—કહે એકાંતે બ્રહ્મચર્ય જિનવરિયા જો,
વ્રત ત્યજી પૂરવધર નિગોદે પડિયા જો;
વિષ ખાતાં સંસારે કુણ સુખિયા થયા જો. ૨૮
૨૦—થયા જિનેશ્વર સુખ વિલસી સંસારે જો,
કેવલ પામી પછી જગતને તારે જો;
દંપતી દીક્ષા લેશું સુખલીલા કરી જો. ૨૯
રા૦—કરી આ સંયમ જિન આણા શિર ધારો જો,
ચલચિત્ત કરીને ચરણતણું ફલ હારો જો;
વમન ભખંતા શ્વાનપરે વાંચ્છા કરો જો. ૩૦
૨૦—કર્યો અમને તુમે શ્વાન બરોબર સાચો જો,
તો તુમશું હવે રાગ તે ધરવો કાચો જો;
લાગ્યો તમાચો શિક્ષાનો મુજને ઘણો જો. ૩૧
રા૦—મુજને ઘણો છે દિયરીયાનો રાગ જો,
તેણે કહું છું અગંધન કુલના નાગ જો;
અગ્નિ પડે પણ વિષ વમિયું ચૂસે નહિ જો. ૩૨

૨૦—ચૂસે નહિ તિર્યંચ પશુ વિખ્યાત જો,
તેથી ભુંડો હું નર ક્ષત્રી જાત જો;
તું ગુરૂ માતા વાત કિહાં કરશો નહિ જો. ૩૩
રા૦—નહિ કરશું પણ જાણે જિનવર જ્ઞાની જો,
જ્ઞાની આગલ વાત ન જગમાં છાની જો;
પ્રભુ પાસે આલોયણ લઇ નિર્મલ થવું જો. ૩૪
૨૦—નિર્મળ થાવા જઇશું પ્રભુની પાસે જો,
મિચ્છામિ દુક્કડં તુમશું શુભ વાસે જો;
કૂપ પડંતા તુમે કર ઝાલી રાખિયો જો. ૩૫
રા૦—રાખે આતમ પોતાનો મુનિરાયા જો,
સ્વામી સહોદર માત શિવાના જાયા જો;
રહનેમિ સંયમે હરિયા ઇમ સાંભલી જો. ૩૬
સાંભલી જઇ પ્રભુ ચરણે શિશ નમાવી જો,
આલોયણ લેઈ ઉજ્વલ ભાવના ભાવી જો;
કેવલ પામી શિવપદવી વરિયા સુખે જો. ૩૭
સુખે રહી ઘરમાં શત વરસ તે ચાર જો,
એક વરસ છદ્મસ્થા **રાજુલ** નાર જો;
એક વિહુણાં પાંચશે વરસજ કેવલી જો. ૩૮
કેવલી થઇને વિચર્યા દેશ વિદેશ જો,
બહુ જન તાર્યા દેઇ વર ઉપદેશ જો;
શિવસુખ સજ્જાયે પોઢ્યા અગુરૂલઘુ ગુણે જો. ૩૯
ગુણે કરી દોઇ ગાયા સુણજ્યો સયણાં જો,
એક એક ગાથા અંતર બેહુનાં વયણાં જો;
શ્રી **શુભવીર** વિવેકી નિત્ય વંદન કરે જો. ૪૦

## [૨] શ્રી રહનેમિ રાજીમતીની સજ્ઝાય.

કાઉસ્સગ્ગ ધ્યાને મુનિ રહનેમિ નામે,
રહ્યા છે ગુફામાં શુભ પરિણામ રે.
**દેવરીયા મુનિવર ધ્યાનમાં રહેજો,**
ધ્યાનથકી હોય ભવનો પાર રે; દેવ૦
વરસાદે ભીનાં ચીવર મોકળાં કરવાં,
રાજુલ આવ્યા છે તેણે ઠામ રે. દેવ૦ ૧
રૂપે રતિ રે વસ્ત્ર વર્જિત બાળા,
દેખી ખોભાણો તિણે કામ રે; દેવ૦
દીલડું ક્ષોભાણું જાણી રાજુલ ભાખે,
રાખો સ્થિર મન ગુણના ધામ રે. દેવ૦ ૨
જાદવ કુલમાં જિનજી નેમ નગીનો,
વમન કરી છે મુજને તેણ રે; દેવ૦
બંધવ તેહના તુમે શિવાદેવી જાયા,
એવડો પટંતર કારણ કેણ રે. દેવ૦ ૩
પરદારાસેવી પ્રાણી નરકમાં જાય,
દુર્લભબોધિ હોય પ્રાય રે; દેવ૦
સાધવી સાથે ચૂકી પાપ જે બાંધે,
તેહનો છુટકારો કદીય ન થાય રે. દેવ૦ ૪
અશુચિ કાયા રે મળમૂત્રની ક્યારી,
તમને કેમ લાગી એવડી પ્યારી રે; દેવ૦
હું રે સંયમી તુમે મહાવ્રતધારી,
કામે મહાવ્રત જાશો હારી રે. દેવ૦ ૫

ભોગ વમ્યા રે મુનિ મનથી ન ઈચ્છે,
નાગ અગંધનકુલના જેમ રે; દેવ૦
ધિક્ કુલ નીચા થઈ નેહથી નિહાલે,
ન રહે સંયમ શોભા એમ રે. દેવ૦ ૬
એહવાં રસીલાં રાજુલ વયણ સુણીને,
બૂઝયા રહનેમિ પ્રભુજી પાસ રે; દેવ૦
પાપ આલોઈ ફરી સંયમ લીધું,
અનુક્રમે પામ્યા શિવ આવાસ રે. દેવ૦ ૭
ધન્ય ધન્ય જે નર નારી શીયલને પાલે,
સમુદ્ર તર્યા સમ વ્રત છે એહ રે; દેવ૦
રૂપ કહે રે તેહના નામથી હોવે,
અમ મન નિર્મલ સુંદર દેહ રે. દેવ૦ ૮

## [૩] શ્રી રહનેમિ રાજીમતીની સજ્ઝાય.

**યાદવ કુલના હો તુઝને શું કહું,**
પણ તું એહવા બોલ મ બોલ રે; **દેવરીયા લાલ૦**
સંયમ રમણીશું નિત નિત રમો,
આપણો તું હૃદય એમ ખોલ રે. દે૦ યાદ૦ ૧
જો તુજ મન નારી રૂપે રંજીયો,
તો કિમ સંયમ પાલેશ રે; દે૦
શીયલ સરોવર ઉપશમ જલ ભર્યો,
તે માંહી ઝીલીયે મુનીશ રે. દે૦ યાદ૦ ૨
રાજતણું સુખ મૂકી તું યતિ થયો,
હવે મ ચલાવે તું ચિત્ત રે; દે૦
દીક્ષા લેઇ તપ કરીએ ઘણો,
એ તો તુઝ મુગતિનો હેત રે. દે૦ યાદ૦ ૩

સિંહતણી પરે સંયમ લીયો,
સિંહતણી પરે પાલ રે; દે૦
એહ તુજને જુગતું નહિ,
વિષય વિકાર પરો ટાલ રે. દે૦ યાદ૦ ૪
તું મુઝ દેવર હું તુઝ ભોજાઈ,
માહરી શિખ તું માન રે; દે૦
હું તુઝને હિત વાતડલી કહું,
તે તો તું ચિત્તમાંહિ આણ રે. દે૦ યાદ૦ ૫
એહવી વાત કરંતા લાજીયે,
આપણા કુલની નહિ એહ ચાલ રે; દે૦
હરિ વંશે વાસુદેવ હુઓ,
તેહના કુલની ચાલે તું ચાલ રે. દે૦ યાદ૦ ૬
**સમુદ્રવિજય** કુલે અવતર્યો,
**શિવાદેવી** કુંખે રતન્ન રે; દે૦
પંચમહાવ્રત ભાર વહે ભલો,
તેહના કરો તુમે જતન્ન રે. દે૦ યાદ૦ ૭
**રાજીમતી**-વચન સુણીને હરખીયો,
સતીય શિરોમણિ તું નાર રે; દે૦
તેં મુઝ ઉવટ પડતો રાખીયો,
પહોંચાડ્યો ભવજલ પાર રે. દે૦ યાદ૦ ૮
**શ્રી વિજયદેવસૂરિ** ગુરૂ ભલો,
**શ્રી વિજયસિંહસૂરિ** જાણ રે; દે૦
**શ્રી રતનહરખ** શિષ્ય **તેજહરખ** કહે,
મુનિને નિત ચિત્તમાંહિ આણ રે. દે૦ યાદ૦ ૯

## [૪] શ્રી રહનેમિ રાજીમતીની સજ્ઝાય.

કાઉસ્સગ્ગ વ્રત રહનેમિ રહ્યા તવ, રાજુલ રૂપ નિહાળી રે;
ચિત્ત ચલીયો મુનિવરનો જાણી, બુઝવે જ્ઞાન સંભાળી રે.
**મહાવ્રત ભાંગશે રે૦ ૧**

મુનિ થારો ચિત્ત ડગતો દૃઢ રાખ, જદુકુલ લાજશે રે;
જતિધરમ તે દશ પ્રકારે, સાધુજી દુષણ લાગશે રે. મહા૦ ૨

દુષણથી દુરગતિ અવતરશો, સદગતિના ફલ હારી રે;
પરમાધામી તણે વશ પડશો, આલ ન કરશો અમારી રે.
મહા૦ ૩

સાતે નરકતણા દુઃખ દોહીલા, કાલ ઘણેરે ખૂટે રે;
દેવરીયા દિલ જાણી ન લીજે, વિણ ભોગવીયા ન છૂટે રે.
મહા૦ ૪

છેદન ભેદન તાડન તર્જન, ઇત્યાદિક કિમ સહીયે રે;
પ્રવચનસાર શિખામણ લહીને, મુનિ સમધારણ રહીયે રે.
મહા૦ ૫

લોહની પુતલી અગનિ ધખંતી, ચાંપે હૃદય મોઝારી રે;
અસુર પ્રચારે સુખ ભોગવતાં, "વ્હાલી હુંતી પરનારી" રે.
મહા૦ ૬

એહવી રે રૂડી મુઝને **નેમે**, ભરજોવનમાં છાંડી રે;
તો તેં મુજ સાથે એવડલી, મૂરખ ! પ્રીત શું માંડી રે.
મહા૦ ૭

તેં નિજ કુલની લજ્જા રે લોપી, સંજમ શરમ ન આણી રે;
નારી દુરગતિની રે નિસાણી, તે શું મનમેં ન જાણી રે.
મહા૦ ૮

જિહાં નહિ સુખ એક શ્વાસોશ્વાસે, તે કરણી કિમ કીજે રે?
**સમુદ્રવિજયના** સુત સાંભળજો, લેઈ વ્રત ભંગ ન કીજે રે.
મહા૦ ૯
ઇત્યાદિક પ્રતિબોધ દેઇને, સાધવીએ થિર ચિત્ત કીધું રે;
ત્રિવિધ ત્રિવિધ તે પાપ ખમાવી, મિચ્છામિ દુક્કડં દીધું રે.
મહા૦ ૧૦
**રાજુલ રહનેમિ** જિન પાસે, ચારિત્ર ચોખ્ખું લીધું રે;
જાણપણું પામી જગ જીતીને, શિવસુખનું ફલ લીધું રે.
મહા૦ ૧૧
એહવા શીલતણા ગુણ જાણી, જે નવવાડે ધરશે રે;
**દીપવિજયનો દેવ** ભણે ભવી, તે સાસય સુખ લેશે રે.
મહા૦ ૧૨

## [૫] શ્રી રહનેમિ રાજીમતીની સજ્ઝાય.

નમવા નેમિ જિણંદને, રૂડી **રાજુલ** નાર રે;
શીલ સુરંગી સંચરે, ગોરી ગઢ ગિરનાર રે. ૧
**શિખ સુહામણી મન ધરો**, તુમે નિરૂપમ નિર્ગ્રંથ રે;
સવિ અભિલાષ તજી કરી, પાળો સંજમ પંથ રે. શિખ૦ ૨
પાઉસ ભીની પદ્મિની, ગઈ તે ગુફામાંહિ તેમ રે;
ચતુરા ચીર નીચોવતી, દીઠી ઋષિ **રહનેમ** રે. શિખ૦ ૩
ચિત્ત ચળે ચારિત્રીઓ, વચન વદે તવ એમ રે;
સુખ ભોગવીયે સુંદરી, આપણે પૂરણ પ્રેમ રે. શિખ૦ ૪
તવ રાયજાદી એમ ભણે, ભુંડા એ શું ભાખે રે;
વચણ વિરૂદ્ધ એ બોલતાં, કાંઈ કુલ લાજ ન રાખે રે. શિખ૦ ૫

હું પુત્રી **ઉગ્રસેનની**, તું યાદવ કુલ જાયો રે;
એ નિરમલ કુલ આપણાં, તો કેમ અકારજ થાયો રે. શિખ૦ ૬
ચિત્ત ચલાવી એણીપરે, નિરખીશ જો તું નારી રે;
તો પવનાહતતરૂ પરે, થાઇશ અથિર નિરધારી રે. શિખ૦ ૭
ભોગ ભલા જે પરિહર્યા, તે વલિ વાંછે જેહ રે;
વમનભક્ષી કુકર સમો, કહીયે કુકર્મી તેહ રે. શિખ૦ ૮
સરપ અગંધન કુલતણા, કરે અગ્નિ પ્રવેશ રે;
પણ વમીયું વિષ નવિ લીયે, જુઓ જાતિ વિશેષ રે. શિખ૦ ૯
તિમ ઉત્તમ કુલ ઉપના, છોડી ભોગ સંજોગ રે;
ફરી તેહને વાંછે નહિ, હોવે જો પ્રાણ વિયોગ રે. શિખ૦ ૧૦
ચારિત્ર કિમ પાલી શકે, જો નવિ જાયે અભિલાષ રે;
સીદાતો સંકલ્પથી, પગ પગ ઇમ જિન ભાખે રે. શિખ૦ ૧૧
જો કણ કંચન કામિની, ઇચ્છતા અણભોગવતા રે;
ત્યાગી ન કહીયે તેહને, જો મનમેં જોગવતા રે. શિખ૦ ૧૨
ભોગ સંયોગ ભલા લહી, પરિહરે જેહ નિરીહ રે;
ત્યાગી તેહજ ભાખીયો, તસ પદ નમું નિશ દિહ રે. શિખ૦ ૧૩
એમ ઉપદેશને અંકુશે, મયગલ સમ મુનિરાજો રે;
સંયમ મારગ સ્થિર કર્યો, સાર્યું વાંછિત કાજો રે. શિખ૦ ૧૪
એ બીજા અધ્યયનમાં, ગુરૂ હિતશિખ પયાસે રે;
**લાભવિજય** કવિરાયનો, **વૃદ્ધિવિજય** એમ ભાસે રે. શિખ૦ ૧૫



## [૬] શ્રી રહનેમિ રાજીમતીની સજ્ઝાય.

### [ દુહા. ]

**રાજુલ** સતી અણજાણતા, પેઠા તે દરીમાંહિ;
અંધારે દેખે નહિ, તેહ રૂષિને ત્યાંહિ. ૧
કાઢી વસ્ત્ર નિજ અંગથી, કરે મોકળાં તેહ;
નીચોવે નહિ વસ્ત્રને, મુનિવર મારગ એહ. ૨
નગ્ન દેખી નારી પ્રત્યે, કામાતુર ઋષિ તેહ;
**રહનેમિ** ભાખે ઇસ્યું, આણી અધિક સનેહ. ૩
ભોગ ભોગવીયે આપણે, કરીયે સફલ સંસાર;
યૌવન ફરી ફરી દોહિલું, દોહિલો એ અવતાર. ૪

### ઢાલ.

[ અડશો માંજો—એ દેશી. ]

રાજીમતી ગુણવંતી બોલે, ધૈર્ય કછોટો વાળી;
કુલવંતા નર એમ ન ભાખે, આવે ટીલી કાળી.
**અલગા રહેજો**, ત્રણલોકપતિ દુહવાશે—અલગા૦ ૧
જગબંધવના બંધવ થાઓ, વલી જગશરણના શિષ્ય;
હજીય લગી દુર્બુદ્ધિ શી તુજને, બિહું લોકે અજગીશ. અ૦ ૨
સર્વજ્ઞ શિષ્ય થઈ આતમહિત, જો નવિ કરશો કાંઈ;
તો ભમશો ભવસાયરમાંહિ, સુલભ નહિ એ છાંય. અ૦ ૩
દેવદ્રવ્ય હરવો સંયતી વ્રત-ખંડન ને ઋષિઘાત;
શાસન ઉડ્ડાહક બોધિતરૂ-મૂલે અગ્નિ વરસાત. અ૦ ૪

જેહ અગંધન કુલના જાયા, નાગ વમ્યું નવિ ઇચ્છે;
જળતી અગ્નિમાં તે પેસે, તે પણ કેમ નવિ પ્રીછે. અ૦ ૫
એહ અસંયમી જીવિત કાજે, વમીયા વાંછે ભોગ;
ધીગ અપજશકામી તુજ રૂડો, મરણતણો સંજોગ. અ૦ ૬
હું ભોગરાયના કુલમાં ઉપની, તું અંધકકુલ જાયો;
આપણનો કુલ એક એકથી, દીસે સર્વ સવાયો. અ૦ ૭
ગંધનકુલ સરખા રખે થઇએ, તેણે સંયમમાં મ્હાલો;
ઉન્મારગ ચાલીને આતમ, કાં દુરગતિમાં ઘાલો. અ૦ ૮
જ્યાં જ્યાં કામિની દેખીશ ત્યાં ત્યાં, મન જો તાહરૂં જાશે;
તો વાતાહત વૃક્ષપરે તુજ, સહિ મનડું ડોલાશે. અ૦ ૯
એહ સતીનાં વચન સુણીને, જાગ્યો તે મહાભાગ;
ઉન્મારગે જાતો તેમ વાલ્યો, જેમ અંકુશે નાગ. અ૦ ૧૦
ભોગતણી ઇચ્છા છાંડીને, પ્રભુજી પાસ આલોવે;
પશ્ચાત્તાપ કરંતો મુનિવર, કર્મ કલંકને ધોવે. અ૦ ૧૧
એક વરસ છદ્મસ્થ રહીને, મુનિવર શુભ પરિણામે;
ઘાતિકરમનો ઘાત કરીને, કેવલજ્ઞાન તે પામે. અ૦ ૧૨
ધન્ય **રાજીમતી** ધન્ય એ ઋષિજી, જિણે સાર્યાં નિજ કાજ;
**ક્ષમાવિજય જિન ઉત્તમ** ગુરૂપદ, **પદ્મ** નમે મુનિરાજ. અ૦ ૧૩



## [૭] શ્રી રહનેમિ રાજીમતીની સજ્ઝાય.

[ બાજી બાજી બાજી ભૂલ્યો બાજી–એ દેશી. ]

નાંજી નાંજી નાંજી, **છેડો નાંજી**, દેવરીયા મુનિવર છેડો નાંજી;
સંયમ વ્રત ભાંગે, છેડો૦ યાદવકુલને ખંપણ લાગે. છેડો૦
અગ્નિકુંડમાં જો તનુ હોમે, પણ વમ્યું વિષ નવિ લેવે;
જે અગંધન કુલના ભોગી, તે કેમ ફરી વિષ સેવે. છેડો૦ ૧
લોક હસે ને ગુણ સવિ નિકસે, વિકસે દુર્ગતિ બારી;
એમ જાણીને કહો કોણ સેવે, પાપપંક પરનારી. છેડો૦ ૨
વલી વિશેષે સંયતીની સંગે, બોધિબીજ બળી જાવે;
સાહિબ બંધવ નામ ધરાવો, તો કિમ લાજ ન આવે. છેડો૦ ૩
મૂરખ કોઈ દહી કરી ચંદન, છાર કોયલો લેવે;
વિષય હલાહલ પાન નિકંદન, કુણ જીવવાને સેવે. છેડો૦ ૪
**રાજુલ** બાલા વચન રસાલા, જેમ અંકુશે સુંઢાલા;
ઇમ થિર કરી રહનેમિ પ્રગટ્યા, **જ્ઞાનવિમલ** ગુણ માલા. છેડો૦ ૫



## [૮] શ્રી રહનેમિ રાજીમતીની સજ્ઝાય.

**રહનેમિ રાજુલ** દિયર ભોજાઈ, એક ગુફામેં ભેગાં મલ્યાં રે;
વસ્ત્ર વિના **રાજીમતી** દેખીને, ચરણે ચતુરનાં ચિત્ત ચલ્યાં રે. ૧
કહે સાંભળ રંગીલી **રાજુલ**, પ્રીત પૂરવ હમ તુમ સમી રે;
પ્રીતમે પરિહરી ચરણ ધરી કિમ, કાયા સોસે કારમી રે. ૨
**નેમ** ગયા જબ વરસ લગે તવ, હું તુમ ઘર નિત આવતો રે;
ભોજન ભૂષણ ચીર તિલક ફૂલ, તુમ ચિત્તરંજન લાવતો રે. ૩

રંભા રૂપ કુમારી મેં લહી, પિયુ વિના આમણદુમણી રે;
ઇચ્છા મુજ તુજ પરણીને કરશું, સંસારે લીલા ઘણી રે. ૪
તું રે પ્રભુ વશ હું રે તેરે રસ, તપ કરી યૌવનવન દહો રે;
ચાલો ઘર જઈ ભુક્તભોગી થઈ, અંતે સંયમશ્રી લહો રે. ૫
બોલે મહાસતી **રાજીમતી** તવ, ચીર ધીરજ અંગે ધરી રે;
માતા **શિવાસુત** સ્વામિસહોદર, પ્રભુ હાથે દીક્ષા વરી રે. ૬
કુલ લજ્જા તજી બોલત ડોલત, મહાવ્રત મેરૂ માંડણી રે;
ભૂષણ ચીવર ઘર રહી લીધા તે, દેવર બાંધવ સમ ગણી રે. ૭
અગનિ પ્રવેશ ભલું વિષભક્ષણ, નહિ જીવવું વ્રત ભંજાઇ રે;
કેવલીનાથ નિહાલત હમ તુમ, નિરલજ લાજ કિહાં ગઈ રે. ૮
સંસાર ભોગ રોગ સમ વામીને, ઉત્તમ ફરી વંછે નહી રે;
ઉપના નાગ અગંધન કુલના, વિષ ચૂસે ન મરણ સહી રે. ૯
**રાજુલ** વયણ અમીરસ ધારા, કામ ઉત્તાપ સવિ ટલ્યા રે;
થિર થઇ સંજમ શ્રેણિ સમારૂહ, **રહનેમિ** પ્રભુને મલ્યા રે. ૧૦
ધ્યાન હુતાશન આતમ કંચન, કેવલ લહી મુગતે ગયા રે;
અગુરૂલઘુ અવગાહન ધરતાં, સાદિ અનંત સુખી થયા રે. ૧૧
ચારશેં વરસ ઘરે રહી રાજુલ, પાંચસેં વરસજ કેવળી રે;
સહજાનંદ સુખી શિવમંદિર, કર્મને પરિશાટન કરી રે. ૧૨
ધ્યેય સ્વરૂપી ને ધ્યાને ધ્યાયક, લોકોત્તર સુખ પાવશે રે;
શ્રી **શુભવીર**નાં શાસનમાંહે, ગુણીજન દોયને ગાવશે રે. ૧૩



## [૯] શ્રી રહનેમિ રાજીમતીની સજ્ઝાય.

[ આવો આવો જસોદાના કંત–એ દેશી. ]

સમવસર્યા જિનરાય, શ્રી ગિરનારે રે;
તવ વંદે હરિ પ્રભુ પ્રાય, દુઃખડાં હારે રે. ૧
સાંભળી દેશના સાર, કેઇ પ્રતિબૂઝયા રે;
લહી એ સંસાર અસાર, કરમશું ઝૂઝયા રે. ૨
**રાજુલ** સતી બહુ સાથ, સંજમ લીધું રે;
કાંઇ **રાજુલ** નેમિ હાથ, બોલ્યું કીધું રે. ૩
**રહનેમિએ** પણ ત્યાંહ, ચારિત્ર લીધું રે;
પણ એકદિન કંદરમાંહિ, ચલચિત્ત કીધું રે. ૪
**રાજીમતી** પરતાપ, ધૈર્યજ ધારી રે;
પ્રભુ પાસે આલોઇ પાપ, વરી શિવનારી રે. ૫
ઘરમાંહે સયચાર–વરસ રહાણી રે;
વલી પાંચસેં **રાજુલ** નાર, કેવલ નાણી રે. ૬
સંયમધારી સાર, શિવસુખ ધરતી રે;
કહે **વીર** ધરી બહુ પ્યાર, બ્હેનને મલતી રે. ૭

## શ્રી રાજીમતીની સજ્ઝાય.

કપૂર હોવે અતિ ઉજલો રે, પરિમલ ખરો રે સુગંધ;
તોહી મન માન્યા ભણી રે, મરીયાં શું સંબંધ રે.
**બહેની, જેને જેહશું નેહ રંગ,**
તેને ન ગમે બીજાનો સંગ રે. બહેની૦ ૧
આંખડી હોવે અતિ નિરમલી રે, દેખાડે સવિ વાટ;
કાજલવિણ ઓપે નહિ રે, ન ચડે સોવન ઘાટ રે. બહેની૦ ૨

ચંપક સહજે રૂઅડો રે, પરિમલ ઘણો સોહંત;
તોહિ મન માન્યા ભણી રે, ભ્રમર માલતી મોહંત રે. બહેની૦ ૩
સોલ કલા સંપૂરણો રે, અમીયતણો ભંડાર;
તોહી ચંદ લાજે નહિ રે, રયણીતણો ભરતાર રે. બહેની૦ ૪
ગુણ અવગુણ જાણે નહિ રે, જો મન માન્યું રે આપ;
ઇશ્વર દેવે આદર્યો રે, છાંડી હાર ને સાપ રે. બહેની૦ ૫
**રાજુલ** સખીને એમ કહે રે, જો કાળો **નેમિનાથ;**
તોહી એ મેં આદર્યો રે, નવ ભવ કેરો સાથ રે. બહેની૦ ૬
**રાજુલ ઉજ્વલગિરિ** ચઢ્યા રે, પહોતા મનના કોડ;
**સોમવિમલસૂરિ** ઇમ ભણે રે, હુઈ અવિચલ જોડ રે. બહેની૦ ૭

## શ્રી રાજીમતીના બારમાસની સજઝાય.

[ સખિ ! પરભવ પાપ અઘોર કરી હું અવતરી–એ દેશી. ]

સખિ ! તોરણ આઇ કંત, ગયા નિજ મંદિરે,
જે નજર મેલાવો કીધ, તે મુજ સાંભરે;
ઘર લાવત ઝાલી હાથ, હું હેઠી ઉતરી,
પણ કરી વરઘોડો આય, છબીલે છેતરી.
**મધુબિંદુ સમો સંસાર, મુંઝાણા મ્હાલતા,**
**સંસારે સુખી અણગાર, જિનેસર બોલતા.** આંકણી૦ ૧
સખિ ! શ્યારે કહું અવદાત, વિયોગી દુઃખીતણા,
દુનિયામેં દુરજન લોક, હાંસી કરે ઘણા;
મીઠી લાગે પરની વાત, અગન પગ ના લહે,
કેના મોભ ચુએ કેના નેવ, તે મુખ ના કહે. મધુ૦ ૨

સખિ ! **શ્રાવણે** છઠે મેહલી, મહીયરિયા તલે;
છઠે છટકી વારધિવેલ, વાલી ના વલે;
કામ વરતી તરતી ફરતી, ઝરતી વાદલી,
ગયો શ્રાવણ માસ નિરાશ, રાજુલ એકલી. મધુ૦ ૩
સખિ ! **ભાદરવે** ભરતાર, વિના કિમ રીઝીએ,
વિરહાનલ ઉઠી ઝાલ, ધુંઆં વિણ દાઝીએ;
ફલ પાકયાં કરસણ શાલ, ન ખાઈએ ખેલીએ,
હોત દુઃખના દાડા બે ચાર, આઘેરા ઠેલીએ. મધુ૦ ૪
વણે **આસો** માસે સેવ, સુંઆળી સુખડી,
ગયા દશરે દશેરાના દિન્ન, દીવાલી ઢુંકડી;
સખિ ! લાંઘણ કરીએ લાખ, સરસ નવિ ભોજના,
રંગતાનને નાટકશાલ, પિઉ વિના પેખણા. મધુ૦ ૫
માસ **કારતક** કેલ કરે, નરનારી બાગમાં,
જેણે માસે ટબુકે ટાઢ, કુમારી રાગમાં;
જેહના વાલિમ ગયા વિદેશ, સંદેશા મોકલે,
માહરે ગામધણી ઘરવટ્ટ, વસે પિઉ વેગલે. મધુ૦ ૬
સખિ ! **માગશરે** માગણના, મનોરથ પૂરતા,
મને મેહેલી બાલે વેશ, ચતુર ગુણ ચૂરતા;
સખિ ! કોઇ રે સંદેશા લેઈ, આવે જાય મુઝ કને,
તેહને દેઉ રે મોતનકો હાર, અમૂલક ભૂષણે. મધુ૦ ૭
**પોષ** માસે પોતાની છંડી, શીઆળે ચાલિયા,
વાલ્હેસર વિના વેરણ રાત, સુના મહેલ માલિયા;
જાય જોવનિયું ભરપૂર, અરણ જિમ માલતી,
જેહના પિયુ રે ગયા પરદેશ, દુઃખે દિન કાઢતી. મધુ૦ ૮

પિઉ **માહ**માસે મત જાઓ, હિમાળો હાલસે,
રયણી એક વરસ સમાન, વિયોગી સાલસે;
લંકાથી **સીતા** ખટ માસે, **રામ** ઘર લાવિયા,
એહવા વહિ ગયા સાત માસ, પ્રીતમ ઘેર નાવિયા. મધુ૦ ૯
હલકાર્યો હસંત વસંત, આકાશથી ઉતર્યો,
માનું **ફાગણ** સુરનર રાય, મલીને નુંતર્યો;
હોરી ખેલે ગોપી **ગોવિંદ**, હમુ ઘર આવતી,
અલિ કેશુઆ ઝંપાપાત, વિયોગે માલતી. મધુ૦ ૧૦
સખિ ! **ચૈત**રે ચિત્ત થકી, વિછોહી વાલમે,
આવા દુઃખના દાડા કિમ જાય, ઉગે રવિ આથમે;
આંખ મીંચાણે મલિ જાય, ઉઘાડયે વેગલો,
શામળીયો સિદ્ધ સ્વરૂપ, સુપનમાં આગલો. મધુ૦ ૧૧
રમે હંસયુગલ શુક મોર, ચકોર સરોવરે,
નિજ નાથ સહિયરને સાથ, સુખી રમે વનઘરે;
મુખ મંજરી આંબા ડાલે, કોયલ ટહૂકતી,
સખિ ! વાતમાં વિત્યો વસંત, રૂએ **રાજીમતી**. મધુ૦ ૧૨
સખિ ! **વૈશાખે** વનમાંહે, હીંચોલે હીંચતા,
કદલીઘર ફૂલ બિછાય, ખુશીથી નાચતા;
સરોવર જલ કમલે કેલ, કરંતા રાજવી,
મુઝ સરખી છબીલી નાર, લગન લેઇ લાજવી. મધુ૦ ૧૩
**જેઠ** માસે જુલમના તાપ, તપંતી ભૂતલા,
આઠ માસનો મેઘ વિયોગ, બલે તરૂ કુંતલા;
પશુ પંથી વિસામા ખાય, શીતલ છાયા તરૂ,
માહરે પિઉ વિના નહિ વિશરામ, નાતિને નુંતરૂ. મધુ૦ ૧૪

સખિ ! આવ્યો માસ **અષાઢ**, ભરે જલ વાદલી,
ગરજારવે ટહૂકે મોર, ઝબૂકે વીજલી;
વરસાતે વસુધા નવપલ્લવ, હરિયાં ધરે,
નદી નાલે ભરિયાં નીર, બપૈયો પિઉ પિઉ કરે. મધુ૦ ૧૫
ચોમાસે કરી તરૂ માલા, રમંતા પંખીયા,
ઇમ વિત્યા બારે માસ, પ્રીતમ ઘર નાવિયા;
શ્રાવણ સુદિ છઠે સ્વામી, ગયા સહસાવને,
લેઈ સંજમ કેવલી થાય, દિન પંચાવને. મધુ૦ ૧૬
**નેમ** મુખથી **રાજુલ** નવ ભવ, નેહ નિહાળતી,
વૈરાગ સુધારસ લીન, સદા મન વાલતી;
કાલાંતરે **નેમ** દયાલ, તિહાં દેશના દીએ,
પ્રભુ હાથ સાહેલી સાથ, **રાજુલ** દીક્ષા લીએ. મધુ૦ ૧૭
લહી કેવલ કરી પરિશાટન, બેહુ મુગતે ગયા,
બની પ્રીત તે સાદિ અનંત, ભાંગે ભેળા થયા;
**શુભવીરવિજય** સુખ લીલ, મગન્ન વિશેષતા,
લોકનાલની નાટકશાલ, સમયમાં દેખતા. મધુ૦ ૧૮



# શ્રી પૃથ્વીચંદ્ર ગુણસાગરની સજ્ઝાય.

## [દુહા.]

શાસન નાયક સુખકરૂ, વંદી **વીર** જિણંદ;
**પૃથ્વીચંદ્ર** મુનિ ગાયશું, **ગુણસાગર** સુખકંદ. ૧
ઉત્તમના ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ;
વાત ઘણી વૈરાગ્યની, સાંભળજો મન રંગ. ૨
**શંખ કલાવતી** ભવથકી, ભવ એકવીશ સંબંધ;
ઉત્તરોત્તર સુખ ભોગવી, એકવીશમે ભવે સિદ્ધ. ૩
પણ એકવીશમા ભવતણો, અલ્પ કહું અધિકાર;
સાંભળજો સન્મુખ થઈ, આતમને હિતકાર. ૪

## ઢાલ–પહેલી.

[ નાણ નમો પદ સાતમે–એ દેશી. ]

નયરી **અયોધ્યા** અતિ ભલી, રાજ્ય કરે **હરિસિંહ**; મેરે લાલ૦
પ્રિયા **પદ્માવતી** તેહને, સુખ વિલસે ગુણ ગેહ. **મેરેલાલ૦**
**ચતુર સનેહી સાંભળો૦** એ આંકણી૦ ૧
**સર્વારથથી** સુર ચવી, તસ કૂખે અવતાર; મે૦
રૂપ કળા ગુણ આગળો, **પૃથ્વીચંદ્ર** કુમાર. મે૦ ચ૦ ૨
સમપરિણામી મુનિ સમો, નિરાગી નિરધાર; મે૦
પિતા પરણાવે આગ્રહે, કન્યા આઠ ઉદાર. મે૦ ચ૦ ૩
ગીત વિલાપને સમ ગણે, નાટક કાય–કલેશ; મે૦
આભૂષણ તનુ ભાર છે, ભોગને રોગ ગણેશ. મે૦ ચ૦ ૪

હું નિજ તાતને આગ્રહે, સંકટ પડિયો જેમ; મે૦
પણ પ્રતિબોધું એ પ્રિયા, માત પિતા પણ એમ. મે૦ ચ૦ ૫
જો સવિ સંયમ આદરે, તો થાયે ઉપકાર; મે૦
એમ શુભ ધ્યાને ગુણનીલો, પહોત્યો ભવન મોઝાર. મે૦ ચ૦ ૬
નારી આઠને ઇમ કહે, સાંભળો ગુણની ખાણ; મે૦
ભોગવતાં સુખભોગ છે, વિપાક કડુવા જાણ. મે૦ ચ૦ ૭
કિંપાકફળ અતિ મધુર છે, ખાધે છંડે પ્રાણ; મે૦
તેમ વિષયસુખ જાણજો, એહવી જિનની વાણ. મે૦ ચ૦ ૮
અગ્નિ જો તૃપ્તિ ઇંધણે, નદીએ જલધિ પુરાય; મે૦
તો વિષયસુખ ભોગથી, જીવ એ તૃપ્તો થાય. મે૦ ચ૦ ૯
ભવ ભવ ભમતાં જીવડે, જેહ આરોગ્યાં ધાન; મે૦
તે સવિ એકઠાં જો કરે, તો સવિ ગિરિવર માન. મે૦ ચ૦ ૧૦
વિષય સુખ સુરલોકમેં, ભોગવિયાં ઇણ જીવ; મે૦
તો પણ તૃપ્ત જ નવિ થયો, કાલ અસંખ્ય અતીવ. મે૦ ચ૦ ૧૧
ચતુરા સમજો સુંદરી, મુંઝો મત વિષયને કાજ; મે૦
સંસાર અટવી ઉતરી, લહિયે શિવપુર રાજ. મે૦ ચ૦ ૧૨
કુમરની વાણી સાંભળી, બૂઝી ચતુર સુજાણ; મે૦
લઘુકર્મી કહે સાહિબા, ઉપાય કહો ગુણખાણ. મે૦ ચ૦ ૧૩
કુમર કહે સંયમ ગ્રહો, અદ્‌ભુત એહ ઉપાય; મે૦
નારી કહે અમ વિસરજો, સંયમે વાર ન થાય. મે૦ ચ૦ ૧૪
કુમર કહે પડખો તુમે, હમણાં નહિ ગુરૂ જોગ; મે૦
સદગુરૂ જોગે સાધશું, સંયમ છાંડી ભોગ. મે૦ ચ૦ ૧૫
માત પિતા મન ચિંતવે, નારીને વશ નવિ થાય; મે૦
ઉલટી નારી વશ કરી, કુમરનું ગાયું ગાય. મે૦ ચ૦ ૧૬

જો હવે રાજા કીજીએ, તો ભળશે રાજ્યને કાજ; મે૦
નરપતિ ઈમ મન ચિંતવી, થાપે કુમરને રાજ. મે૦ ચ૦ ૧૭
પિતા ઉપરોધે આદરે, ચિંતે મોહના ઘાટ; મે૦
પાળે રાજ્ય વૈરાગિયો, જોતો ગુરૂની વાટ. મે૦ ચ૦ ૧૮
રાજ્યસભાયે અન્યદા, **પૃથ્વીચંદ્ર** સોહંત; મે૦
ઈણ અવસર વ્યવહારિયો, સુધન નામે આવંત. મે૦ ચ૦ ૧૯
રાજા પૂછે તેહને, કુણ કુણ જોયા દેશ; મે૦
આશ્ચર્ય દીઠું જે તુમે, ભાખો તેહ વિશેષ. મે૦ ચ૦ ૨૦
શેઠ કહે સુણ સાહિબા, એક વિનોદની વાત; મે૦
સાંભળતાં સુખ ઉપજે, ભાખું તે અવદાત. મે૦ ચ૦ ૨૧

## [ દુહા. ]

કૌતુક જોતાં બહુ ગયો, કાલ અનાદિ અનંત;
પણ તે કૌતુક જગ વડું, સુણતા આતમ શાંત. ૧
કૌતુક સુણતાં જે હુવે, આતમનો ઉપકાર;
વક્તા શ્રોતા મન ગહગહે, કૌતુક તેહ ઉદાર. ૨

## ઢાલ–બીજી.

[ ગિરિ વૈતાઢ્યની ઉપરે–એ દેશી. ]

આવ્યા **ગજપુર** નયરથી, તિહાં વસે વ્યવહારી રે લો,
અહો તિહાં વસે વ્યવહારી રે લો;
**રત્નસંચય** તસ નામ છે, **સુમંગલા** તસ નારી રે લો,
અહો સુમંગલા તસ નારી રે લો. ૧
**ગુણસાગર** તસ નંદનો, વિદ્યાગુણનો દરિયો રે લો; અ૦ વિ૦
ગોખે બેઠો અન્યદા, જુએ તે સુખ ભરિયો રે લો. અ૦ જુ૦ ૨

રાજપંથે મુનિ મલપતો, દીઠો શમ ભરિયો રે લો; અ૦ દી૦
તે દેખી શુભ ચિંતને, પૂરવ ચરણ સાંભરિયો રે લો. અ૦ પૂ૦ ૩
માત પિતાને એમ કહે, સુખિયો મુજ કીજે રે લો; અ૦ સુ૦
સંયમ લેશું હું સહી, આજ્ઞા મુજ દીજે રે લો. અ૦ આ૦ ૪
માત પિતા કહે નાનડા, સંયમે ઉમાહ્યો રે લો; અ૦ સં૦
તો પણ પરણો પદમણી, અમ મન હરખાવો રે લો. અ૦ અ૦ ૫
સંયમ લેજો તે પછી, અંતરાય ન કરશું રે લો; અ૦ અં૦
વિનયથી વાત અંગીકરી, પછે સંયમ વરશું રે લો. અ૦ ૫૦ ૬
આઠ કન્યાના તાતને, ઇમ ભાખે વ્યવહારી રે લો; અ૦ ઇ૦
અમ સુત પરણવા માત્રથી, થાશે સંયમ ધારી રે લો. અ૦ થા૦ ૭
ઈમ્ય સુણી મન ચમકીયા, વર બીજો કરશું રે લો; અ૦ વ૦
કન્યા કહે નિજ તાતને, આભવ અવર ન વરશું રે લો. અ૦ આ ૮
જે કરશે એ ગુણનિધિ, અમો તેહ આદરશું રે લો; અ૦ અ૦
રાગ વૈરાગી હોયમેં, તસ આણા શિર ધરશું રે લો. અ૦ ત૦ ૯
કન્યા આઠના વચનથી, હરખ્યા તે વ્યવહારી રે લો; અ૦ હ૦
વિવાહ મહોત્સવ માંડીયા, ધવલ મંગલ ગાવે નારી રે લો.
અ૦ ધ૦ ૧૦

**ગુણસાગર** ગિરૂઓ હવે, વરઘોડે વર સોહે રે લો; અ૦ વ૦
ચોરીમાંહે આવીયા, કન્યાના મન મોહે રે લો. અ૦ ક૦ ૧૧
હાથ મેલાવો હર્ષશું, સાજન જન સહુ મળિયા રે લો; અ૦ સા૦
હવે કુમર શુભ ચિત્તમેં, ધર્મધ્યાન સાંભળિયા રે લો. અ૦ ધ૦ ૧૨
સંયમ લેઇ સુગુરૂ કને, શ્રુત ભણશું સુખકારી રે લો; અ૦ શ્રુ૦
સમતારસમાં ઝીલશું, કામ કષાયને વારી રે લો. અ૦ કા૦ ૧૩
ગુરૂ વિનય નિત્ય સેવશું, તપ તપશું મનોહારી રે લો; અ૦ ત૦
દોષ બેંતાલીશ ટાળશું, માયા લોભ નિવારી રે લો. અ૦ મા૦ ૧૪

જીવિત મરણે સમપણું, સમ તૃણમણિ ગણશું રે લો; અ૦સ૦
સંયમ યોગે થિર થઇ, મોહ-રિપુને હણશું રે લો. અ૦ મો૦ ૧૫
**ગુણસાગર** ગુણશ્રેણિયે, થયા કેવલનાણી રે લો; અ૦ થ૦
નારી પણ મન ચિંતવે, વરિયે અમે ગુણખાણી રે લો. અ૦ વ૦૧૬
અમે પણ સંયમ સાધશું, નાથ નગીનાની સાથે રે લો; અ૦ ના૦
એમ આઠે થઇ કેવલી, કર પિયુડા હાથે રે લો. અ૦ ક૦ ૧૭
અંબર ગાજે દુંદુભિ, જયજય રવ કરતા રે લો; અ૦ જ૦
સાધુ વેષ તે સુરવરા, સેવાને અનુસરતા રે લો. અ૦ સે૦ ૧૮
**ગુણસાગર** મુનિરાજના, માત પિતા તે દેખી રે લો. અ૦ મા૦
શુભ સંવેગે કેવલી, ઘાતી ચાર ઉવેખી રે લો. અ૦ ઘાતી૦ ૧૯
નરપતિ આવે વાંદવા, મન આશ્ચર્ય આણી રે લો; અ૦ મ૦
**શંખ કલાવતી** ભવથકી, નિજ ચરિત્ર વખાણી રે લો. અ૦નિ૦૨૦
ભવ એકવીશ તે સાંભળી, બૂઝયા કેઇ પ્રાણી રે લો; અ૦ બૂ૦
**સુધન** કહે સુણ સાહિબા, અત્ર આવ્યો ઉમાહી રે લો. અ૦અ૦ ૨૧
પણ તે કૌતુક દેખવા, મનડો મુજ હરખાયો રે લો; અ૦ મ૦
કેવલજ્ઞાની મુજ કહે, શું કૌતુક ઉલ્લાસે રે લો. અ૦ શું૦ ૨૨
એહથી અધિકું દેખશો, અયોધ્યા નામા ગ્રામે રે લો; અ૦ અ૦
તે નિસુણી મુનિ પય નમી, આવ્યો ઇણ ઠામે રે લો. અ૦ આ૦ ૨૩
કૌતુક તુમ પ્રસાદથી, જોશું સુખકામી રે લો; અ૦ જો૦
એમ કહીને **સુધન** તિહાં, ઉભો શિર નામી રે લો. અ૦ ઉ૦ ૨૪

[ દુહા. ]

**પૃથ્વીચંદ્ર** તે સાંભળી, વાધ્યો મન વૈરાગ;
ધન ધન તે **ગુણસાગરૂ**, પામ્યો ભવજલ તાગ. ૧
હું નિજ તાતને દાક્ષિણે, પડિયો રાજ્ય મઝાર;
પણ હવે નિસરશું કદા, થાશું કબ અણગાર. ૨

## ઢાલ-ત્રીજી.

[ ધર્મ જિનેસર ગાઉં રંગશું-એ દેશી. ]

**ધન ધન જે મુનિવર ધ્યાને રમે,**
કરતા આતમ શુદ્ધ; મુનીસર૦
રાજા ચિંતે સદગુરૂ સેવના,
કરશું નિર્મલ બુદ્ધ. મુ૦ ધન૦ ૧
કબ હું શમ દમ સમિતિ સેવશું, ધરશું આતમ ધ્યાન; મુ૦
ઇમ ચિંતવતાં અપૂરવ ગુણ ચઢે,
શ્રેણિએ શુકલ ધ્યાન. મુ૦ ધન૦ ૨
ધ્યાન બલે સવિ આવરણ ક્ષય કરી, પામ્યા કેવલ જ્ઞાન; મુ૦
હર્ષ ધરી સોહમપતિ આવિયા,
વેશ વંદે બહુમાન. મુ૦ ધન૦ ૩
સાંભળી માત પિતા મન સંભ્રમે, આવ્યા પુત્રની પાસ; મુ૦
એ શું એ શું એણિપેરે બોલતાં,
હરિસિંહ હર્ષ ઉલ્લાસ. મુ૦ ધન૦ ૪
દયિતા આઠ સુણી મન હર્ષથી, ઉલટ અંગ ન માય; મુ૦
સંવેગરંગ તરંગમેં ઝીલતી,
આઠે કેવલી થાય. મુ૦ ધન૦ ૫
સારથ સુધન પણ મન ચિંતવે, કૌતુક અદ્ભુત દીઠ; મુ૦
નરપતિ પૂછે મુનિ ચરણે નમી,
સ્નેહનું કારણ જિઠ. મુ૦ ધન૦ ૬
કેવલી કહે પૂરવ ભવ સાંભળો, નયરી ચંપા જયરાય; મુ૦
સુંદરી પ્રિયમતી નામે તેહને,
કુસુમાયુધ સુત થાય. મુ૦ ધન૦ ૭

દંપતી સંયમ પાળી શુભ મના, વિજય વિમાને તે જાય; મુ૦
અનુત્તર સુખ વિલસી સુર તે ચવ્યાં,
થયાં તુમે રાણી ને રાય. મુ૦ ધન૦ ૮
**કુસુમાયુધ** પણ સંયમ સુર ચવી, થયો તુમ સુતતણે નેહ; મુ૦
માત પિતા પણ પૃથ્વીચંદ્રનાં,
સુણી થયાં કેવલી તેહ. મુ૦ ધન૦ ૯
સારથ પૂછે પૃથ્વીચંદ્રને, ગુણસાગર તુમે કેમ; મુ૦
મુનિ કહે પૂરવ ભવ અમ નંદનો,
કુસુમકેતુ તસ નામ. મુ૦ ધન૦ ૧૦
એહિજ દયિતા હોયને તે ભવે, સંયમ પાળી તે સાર; મુ૦
સમ ધર્મેં સવિ અનુત્તર ઉપન્યા,
આભવ પણ થઈ નાર. મુ૦ ધન૦ ૧૧
સાંભળી સુધન શ્રાવકવ્રત લહે, બીજા પણ બહુ બોધ; મુ૦
પૃથ્વી વિચરે પૃથ્વીચંદ્રજી,
સાદિ અનંત થયા સિદ્ધ. મુ૦ ધન૦ ૧૨
નિત નિત ઉઠી હું તસ વંદન કરૂં, જેણે જગ જીત્યો રે મોહ; મુ૦
ચડતે રંગે હો શમસુખસાગરૂ,
કરતો શ્રેણિ આરોહ. મુ૦ ધન૦ ૧૩
જગ ઉપકારી હો જગહિતવત્સલુ, દીઠે પરમ કલ્યાણ; મુ૦
વિરહ મ પડશો હો એહવા મુનિતણો,
જાવ લહું નિરવાણ. મુ૦ ધન૦ ૧૪
મુનિવરધ્યાને હો **જિન ઉત્તમ** પદ વરે, રૂપ કલા ગુણ જ્ઞાન; મુ૦
**કીર્તિ** કમલા હો વિમલા વિસ્તરે,
**જીવવિજય** ધરે ધ્યાન. મુ૦ ધન૦ ૧૫

## શ્રી નંદિષેણ મુનિની સજ્ઝાય.

### ઢાલ-પહેલી.

રાજગૃહી નગરીનો વાસી, શ્રેણિકનો સુત સુવિલાસી હો;
મુનિવર વૈરાગી૦
નંદિષેણ દેશના સુણી ભીનો,
ના ના કહેતાં વ્રત લીનો હો. મુ૦ ૧
ચારિત્ર નિત્ય ચોખું પાળે, સંયમરમણીશું મ્હાલે હો; મુ૦
એક દિન જિન પાયે લાગી,
ગોચરીની અનુમતિ માંગી હો. મુ૦ ૨
પાંગરિયો મુનિ વહોરેવા, ક્ષુધાવેદની કર્મ હરેવા હો; મુ૦
ઉંચ નીચ મધ્યમ કુલ મ્હોટા,
અટતો સંયમ રસ લોટા હો. મુ૦ ૩
એક ઉંચું ધવલ ઘર દેખી, મુનિવર પેઠો શુદ્ધ ગવેખી હો; મુ૦
તિહાં જઇ દીધો ધર્મલાભ,
વેશ્યા કહે ઈહાં અર્થલાભ હો. મુ૦ ૪
મુનિ મન અભિમાનજ આણી,
ખંડ કરી નાંખ્યું તરણું તાણી હો; મુ૦
સોવન વૃષ્ટિ હુઈ બાર કોડી,
વેશ્યા વનિતા કહે કરજોડી હો. મુ૦ ૫



## ઢાલ-બીજી.

[ શાસન નાયક શિવસુખ દાયક જિનપતિ મારા લાલ-એ દેશી. ]

થેં તો ઉભા રહીને અરજ, અમારી સાંભળો, સાધુજી૦
થેં તો મ્હોટા કુળના જાણી, મૂકી દ્યો આમળો; સાધુજી૦
થેં તો લેઇ જાઓ સોવન કોડિ, ગાડાં ઉંટે ભરી, સાધુજી૦
નહિ આવે અમારે કામ, ગ્રહો પાછા ફરી. સાધુજી૦ ૧
થારાં ઉજ્વલ વસ્ત્ર દેખી, મોહે મન માહરૂં, સાધુજી૦
થારો સુરપતિથી પણ રૂપ, અધિક છે વાહરૂં; સાધુજી૦
થારાં મૃગસમ સુંદર નેત્ર, દેખી હર્ષ લાગણો, સાધુજી૦
થારો નવલો જોવન વેશ, વિરહ દુઃખ ભાગણો. સાધુજી૦ ૨
એતો જંત્ર જડીત કપાટ, કુંચી મેં કર ગ્રહી, સાધુજી૦
મુનિ વળવા લાગ્યો જામ, કે આડી ઉભી રહી; સાધુજી૦
મેં તો ઓછી સ્ત્રીની જાતિ, મતિ કહી પાછલે, સાધુજી૦
થેં તો સુગુણ ચતુર સુજાણ, વિચારો આગલે. સાધુજી૦ ૩
થેં તો ભોગ પુરંદર હું પણ, સુંદરી સારી, સાધુજી૦
થેં તો પહેરો નવલા વેશ, ઘરેણાં જરતારી; સાધુજી૦
મણિ મુક્તાફલ મુગટ, બિરાજે હેમના, સાધુજી૦
અમે સજીયે સોલ શણગાર કે, પિયુ રસ અંગના. સાધુજી૦ ૪
જે હોય ચતુર સુજાણ તે, કદિય ન ચૂકશે, સાધુજી૦
એહવો અવસર સાહિબ, કદિય ન આવશે; સાધુજી૦
એમ ચિંતે ચિત્ત મઝાર, નંદિષેણ વાહલો, સાધુજી૦
રહેવા ગણિકાને ધામ કે, થઇને નાહલો. સાધુજી૦ ૫



## ઢાલ-ત્રીજી.

ભોગ કરમ ઉદય તસ આયો, શાસનદેવીયે સંભળાવ્યો હો;
મુનિવર વૈરાગી૦
રહ્યા બાર વરસ તસ આવાસે,
વેશ મ્હેલ્યો એકણુ પાસે હો. મુ૦ ૧
દશ નર દિન પ્રતે પ્રતિબૂઝે,
દિન એક મૂરખ નવિ બૂઝે હો; મુ૦
બૂઝવતાં હુઇ બહુ વેલા, ભોજનની થઈ અવેલા હો. મુ૦ ૨
કહે વેશ્યા ઉઠો સ્વામી, એ દશમો ન બૂઝે કામી હો; મુ૦
વેશ્યા વનિતા કહે ધસમસતી,
આજ દશમા તુમેહીજ હસતી હો. મુ૦ ૩
એહ વયણ સુણીને ચાલ્યો,
ફરી સંયમશું મન વાલ્યો હો; મુ૦
ફરી સંયમ લીયો ઉલ્લાસે,
વેશ લેઇ ગયો જિન પાસે હો. મુ૦ ૪
તપ જપ સંયમ કિરિયા સાધી,
ઘણા જીવને હી પ્રતિબોધી હો; મુ૦
ચારિત્ર નિત્ય ચોકખું પાલી,
દેવલોકે ગયો દેઈ તાલી હો. મુ૦ ૫
**જયવિજય** ગુરૂનો શીશ,
તસ હર્ષ નમે નિશદીશ હો; મુ૦
**મેરૂવિજય** ઇમ બોલે, એહવા ગુરૂને કુણ તોલે હો. મુ૦ ૬



# [૧] શ્રી ભરત બાહુબલીની સજ્ઝાય.

## [દુહા.]

સ્વસ્તિ શ્રી વરવા ભણી, પ્રણમી **ઋષભ** જિણંદ;
ગાશું તસ સુત અતિબલી, **બાહુબલિ** મુનિચંદ. ૧
**ભરતે** સાઠ સહસ વરસ, સાધ્યા ષટખંડ દેશ;
અતિ ઓચ્છવ આણંદશું, **વિનીતા** કીધ પ્રવેશ. ૨
ચક્રરત્ન આવે નહિ, આયુધ શાલામાંહ;
[૧]મંત્રીશ્વર **ભરતને** તદા, કહે સાંભળ તું નાહ. ૩
સ્વામી તેં નિજ ભુજ બલે, વશ કીધા ષટખંડ;
પણ **બાહુબલ** ભ્રાતનો, નવિ દીઠો ભુજ દંડ. ૪
સુરનરમાંહે કો નહિ, તસ જીપણ સમરત્થ;
તો પ્રભુ તુમ બલ જાણશું, જો સહેશો તસ હત્થ. ૫
સુણતા મંત્રી વયણ ઇમ, ચક્રી હુવો સતેગ;
**બાહુબલ** ભણી મોકલ્યો, નામે દૂત **સુવેગ**. ૬
ભટ રથ હયવર ઠાઠશું, દૂતે કીધ પ્રયાણ;
શુકન હુઆ બહુ વાંકડા, પણ સ્વામીની આણ. ૭
[૨]ધરા ઓલંઘી અતિઘણી, આવ્યો **બહુલી** દેશ;
જિહાં કોઇ **બાહુબલ** વિના, જાણે નહિ નરેશ. ૮
તક્ષશિલા નગરી જિહાં, બાહુબલ ભૂમિંદ;
દૂત સુવેગ જઈ તિહાં, પ્રણમ્યો પદઅરવિંદ. ૯

---

૧-મંત્રી વિશ્વંભર તદા, કહે સાંભળ ભૂનાહ-ઇતિ પ્રત્યન્તરે.
૨-બહુ જોજન લંઘી ધરા-ઇતિ પ્રત્યન્તરે

બાહુબલ પૂછે કુશલ, ભરતતણો પરિવાર;
ચતુરાઇ શું દૂત તવ, બોલે બોલ વિચાર. ૧૦
આસન અર્ધું બેસવા, આપે સુરપતિ જાસ;
લક્ષ જક્ષ સેવા કરે, જગત કરે જસ આશ. ૧૧
હેલે જીત્યા ખંડ ષટ્, ખેદ ન પહોતો કોય;
ઋષભદેવ સાન્નિધ્ય કરે, તસ કિમ કુશલ ન હોય. ૧૨
પણ પ્રભુ તુમ આવ્યા વિના, માને સકલ નિરત્થ;
કામ નહિ હવે ઢીલનો, સેવો પ્રભુ સમરત્થ. ૧૩
નહિ તો જો તે કોપશે, કોઈ ન રહેશે [1]તીર;
તસ ભુજ દંડ પ્રહાર એક, સહેશે તુજ શરીર. ૧૪
એ સેના વલિ ઋદ્ધિ એ, તિહાં લગે જાણો સર્વ;
જિહાં લગે એ કોપ્યો નહિ, મૂકો તે ભણી ગર્વ. ૧૫

## ઢાલ-પહેલી.

[ રાગ બંગાલ. ]

જા રે શું તુજ મારૂં દૂત, બાહુબલ બોલે થઈ ભૂત;
**રાજા નહિ નમે,** બહુલી દેશનો રાજા નહિ નમે-એ ટેક૦
કોપે ચઢ્યો હું તાહરો નાંહિ,
એક મૂઠિયે ધરૂં ધરતીમાંહિ. રાજા૦ ૧
હું તો જાણતો તાતજી જેમ,
ભાઇપણાનો હવે જાણ્યો પ્રેમ; રાજા૦
એહજ માહરૂં કહેજે ગુજ્ઝ,
જો બળ હોય તો કરજે ઝુજ્ઝ. રાજા૦ ૨

---

૧-ભાર-ઇતિ પ્રત્યન્તરે.

હેઈ ચપેટા કાઢ્યો દૂત, વિલખો થઈ વિનીતાયે પહુત; રાજા०
સંભળાવ્યો સઘળો વિરતાંત,
કોપ્યો ભરતપતિ જેમ કૃતાંત. રાજા० ૩
રણભંભા વજડાવી જામ, સેના સજ્જ હુઇ સઘલી તામ; રાજા०
ક્રોડ સવા નિજ પુત્ર સકજ્જ,
રણના રસિયા હુવા સજ્જ. રાજા० ૪
લાખ ચોરાશી વર ગજરાજ, ઘોડા લાખ ચોરાશી સાજ; રાજા०
લાખ ચોરાશી રથ વલિ જાણુ,
લાખ ચોરાશી ધુરે નિશાણુ. રાજા० ૫
પાયક છન્નુ કોડી ઝુઝાર, વિદ્યાધર કિન્નર નહિ પાર; રાજા०
ઈમ સુભટની કોડા કોડ,
રણરસ વાધ્યો હોડા હોડ. રાજા० ૬
પૃથ્વી કંપી સેનાને પૂર, રજશું છાયો અંબર સૂર; રાજા०
સોલ લાખ વાજે રણતૂર,
ચક્રી ચાલ્યો સેનાને પૂર. રાજા० ૭
પહોત્યો બહુલી દેશની સીમ,
સુણી બાહુબલ થયો અતિ ભીમ; રાજા०
ત્રણ લાખ બાહુબલિના પૂત્ત,
ક્રોધે ચઢ્યા જાણે જમના દૂત. રાજા ૮
સેના સમુદ્રતણે અનુહાર, કહેતાં કિમહી નાવે પાર; રાજા०
ચક્રીશ્વરની સેના સર્વ,
તૃણ જેમ ગણતો મ્હોટે ગર્વ. રાજા० ૯
પહેરી કવચ અસવારી કીધ, બાહુબલે રણડંકો દીધ; રાજા०
ભરતે પહેર્યો વજ્ર સન્નાહ,
ગજરતને ચઢ્યો અધિક ઉચ્છાહ. રાજા० ૧૦

બેહુ સામા આવ્યા સેન, કંપ્યા ગગન ને પૃથ્વી જેણુ; રાજા૦
ઘોડે ઘોડા ગજે ગજરાજ,
પાળે પાળા અડે રણુ કાજ. રાજા૦ ૧૧
ઝળકે ભાલા ભીમ ખડગ્ગ, તીરે છાયો ગગનનો મગ્ગ; રાજા૦
શૂર સુભટ ભિડે છે તેમ,
નાંખે ઉલાળી ગજ કાંકરી જેમ. રાજા૦ ૧૨
રૂધિરનદીયો વહે ઠામોઠામ, બાર વરસ એમ કીધો સંગ્રામ; રાજા૦
બેહુમાં કોઇ ન હારે જામ,
ચમર સુધર્મેન્દ્ર આવ્યા તામ. રાજા૦ ૧૩
તાતજી સૃષ્ટિનિપાઇ છે એહ, કાંઇ પમાડો તેહનો છેહ; રાજા૦
ભાઇ દોય ગ્રહો રણુભાર,
જેમ ન હોય જનનો સંહાર. રાજા૦ ૧૪
માન્યું વચન બે ભાઇએ જામ,
દેવે થાપ્યાં ત્યાં પાંચ સંગ્રામ; રાજા૦
દૃષ્ટિ વચન બાહુ મૂઠી ને દંડ,
બેહુ ભાઈ કરે યુદ્ધ પ્રચંડ. રાજા૦ ૧૫

[ દુહા. ]

અનિમિષ નયણે જોવતાં, ઘડી એક થઇ જામ;
ચક્રીને નયણે તુરત, આવ્યાં આંસુ તામ. ૧
સિંહનાદ ભરતે કીયો, જાણે ફુટ્યો બ્રહ્માંડ;
ક્ષ્વેડાનાદે બાહુબલે, તે ઢાંકયો અતિ ચંડ. ૨
ભરતે બાહુ પસારિયો, તે વાળ્યો જિમ કંબ;
વાનર જિમ હિંચે ભરત, બાહુબલિભુજ લંબ. ૩

**ભરતે** મારી મુષ્ટિકા, **બાહુબલિ** શિર માંય;
જાનુ લગે **બાહુબલિ**, ધરતીમાંહે જાય. ૪
ગગન ઉછાળી **બાહુબલે**, મૂકી એહવી મૂઠ;
પેઠો **ભરતેશ્વર** તુરત, ધરતીમાંહે આકંઠ. ૫
**ભરતદંડે બાહુતણો**,ચૂર્યો મુગટ સનૂર;
**ભરતતણો બાહુબલે**, કિયો કવચ ચકચૂર. ૬
બોલ્યા સાખી દેવતા, હાર્યો **ભરત** નરેશ;
**બાહુબલિ** ઉપર હુઈ, ફૂલવૃષ્ટિ સુવિશેષ. ૭
ચક્રી અતિ વિલખો થયો, વાચા ચૂકયો તામ;
**બાહુબલિ** ભાઇ ભણી, મૂકયું ચક્ર ઉદ્દામ. ૮
ઘરમાં ચક્ર ફરે નહિ, કરી પ્રદક્ષિણા તાસ;
તેજે ઝળહળતું થકું, આવ્યું ચક્રી પાસ. ૯
**બાહુબલિ** કોપે ચઢ્યો, જાણે કરૂં ચકચૂર;
મૂઠી ઉપાડી મારવા, તવ ઉગ્યો દયા અંકૂર. ૧૦
તામ વિચારે ચિત્તમાં, કિમ કરી મારૂં ભ્રાત;
મૂઠી પણ કિમ સંહરૂં, આવી બની દોઇ બાત. ૧૧
હસ્તીદંત જે નિકલ્યા, તે કિમ પાછા જાય;
ઇમ જાણી નિજ કેશનો, લોચ કરે નરરાય. ૧૨



## ઢાલ–બીજી.

[ જિન વચને વૈરાગિયો હો ધન્ના–એ દેશી. ]

તવ **ભરતેશ્વર** વિનવે રે ભાઇ, ખમો ખમો મુજ અપરાધ;
હું ઓછો ને ઉછાંછલો રે ભાઈ, તું છે અતિહિ અગાધ રે.
**બાહુબલિ** ભાઈ, ઇમ કિમ કીજે બેં૦     એ આંકણી૦ ૧
તું મુજ શિરનો શેહરો રે ભાઇ, હું તુજ પગની રે ખેહ;
એ સવિ રાજ્ય છે તાહરૂં રે ભાઈ,
મન માને તસ દેહ રે. બા૦ ૨
હું અપરાધી પાપીયો રે ભાઈ, કીધાં અનેક અકાજ;
લોભવશે મૂકાવિયાં રે ભાઈ, ભાઈ અઠ્ઠાણુંના રાજ રે. બા૦ ૩
એક બાંધવ તું માહરે રે ભાઇ, તે પણ આદરે એમ;
તો હું અપજશ આગલો રે ભાઈ,
રહેશું જગમાં કેમ રે. બા૦ ૪
ક્રોડવાર કહું તુજને રે ભાઇ, તાતજી **ઋષભ**ની આણ;
એકવાર હસી બોલને રે ભાઈ,
કર મુજ જન્મ પ્રમાણ રે. બા૦ ૫
ગુન્હો ઘણો છે માહરો રે ભાઇ, બક્ષીશ કરીય પસાય;
રાખો રખે દૂભણ કિશિ રે ભાઇ,
લળિ લળિ લાગું છું પાય રે. બા૦ ૬
ચક્રીને નયણે ઝરે રે ભાઈ, આંસુડા કેરી ધાર;
તે દુઃખ જાણે તે ઉરે રે ભાઇ, કે જાણે કીરતાર રે. બા૦ ૭
નિજ નયરી **વિનીતા** ભણી રે ભાઇ, જાતાં ન વહે પાય;
હા ! મૂરખ મેં શું કિયું રે ભાઇ, ઇમ ઉભો પસ્તાય રે. બા૦ ૮

વિવિધ વચન ભરતેશના રે ભાઇ, સુણી નવિ રાચ્યા તેહ;
લીધું વ્રત તે કયું ફરે રે ભાઇ, જેમ હથેલીમાં રેહ રે. બા૦ ૯
રાજ્ય છોડી હુઆ સંજમી રે ભાઈ, ધરી અભિમાન મન ધ્યાન;
બ્રાહ્મી-સુંદરી પ્રતિબોધવા રે ભાઇ,
મોકલે ત્રિભુવન ભાણુ રે. બા૦ ૧૦

વીરા ગજથકી ઉતરો રે ભાઈ, ગજ ચડયે કેવલ ન હોય;
બ્હેન વચન શ્રવણે સુણી રે ભાઈ,
ચેત્યો ચતુર નર સોય રે. બા૦ ૧૧
કેવલ લહી મુગતે ગયા રે ભાઈ, બાહુબલિ અણગાર;
પ્રાતઃ સમય નિત્ય પ્રણમીયે રે ભાઈ,
જિમ હોય જય જયકાર રે. બા૦ ૧૨

**કલશ.**

શ્રી ઋષભજિન સુપસાય ઇણિ પરે, સંવત સત્તર ઇકોતરે,
ભાદ્રવા સુદિ પડવાતણે દિન, રવિવાર ઉલટ ભરે;
**વિમલ**વિજય ઉવજ્ઝાય સદગુરૂ, શીશ તસ શ્રી શુભવરે,
બાહુબલિ મુનિરાજ ગાતાં, **રામવિજય** જયશ્રી વરે. ૧



## [૨] શ્રી બાહુબલિજીની સજ્ઝાય.

બહેની બોલે હો બાહુબલ સાંભલોજી,
રૂડા રૂડા રંગ નિધાન;
ગજવર ચઢીયા હો કેવલ કેમ હુવેજી,
જાણ્યું જાણ્યું પુરૂષ પ્રધાન. બહેની૦ ૧
તુજ સમ ઉપશમ જગમાં કુણ ગણેજી,
અકલ નિરંજન દેવ;
ભાઈ ભરતેશર વહાલા વિનવેજી,
તુજ કરે સુરનર સેવ. બહેની૦ ૨
બાર વરસાળો હો વનમાં વેઠીઓજી,
જિહાં ઘણાં પાણીના પૂર;
ઝરમર વરસે હો મેહુલો ઘણુંજી,
પ્રગટ્યા પુણ્ય અંકુર. બહેની૦ ૩
ચિહું દિશિ વીંટ્યો હો વેલડીએ ઘણુંજી,
જેમ વાદલ છાયો સૂર;
શ્રી આદિનાથે હો અમને મોકલ્યાજી,
તુમ પ્રતિબોધન નૂર. બહેની૦ ૪
વર સંવેગ રસે હો મુનિવર ભર્યાજી,
પામ્યા પામ્યા કેવલ નાણ;
માણેકમુનિ જસ નામે હો હરખ્યો ઘણુંજી,
દિન દિન ચઢતો વાન. બહેની૦ ૫



## [૩] શ્રી બાહુબલિજીની સજ્ઝાય.

[ સહજ સંવેગી સુંદર આતમાજી—એ દેશી. ]

**બાંધવ બાહુબલિ બોલોને બોલડો જી,**
બહેનડને દીયો બોલ;
મહા વનમાંહિ મેં ઘણું જોઇઓ જી,
કાં થયો કઠીન નિટોલ. બાં૦ ૧
સોધતાં લાધ્યો સહોદર આપણો જી, ગિરિ જેમ વિંટિઓ વેલ;
શાંતસુધારસ મહામુનિ જોવતાં જી,
પાતિક નાંખીયે ઠેલ. બાં૦ ૨
સુગુણ સહોદર સમતાએ વશ કર્યો જી, બોલ ન બોલે સોય;
શ્રવણ તો તરસ્યા વચન અમૃતભણી જી,
હિતભરી બોલ તું જોય. બાં૦ ૩
કહેને સહોદર વર્ષા કિમ સહ્યો જી, ખલ ખલ વ્હેતાં નીર;
ઝબઝબ ઝબકે વીજલી ચિહું દિશે જી,
ધન ધન તું વડવીર. બાં૦ ૪
ચરણા ઉપર ડાભજ ઉગીયા જી, વેલડી વીંટ્યું શરીર;
કેશમાં માલા કીધાં પંખીયે જી,
તોહી ચલ્યા નહિ ધીર. બાં૦ ૫
ઘન ગરજે અતિ રજની શામળી જી, વાદલ છાયો આકાશ;
ઝબકીયે નિઝરણાના નાદથી જી,
કિમ સહ્યા સુભટ ! ચઉમાસ. બાં૦ ૬
શીયાલે પણ શીત વાયે ઘણી જી, ઠારે ઠરે જલ જેહ;
હિમ પડે જિણે વન તરૂ દાઝવે જી,
થર થર કંપે એ દેહ. બાં૦ ૭

ઉનાળો અતિ ઉનો આગથી જી, લૂ વરસે અતિ તાપ;
સૂરજ આકરો નવિ કોઇ સહી શકે જી,
કિમ સહ્યો ગ્રીષમ વ્યાપ. બાં૦ ૮
ધીર થઇ તેં ઋતુ પરિસહ સહ્યા જી, ભલો ભલો તું મુનિ સિંહ;
તાત ઋષભજીએ તેડવા મોકલ્યાજી,
આવોને અકલ અબીહ. બાં૦ ૯
ગજથી ઉતરી કેવલ પામશો જી, ઇમ સુણી ચમકીયો ચિત્ત;
લહી કેવલને જિન પાસે ગયા જી,
પ્રણમો એ મુનિ નિત્ત. બાં૦ ૧૦
તપ ગણ ગગને દિનમણિ દીપતોજી, શ્રી મેઘવિજય ઉવજ્ઝાય;
તસ સેવક ઇમ લબ્ધિવિજય કહે જી,
નામથી જય જય થાય. બાં૦ ૧૧

## [૪] શ્રી બાહુબલિજીની સજ્ઝાય.

[ ચઉસદ્દહણા તિ લિંગ છે—એ દેશી. ]

બાહુબલ શુકલ ધ્યાને રહ્યા, સુરગિરિ સમ ચિર નંદુ રે;
પણ અંતર માને ચડ્યા, લઘુ બાંધવ કેમ વંદુ રે.

ત્રુટક.

કેમ વંદુ બંધુ લહુઆ, ચરણ પર્યાયે વડા,
વિના કેવલ કેમ જાઉં, સમવસરણ આશંકડા;
નિર્જિયા જેણે ભુજાબલથી, ભરહચક્કી સમભડા,
બલવંત એહવા માને નડીયા, અવર નર કુણ બાપડા. ૧

ઢાલ.

આદિ જિણંદ આદેશથી, બંભી સુંદરી હિત ભાવી રે;
બંધવ જિણ વને તપ તપે, તિહાં પડિબોહણ આવી રે.

ત્રુટક.

પડિબોહવા હેતે તિહાં આવી, લતા વીંટ્યા નિરખીયા,
શ્રીરિસહે જેહવા કહ્યા માની, તેહવા તિહાં પરખીયા;
અહો વીરો ચરણ ધીરો, માન કિમપિ ન જાલવે,
પરમ સાધન વચન એહેની, અર્થગર્ભિત આલવે. ૨

ઢાલ.

બંધવ ગજથકી ઉતરો, હવે તો તુમે વ્રતધારી રે;
ગજ ચડવું રૂચતું હતું, તો તક્ષશિલા કાં નિવારી રે.

ત્રુટક.

કાં નિવારી તક્ષનગરી, સહજથી વિગ્રહ કરી,
મમ હુઓ ગલીયા થાઈ બલીયા, વીર ઉપશમ અણુસરી;
અણુહાંણુડે પય હુવે કેવલ, એહવી તો સાંભલી,
કોઈ પણ ગજરાજ ચડીયા, માન ન હુઆ કેવલી. ૩

ઢાલ.

બાહુબલે બહેનરો ઓલખી, મધુર ગિરા અણુસારે રે;
કહે મુઝ ગજથકી ઉતરો, અસંભવ ઇમ કાં પચારે રે.

ત્રુટક.

ઇમ અસંભવ કિમ પચારે, ગજારૂઢ છું હું કિહાં,
ગજતણે થાનક રહ્યા છે ગજ, નગર મુઝ પણ નહિ ઈહાં;
ગજ વાજી તજી વનરાજ વિલસું, તજી તે કિમ ચિત્ત ધરૂં,
પણ અલીક બહેની તો ન જંપે, કાંઇક કારણ તો ખરૂં. ૪

ઢાલ.

અરે ! હું માનગજે ચડ્યો, અવર નહિ ગજ કોઇ રે;
મુઝ વડપણ કુણ વાતનું, મુનિપણું ઇમ કિમ હોઇ રે.

ત્રુટક.

મુનિપણું ઇમ કેમ હોવે, બહેન વાણી મુઝ ગમી,
ગૃહ-સંબંધે બંધુ લહુઆ, હવે મોટા સંયમી;
અહં એહવી બુદ્ધિ વિરમે, શ્રેણિ ઉપશમ જઇ અડ્યો,
સંવેગ રસિયો નિપટ હુંતો, માન મયગલ કિમ નડ્યો. ૫

ઢાલ.

વંદુ રે જઈ સવિ સાધુને, ઇમ કહી પગ ભરે છંદો રે;
લોકાલોક પ્રકાશથી, ઉદયો નાણ દિણંદો રે.

ત્રુટક.

ઉદય હુઓ નાણ દિનકર, બાહુબલ ઋષિરાયને,
અનુક્રમે શિવ સુખ સાધ્યું, શેષ કર્મ ખપાયને;
શ્રી બાહુબલ પરે જેહ જગમેં, માન જીપે મુનિવરા,
કહે **મોહન રૂપ** કવિનો, તેહ સમકિત સિંધુરા. ૬

## [૫] શ્રી બાહુબલિજીની સજ્ઝાય.

બાહુબલિ વ્રત લીયો રે, સાથે સહુ પરિવાર;
ભરતેસર ઇમ વિનવે રે, પાએ લાગી વારંવાર.
**હરખભર હમશું બોલજો જી આજ૦** ૧
થાંને બાબાજીરી આણ, થાંને ઋષભદેવજીરી આણ;
થેં તો મ કરો ખેંચાતાણ, થેં તો માહરે જીવન પ્રાણ. હરખ૦ ૨
આવો સાંઈ દે મીલાં રે, જોવો આંખ ઉઘાડ;
બોલો મીઠા બોલડા રે, પૂરા મનના લાડ. હરખ૦ ૩
જો હું ભાઈ તાહરો રે, તો મેં કીધો દોષ;
તો થેં ખમજો ભાઈલા રે, ગિરૂઆ ન ધરે રોશ. હરખ૦ ૪

ખીલો નાંખું ત્રોડને રે, જિણ ભૂલ લાઇ વેઢ;
આયુધશાલા નહિ વડે રે, જયું બ્રાહ્મણ ઘર ઢેઢ. હરખ૦ ૫
તુમે જીત્યા અમે હારીયા રે, દેવ ભરે છે શાખ;
તો સારીખો જગ કો નહિ રે, હમ સરીખા જગ લાખ. હરખ૦ ૬
ભાભીતણા ઓલંભડા રે, કિમ સાંભળશું કાન;
જાતાં પાંવ વહે નહિ રે, તુમને મૂકી રાન. હરખ૦ ૭
માથે સૂરજ આવીયો રે, પરસીનો સહુ થાલ;
ભેલાં બેસી જિમીયે રે, ખારેક દ્રાખની વાત. હરખ૦ ૮
નિનાણું એકણ સમે રે, મુઝને લોભી જાણ;
સહોદર દૂરે હુવા રે, જયું વરસાલે છાણ. હરખ૦ ૯
તુંહીજ માહરે આતમા રે, તુંહીજ માહરે બાંહ;
દિશ સુની બંધવ વિના રે, આવો જિમ ઘર જાહ. હરખ૦ ૧૦
બોલ ઘણાહી બોલીયા રે, ભરતેસર ને ભાય;
પણ હાથીરા નિસર્યા રે, તે કિમ પાછા જાય. હરખ૦ ૧૧
અભિમાની શિર સેહરો રે, બાહુબલિ મુનિરાય;
કીધાં કર્મ ખપાવીયાં રે, **વિમલકીરતિ** સુખ થાય. હરખ૦ ૧૨

## શ્રી દશાર્ણભદ્રજીની સજ્ઝાય.

[1]પંકજભૂતનયા નમી, શુભગુરૂ ચરણ પસાય;
વિશદ દશારણભદ્રજી, થુણસ્યું મહા મુનિરાય. ૧
માને માનવ દુઃખ લહે, ચરણ કરણ ગુણ ફોક;
આઠ શિખર આડાં વલે, નાવે વિમલાલોક. ૨
અહો માને મુનિવર હુઆ, છંડી રાજ્ય સમૃદ્ધ;
[2]સંક્રંદન વંદન કરે, માન તજી સ્તવ કીધ. ૩

૧–સરસ્વતી. ૨–ઇન્દ્ર.

## ઢાલ-પહેલી.

[ શ્રી યુગમંધરને કેહજ્યો-એ દેશી. ]

મુદિતા લોક વસે ઝાઝા, દશારણ નયર ઘણી માજા;
દેશ **દશારણનો** રાજા રે.
**રમણીક ઋદ્ધિપતિ રાજે, ઉપમ લંકપતિ છાજે રે૦** ૨૦ ૧
ભૂપ દશારણભદ્ર લહ્યો, અરિજનનો ભય દૂર રહ્યો;
ધર્મી ધર્મ ભણી ઉમહ્યો રે. ૨૦ ૨
રાગ ને રોષ નહિ દિલમાં, રોગનો અંશ નહિ તનમાં;
**વીર** સમોસરીયા વનમાં રે. ૨૦ ૩
કોલાહલ સુરનો મચિયો, પ્રભુ આગલ નાચે શચિયો;
હેવે સમવસરણ રચિયો રે. ૨૦ ૪
રૂપાનન્ય અનુપ વેશે, શોભિત સિંહાસન બેસે;
જલથલ કુસુમવૃષ્ટિ વિકસે રે. ૨૦ ૫
હેત વધાઈ વનપાલે, લાખ વધાઈ ભૂપાલે;
ઉઠી સભા સહુ તતકાલે રે. ૨૦ ૬
ચલજો સર્વ જના સાજે, જિનવર વંદનને કાજે;
એમ નગરે પડહો વાજે રે. ૨૦ ૭
જિનવાણી સુણતા રંજીયે, મિથ્યામલ દૂરે તજીયે;
હય ગય રથ ભૂષણ સજીયે રે. ૨૦ ૮
**વીર** ચરણ કજ અનુસરીએ, દક્ષણ પરદક્ષણા ફરીએ;
નરનારી એમ ઉચ્ચરીએ રે. ૨૦ ૯
વંદુ ઋદ્ધિ લેઇ સરવે, જિમ કોઈ નવિ વંદ્યા પૂરવે;
ભૂપ ચિંતે ઈણી પરે ગરવે રે. ૨૦ ૧૦
વલી મનના સંશય વમશું, અનુભવ રંગ રસે રમશું;
**શ્રી શુભવીર** ચરણ નમશું રે. ૨૦ ૧૧

## ઢાલ-બીજી.

[ સુત સિદ્ધારથ ભૂપનો રે—એ દેશી. ]

રાજા મનમોદે કરી રે, સૈન્ય સજે તિણિ વાર;
ભદ્રક જાતિ મદભર્યો રે, કુંજર સહસ અઢારો રે.
**માન ગજે ચઢયો, દશારણભદ્ર ભૂપાલો રે૦** મા૦ ૧
ચોવીસ લાખ તુરંગમા રે, અશ્વ રતન અણુહાર;
રવિ રથ પરે [1]હરિ જોતર્યા રે, રથ એકવીશ હજારો રે. મા૦ ૨
યુધિષ્ઠિર ભટ પાયકા રે, ક્રોડ એકાણું સફાર;
એક હજાર અંતેઉરી રે, બેઠી સુખાસને સારો રે. મા૦ ૩
મુગટબંધ અવનીપતિ રે, પંચ સયા પરિવાર;
પંચ વરણ ફરકે તિહાં રે, ધ્વજવર સોલ હજારો રે. મા૦ ૪
ચિહું દિશે ચામર ઢલે રે, ઉજ્વલ છત્ર ધરંત;
પટ્ટગજે પૃથવીપતિ રે, બેઠો લીલ કરંત રે. મા૦ ૫
નાટિક નાદ રસે ચઢ્યો રે, નિજ રિદ્ધિ સઘલી રે જોય;
મન ચિંતે મહિમાનિલો રે, મુજ સમ અવર ન કોય રે. મા૦ ૬
સોહમપતિ અવધે કરી રે, ચિંતે અચરીજ દેખ;
ભૂપતિ જિનવંદન કરે રે, પણ અભિમાન વિશેષ રે. મા૦ ૭
તીર્થંકર અરિહા પ્રભુ રે, વંદિત અમર નરિંદ;
કેવલનાણ દિવાયરૂ રે, જગતશરણ જિનચંદ રે. મા૦ ૮
ભરત સગર કેશવ વલી રે, પૂર્વે વંદ્યા જિણંદ;
તે આગલ એ નરપતિ રે, જેમ રવિ આગે ચંદ રે. મા૦ ૯
સાહમીના સગપણ ભણી રે, સમજાવું એક તાન;
ટાલું જિન આશાતના રે, ગાલું એહનું માન રે. મા૦ ૧૦
ઐરાવણ સુર તેડીયો રે, પરે પરે તસ સમઝાય;
ઋદ્ધિ વિકુરવી અભિનવી રે, વીરનમન [2]હરિ જાય રે. મા૦ ૧૧

૧—ઘોડા. ૨—ઈન્દ્ર.

## ઢાલ-ત્રીજી.

[ વિમલજિન! વિમલતા તાહરી જી—એ દેશી. ]

**માન કરશ્યો નવિ માનવીજી**, માનથી નીચ ગતિ જોય;
ભૂપ ભર માન ભંજક ભણીજી, વિહિત વાસવ બલ સોય. મા૦ ૧
ચઉસઠ સહસ હસ્તી ભલાજી, ઉન્નત અંગ મનોહાર;
દંતી દંતી પ્રત્યે જૂજૂવાજી, મસ્તક પાંચસે બાર. મા૦ ૨
શિર પ્રતે આઠ દંતુસલાજી, દંત પ્રત્યે વાપિકા આઠ;
પુષ્કરિણી વાવ પ્રત્યેકમાંજી, કમલ કંચન મઇ આઠ. મા૦ ૩
પાંખડી લાખ પંકજ પ્રતેજી, શબ્દ નાટકતણા થાય;
ગાયન ગીત સુર ગાવતાજી, દેવ દુંદુભિ વજડાય. મા૦ ૪
કમલ વિચે ડોડક ઉપરેજી, ચિહું મુખો એક પ્રાસાદ;
આઠ ઇંદ્રાણીશું સુરપતિજી, તિહાં રહ્યા લહત આલ્હાદ. મા૦ ૫
ગણિત સંખ્યા સુણજો હવેજી, એક એક ગજ પ્રતે સાર;
સહસ્સ ચઉ છન્નુ દંતુસલાજી, રતન રવિકંતિ ઝલકાર. મા૦ ૬
પુષ્કરિણી બત્રીસ સહસ છેજી, સાતસેં અડસઠ જોય;
કમલ લખ દો સહસ બાસઠીજી, એક સો ચુમાલિસ સોય. મા૦ ૭
કમલ પર ધવલ પ્રાસાદ છેજી, વીશ લાખ સતાણું હજાર;
એકસો બાવન હરિ તણીજી, અપચ્છરાનો પરિવાર. મા૦ ૮
દો સહસ છ સય એકવીશ છેજી, જોડજો કોડી ત્રીક ઠાણ;
લાખ ચુમાલીસ સોહતીજી, પાંખડી કમલની જાણ. મા૦ ૯
બત્રીસબદ્ધ નાટક હુએજી, પંકજ દલ તણે અંક;
તીન લખ છતીસ સહસ છેજી, આત્મરક્ષક ભટ વંક. મા૦ ૧૦
ચઉસઠસહસગુણી રિદ્ધિશુંજી, પરિવર્યો દેવનો રાય;
જામ ભૂપાલ ઉપવેશીયોજી, પ્રણમે પરમેશ્વર પાય. મા૦ ૧૧
ઉર્ધ્વ વદને કરી જોવતોજી, હૃદયચિંતે ગઇ મામ;
**શુભવિધિ વીર** વંદન કરેજી, સોહમ સ્વામી શિરનામ. મા૦ ૧૨

## ઢાલ-ચોથી.

[ સીમંધર તુજ મીલને દીલમેં રઢ લગી તારૂજી-એ દેશી. ]

પ્રભુ આગલ નૃપ બેઠો, ચિંતા સાયરમાં પેઠો રે;
હરિ જીતણને કાજે, **મનડો અડે રહ્યો અભિમાને.** ૧
વલી જગમાં જસ કીરતિ, ઘણી વર ગાજે રે; મ૦
માહરો ગર્વ ગવેષી, હરિએ મુજ રિદ્ધિ ઉવેખી રે. મ૦ ૨
તારક ચંદ વિવેક, રાજહંસ આગે ભેક રે; મ૦
અંધકાર ને ઉદ્યોત, જેમ સુરજ ને ખદ્યોત રે. મ૦ ૩
નંદનવન કાંતાર, પીતલ મુગતાફલ હાર રે; મ૦
ગુરૂ ઉપમ હરિ રાય, લઘુ ઉપમ મુજ કહેવાય રે. મ૦ ૪
હરિએ કીધી હાણ, મુજ જીવિત તો અપ્રમાણ રે; મ૦
હવે કરવો કુણ કાજ, સુરનરમાં રહે જેમ લાજ રે. મ૦ ૫
માનથકી જગ પ્રાણી, અપમાન લહે ગુણ હાણી રે; મ૦
માન તજી મુનિરાયા, સુખીયા શિવ સૌખ્ય સુહાયા રે. મ૦ ૬
સંજમ લેઇ પ્રભુ હાથે, વિહરશું અરિહા સાથે રે; મ૦
ચિંતવી હૃદયારામે, ઉઠી પ્રભુ પય શિર નામે રે. મ૦ ૭
સર્વ વિરતિ મુજ આજ, ઉચ્ચરાવો અવિચલ રાજ રે; મ૦
જિનવાણી રસ ગિદ્ધિ, વૈરાગે દીક્ષા લીધી રે. મ૦ ૮
ઇંદ્ર તદા માન મોડી, મુનિ ચરણ નમે કરજોડી રે; મ૦
માન સકલ મુનિ વીત્યો, હું હાર્યો ને તું જીત્યો રે. મ૦ ૯
હું માને કરી દુહવાણો, મુનિ માન કરી તુમે જાણ્યો રે; મ૦
તુમ ઋદ્ધિ અખય ખજાનો, મુજ રિદ્ધિ છાર સમાનો રે. મ૦ ૧૦
જ્ઞાન ધ્યાન હય દંતી, શ્રુત તપ જપ બહુ પરતંતી રે; મ૦
સહસ શીલાંગ અઢાર, રથ ઉપશમ ઋદ્ધિ નહિ પાર રે. મ૦ ૧૧
કાજ સકલ મુજ વ્યક્તિ, **વર** ચરણ ગ્રહણ નહિ શક્તિ રે; મ૦
સમતાસાયર સાધ, મુજ ખમજો કૃતઅપરાધ રે. મ૦ ૧૨
એમ કહી ખિણ ખિણ વંદે, નિજ દુષ્કૃત ખિણ ખિણ નિંદે રે; મ૦
**વીર** ચરણ કજ સેવા, તુમે માંડી શિવફલ લેવા રે. મ૦ ૧૩

## ઢાલ-પાંચમી.

[ હુઆ ચારિત્ર જુત્તો-એ દેશી. ]

ઉપશમ સુખકંદો, જ્ઞાનાનંદો, મોહના-વારૂજી૦
સંસારે અલુદ્ધો, દંસણુ શુદ્ધો; સંજમી તારૂજી૦
તમે નિજ ગુણુ રસિયા, ગુરૂકુલ વસિયા, મોહના-વારૂજી૦
મનમોહન સ્વામી, છો વિસરામી. ભવ્યના-તારૂજી૦ ૧

પર પુદ્ગલ સંગે, માનને રંગે, મો-વા૦
મેં રિદ્ધિ વિકુર્વી, ઉર્વી ગુર્વી; લોકમેં-તા૦
તુમે નિજ ઘટ રિદ્ધિ, પ્રકટજ કીધી, મો-વા૦
શુચિ સહજની શોભા, રહે થીર શોભા. ભૂષણે-તા૦ ૨

સંવેગી ત્યાગી, તું સોભાગી, મો-વા૦
વાર સો એક સાસે, વંદના તોસે; માહરી-તા૦
અપરાધ ખમાવી, શિશ નમાવી, મો-વા૦
નિજ નાક સધાવે, હરિ મુનિ ભાવે. સંસ્તવી-તા૦ ૩

દમી શાંત પ્રશાંતો, બાહ્ય ને અંતો, મો-વા૦
કૃતકર્મને ગાળે, સંજમ પાળે; સાધુજી-તા૦
ક્રોધ કંડક ખંડે, ઉપશમ દંડે, મો-વા૦
માન માયા ગાલી, વન્હિ પ્રજાલી. અજજવે-તા૦ ૪

તૃષ્ણા જલ શોષે, વૃષ તરૂ પોષે, મો-વા૦
ભવ શ્રોતા વર્તા, મોહની ગર્તા; લંઘીયા-તા૦
કામ ચિંતન ચુક્કા, કલિમલ્ર મુક્કા, મો-વા૦
કુક્ખિસંબલ પત્તા, મુનિ અપમત્તા. ભાવશું-તા૦ ૫

ઉદ્દેસિક આદે, દુગવન્ન ભેદે, મો–વા૦
અનાચીરણ નિહાલે, દશવઇકાલે; તે કહ્યા–તા૦
ઇચ્છાદિક પાલે, દશ ચક્કવાલે, મો–વા૦
પરિસહે ન ઉભગ્ગા, સુર ઉવસગ્ગા. ઝીપીયા–તા૦ ૬
ખટ કારણ આહારી, ખટ અણાહારી, મો–વા૦
સામુદાણી ભિખ્ખા, અલિસુમ સિખ્ખા; આચરે–તા૦
ભાવંત મુનીશા, જે પણવીસા, મો–વા૦
પણવીસ અશુચિ, ભાવન રૂચિ. નો કદા–તા૦ ૭
સિત્તરિ ગુણ ચરણે, સેવત કરણે, મો–વા૦
વિકસંત ઉદાસી, શ્રુત અભ્યાસી; અર્થથી–તા૦
ચક્રી ને દાસ, પૂર વનવાસ, મો–વા૦
અરિમિત્ત વિયોગો, હુઇ સંજોગો. ઇષ્ટનો–તા૦ ૮
મણિ તરણું જેમ, પત્થર હેમ, મો–વા૦
સમભાવ વિચારે, શિવ સંસારે; સાધુને–તા૦
ધર્મ ધ્યાનાસીનો, ખવગે લીનો, મો–વા૦
મલ સંત વિનાસી, શ્રેણિ પ્રકાસી. ખાયગો–તા૦ ૯
અપચ્ચ પચ્ચખાણી, ચઉ ચઉ જાણી, મો–વા૦
સોલ પગઈ અંતર, આઠ ક્ષયંકર; મૂલથી–તા૦
નપુ ઇત્થિ વેદો, ખટ હાસ ભેદો, મો–વા૦
નરવેદ ઉચ્છેદે, ક્રોધને ભેદે. સંજવલો–તા૦ ૧૦
માન માયા ટાલી, લોભ પ્રજાલી, મો–વા૦
દુગ નિંદ નસાવે, દુગ પય ધ્યાવે; શુકલના–તા૦
ખિણ ચરમ સમયમાં, છેદત લયમાં, મો૦–વા૦
નાણ દંસણ વિગ્ઘા, વરણજ સિગ્ઘા. ચઉદ જે–તા૦ ૧૧

ધૂર સમય સજોગી, કર્મ વિજોગી, મો-વા૦
હુઆ કેવલનાણી, કેઇ ભવી પ્રાણી; તારીયા-તા૦
પંચાસી વિનાસી, શિવપુર વાસી, મો-વા૦
સુખ સિદ્ધ એકાંતે, સાદિ અનંતે. ભંગશું-તા૦ ૧૨
અહો માનજ કરીયે, તો શિવ વરીયે, મો-વા૦
જસ નામ રસાલા, મંગલ માલા; સંઘને-તા૦
ગુરૂ **ખીમાવિજય જસ, શુભવિજયે** તસ, મો-વા૦
વન્હિ રસ દંતી, તિમ હિમકંતી. [૧૮૬૩] વત્સરે-તા૦ ૧૩
મેર તેરસ વાસર, સાધુ સુહંકર, મો-વા૦
ગુરૂવારે ધ્યાયા, એ મુનિરાયા; નામથી-તા૦
ભવ તાપ હરેજો, મંગલ હોજો, મો-વા૦
કવિ **વીરવિજયને, ઉત્તરાધ્યયને.** થી કહ્યા-તા૦ ૧૪

**કલશ.**

કૃતમાન વૃત શિવદાન જ્ઞાન, **દશાર્ણભદ્ર** મુનિસરૂ,
**લીંબડી**-પુર પોરવાડવંશી, સકલ સંઘ સુહંકરૂ;
**જેઠા** સુત **જયરાજ** વોરા, પઠન હેતે સંસવી,
કહે **વીર** મુનિ ગુણમાલ ગુંથી, તાસ કંઠે મેં ઠવી. ૧૫



## શ્રી શાલિભદ્રજીની સજ્ઝાય.

[ છઠ્ઠી ભાવના મન ધરો–એ દેશી. ]

રાજગૃહી નયરી મોઝારો જી, વણઝારા દેશાવર સારો જી;
ઇણુ વણજે જી, રતનકંબલ લેઈ આવીયા જી. ૧
લાખ લાખની વસ્તુ લાખેણી, એ વસ્તુ છે અતિ ઝીણી;
કાંઈ પરિમલ જી, ગઢ મઢ મંદિર પરિસરી જી. ૨
પૂછે ગામને ચોતરે, લોક મલ્યા વિધવિધ પરે;
જઈ પૂછ્યો જી, **શાલિભદ્ર**ને મંદિરે જી. ૩
શેઠાણી ભદ્રા નિરખેજી, રત્નકંબલ લેઇ પરખે જી;
પહોંચાડી જી, શાલિભદ્રને મંદિરે જી. ૪
તેડાવ્યો ભંડારી જી, વીશ લાખ નિરધારી જી;
ગણી દેજો જી, એહને ઘર પહોંચાડજો જી. ૫
રાણી કહે સુણો રાજ જી, આપણું રાજ શે કાજ જી;
મુઝ કાજે જી, એકે ન લીધી લોબડી જી. ૬
સુણુ હો **ચેલણા** રાણી જી, એહ વાત મેં જાણી જી;
પીછાણી જી, એહ વાતનો અચંભો ઘણો જી. ૭
દાતણ તો તબ કરશું જી, શાલિભદ્ર મુખ જોશું જી;
શણગારો જી, ગજ રથ ઘોડા પાલખી જી. ૮
આગલ કોતલ હિંચાવતા, પાછલ પાત્ર નચાવતા;
રાય **શ્રેણિક** જી, **શાલિભદ્ર** ઘેર આવીયા જી. ૯
પહેલે ભુવને પગ દીયો, રાજા મનમાં ચમકીયો;
કાંઇ જોજો જી, આ ઘર તો ચાકરતણા જી. ૧૦
બીજે ભુવને પગ દીયો, રાજા મનમાં ચમકીયો;
કાંઈ જોજો જી, આ ઘર તો સેવકતણા જી. ૧૧

ત્રીજે ભુવને પગ દીયો, રાજા મનમાં ચમકીયો;
કાંઈ જોજો જી, આ ઘર તો દાસીતણા જી. ૧૨

ચોથે ભુવને પગ દીયો, રાજા મનમાં ચમકીયો;
કાંઈ જોજો જી, આ ઘર તો શ્રેષ્ઠિતણા જી. ૧૩

રાય શ્રેણિકની મુદ્રિકા, ખોવાઇ ખોળ કરે જીકા;
માય ભદ્રા જી, થાળ ભરી લાવીયા જી. ૧૪

જાગો જાગો મોરા નંદ જી, કેમ સૂતા આણંદ જી;
કાંઇ આંગણે જી, શ્રેણિકરાય પધારીયા જી. ૧૫

હું નવિ જાણું માતા બોલમાં, હું નવિ જાણું માતા તોલમાં;
તુમે લેજો જી, જેમ તુમને સુખ ઉપજે જી. ૧૬

પૂર્વે કદી પૂછતાં નહિ. તો આમાં શું પૂછો સહી;
મોરી માતાજી, હું નવિ જાણું વણજમાં જી. ૧૭

રાય કરિયાણું લેજો જી, મુહ માગ્યા દામ દેજો જી;
નાણું ચૂકવી જી, રાય ભંડારે નખાવી દીયો જી. ૧૮

વલતી માતા એમ કહે, સાચી નંદન સદ્દહે;
કાંઈ સાચે જી, શ્રેણિક રાય પધારીયા જી. ૧૯

ક્ષણમાં કરે કાંઇ રાજીયો, ક્ષણમાં કરે બેરાજીયો;
કાંઈ ક્ષણમાં જી, ન્યાય અન્યાય કરે સહી જી. ૨૦

પૂર્વે સુકૃત નવિ કીધાં, સુપાત્રે દાન નવિ દીધાં;
મુજ માથે જી, હજુ પણ એહવા નાથ છે જી. ૨૧

અબ તો કરણી કરશું જી, પંચ વિષય પરિહરશું જી;
પાળી સંયમ જી, નાથ સનાથ થશું સહી જી. ૨૨

ઇંદુવત અંગ-તેજ જી, આવે સહુને હેજ જી;
નખશિખ લગે જી, અંગોપાંગ શોભે ઘણાં જી. ૨૩

મુક્તાફલ જેમ ચળકે જી, કાને કુંડલ ઝળકે જી;
રાય શ્રેણિક જી, શાલિભદ્ર ખોળે લીયો જી. ૨૪

રાજા કહે સુણો માતા જી, તુમ કુંવર સુખ શાતા જી;
હવે એહને જી, પાછો મંદિર મોકલો જી. ૨૫

**શાલિભદ્ર** નિજ ઘર આવ્યા જી, રાય શ્રેણિક ઘેર સિધાવ્યા જી;
હવે શાલિભદ્ર જી, ચિંતા કરે મનમાં ઘણી જી. ૨૬

શ્રી જિનધર્મ આદરૂં, મોહ-માયાને પરીહરૂં;
હું છાંડું જી, ગજ રથ ઘોડા પાલખી જી. ૨૭

સુણીને માતા વિલખે જી, નારી સઘળી તલખે જી;
તેણી વેલા જી, અશાતા પામ્યા ઘણી જી. ૨૮

માત પિતા ને ભ્રાત જી, સહુ આળ પંપાળની વાત જી;
એણે જગમાં જી, સ્વારથનાં સર્વે સગાં જી. ૨૯

હંસ વિના શ્યાં સરોવરીયાં, પિયુ વિના શ્યાં મંદિરીયાં;
મોહ વશ થકાં જી, ઉચાટ એમ કરે ઘણો જી. ૩૦

સર્વ નીર અમૂલ્ય જી, વાટકડે તેલ ફુલેલ જી;
શાહ **ધન્નો** જી, શરીર સમારણ માંડીયો જી. ૩૧

**ધન્ના** ઘેર **સુભદ્રા** નારી જી, બેઠા મહેલ મોઝારી જી;
સમારંતાં જી, એકજ આંસૂ ખેરીયું જી. ૩૨

**ગોભદ્ર** શેઠની બેટડી, **ભદ્રા** બાઈ તોરી માવડી;
સુણ સુંદરી જી, તેં કેમ આંસૂ ખેરીયું જી. ૩૩

**શાલિભદ્રની** બેનડી, બત્રીશ ભોજાઈની નણદલડી;
તવ તાહરે જી, શા માટે રોવું પડે જી. ૩૪

જગમાં એકજ ભાઈ માહરે, સંયમ લેવા મન કરે;
નારી એક એક જી, દિન દિન પ્રત્યે પરિહરે જી. ૩૫

એ તો મિત્ર કાયરૂ, શું લે સંયમ ભાયરૂ;
જીભલડી જી, મુખ માથાની જુદી જાણવી જી. ૩૬

કહેવું તો ઘણું સોહિલું, પણ કરવું અતિ દોહિલું;
સુણો સ્વામી જી, એહવી ઋદ્ધિ કુણ પરિહરે જી. ૩૭

કહેવું તો ઘણું સોહિલું, પણ કરવું અતિ દોહિલું;
સુણ સુંદરી જી, આજથી ત્યાગી આઠને જી. ૩૮

હું તો હસતી મલકીને, તુમે કિયો તમાસો હલકીને;
સુણો સ્વામી જી, અબ તો ચિંતા નવિ ધરૂં જી. ૩૯

ચોટી અંબોડો વાળીને, સાહ **ધન્નો** ઉઠ્યો ચાલીને;
કાંઈ આવ્યા જી, **શાલિભદ્ર**ને મંદિરે જી. ૪૦

ઉઠો મિત્ર કાયરૂ, સંયમ લઈએ ભાયરૂ;
આપણ દોય જણ જી, સંયમ શુદ્ધ આરાધીયે જી. ૪૧

**શાલિભદ્ર** વૈરાગીયા, શાહ ધન્નો અતિ ત્યાગીયા;
દોનુ રાગીયા જી, **શ્રી વીર** સમીપે આવીયા જી. ૪૨

સંયમ મારગ લીનો જી, તપસ્યાએ મન ભીનો જી;
શાહ ધન્નો જી, માસખમણ કરે પારણાં જી. ૪૩

તપ કરી દેહને ગાલી જી, દૂષણ સઘળાં ટાલી જી;
**વૈભારગિરિ જી**, ઉપર અણસણ આદર્યો જી. ૪૪

ચઢતે પરિણામે સોય જી. કાલ કરી જણ દોય જી;
દેવગતિએ જી, અનુત્તર વિમાને ઉપન્યા જી. ૪૫

સુર સુખને તિહાં ભોગવી, તિહાંથી દેવ દોનુ ચવી;
**વિદેહે** જી, મનુષ્યપણું તે પામશે જી. ૪૬

સૂધો સંયમ આદરી, સકલ કર્મને ક્ષય કરી;
લહી કેવલ જી, મોક્ષગતિને પામશે જી. ૪૭

દાનતણાં ફલ દેખો જી, **ધન્નો શાલિભદ્ર** પેખો જી;
નહિ લેખો જી, અતુલ સુખ તિહાં પામશે જી. ૪૮

એમ જાણી સુપાત્રને પોષો જી, જિમ વેગે પામો મોક્ષો જી;
નહિ ધોખો જી, કદિય જીવને ઉપજે જી. ૪૯

ઉત્તમના ગુણ ગાવે જી, મનવંછિત સુખ પાવે જી;
કહે **કવિયણ** જી, શ્રોતાજન તુમે સાંભળો જી. ૫૦

# પ્રાચીન પદ સંગ્રહ

## [૧] પ્રભુ ભજન.

**ભજન બિનું જીવિત જેસે પ્રેત;**
મલિન મંદમતિ ડોલત ઘર ઘર, ઉદર ભરનકે હેત. ભજન૦ ૧
દુર્મુખ વચન બકત નિત નિંદા, સજ્જન સકલ દુઃખ દેત;
કબહું પાપકો પાવત પૈસો, ગાઢે ધુરિમેં દેત. ભજન૦ ૨
ગુરૂ બ્રહ્મન અચ્યુત જન સજ્જન, જાત ન કવણુ નિવેત;
સેવા નહીં પ્રભુ તેરી કબહું, ભુવન નીલકો ખેત. ભજન૦ ૩
કથે નહીં ગુન ગીત **સુજસ** પ્રભુ, સાધન દેવ અનેત;
રસના રસ બિગારો કહાં લોં, બૂડત કુટુંબ સમેત. ભજન૦ ૪

## [૨] પ્રભુનું સાચું ધ્યાન.

**પરમ પ્રભુ સબ જન શબ્દે ધ્યાવે;**
જબ લગ અંતર ભરમ ન ભાંજે, તબ લગ કોઉ ન પાવે.
પરમ૦ ૧

સકલ અંશ દેખે જગ જોગી, જો બિનુ સમતા આવે;
મમતા-અંધ ન દેખે યાકો, ચિત્ત ચિહું ઓરે ધ્યાવે. પરમ૦ ૨
સહજ શક્તિ અરૂ ભક્તિ સુગુરૂકી, જો ચિત્ત જોગ જગાવે;
ગુન પર્યાય દ્રવ્યસું અપને, તો લય કોઉ લગાવે. પરમ૦ ૩

પઢત પુરાન વેદ અરૂ ગીતા, મૂરખ અર્થ ન ભાવે;
ઈત ઉત ફિરત ગ્રહત રસ નાંહી, જ્યોં પશુ ચર્વિત ચાવે.
પરમ૦ ૪
પુદ્ગલસેં ન્યારો પ્રભુ મેરો, પુદ્ગલ આપ છિપાવે;
ઉનસેં અંતર નાહિ હમારે, અબ કહાં ભાગો જાવે. પરમ૦ ૫
અકલ અલખ અજ અજર નિરંજન, સો પ્રભુ સહજ સુહાવે;
અંતરયામી પૂરન પ્રગટ્યો, સેવક **જસ** ગુન ગાવે. પરમ૦ ૬

## [૩] સાચા પ્રભુની પ્રાપ્તિ.

**અબ મેં સાચો સાહિબ પાયો;**
યાકી સેવ કરત હું યાકું, મુજ મન પ્રેમ સુહાયો. અબ૦ ૧
ઠાકુર ઓર ન હોવે અપનો, જો દીજે ઘર માયો;
સંપતિ અપની ખિનુંમેં દેવે, વે તો દિલમેં ધ્યાયો. અબ૦ ૨
ઓરનકી જન કરત ચાકરી, દૂર દેશ પાય ઘાસે;
અંતરયામી ધ્યાને દીસે, વે તો અપને પાસે. અબ૦ ૩
ઓર કબહુ કોઉ કારન કોપ્યો, બહોત ઉપાય ન તૂસે;
ચિદાનંદમેં મગન રહતુ હે, વે તો કબહુ ન રૂસે. અબ૦ ૪
ઓરનકી ચિંતા ચિત્ત ન મિટે, સબ દિન ધંધે જાવે;
થિરતા ગુન પૂરન સુખ ખેલે, વે તો અપને ભાવે. અબ૦ ૫
પરાધીન હે ભોગ ઓરકો, તાતેં હોત વિયોગી;
સદા સિદ્ધ સમ શુદ્ધ વિલાસી, વે તો નિજ ગુન ભોગી. અબ૦ ૬
જ્યોં જાનો ત્યોં જગ જન જાનો, મેં તો સેવક ઉનકો;
પક્ષપાત તો પરસું હોવે, રાગ ધરત હું ગુનકો. અબ૦ ૭
ભાવ એક હે સબ જ્ઞાનીકો, મૂરખ ભેદ ન ભાવે;
અપનો સાહિબ જો પહિચાને, સો **જસ** લીલા પાવે. અબ૦ ૮

## [૪] વીરોની પ્રભુ ભક્તિ.

**જો જો દેખે વીતરાગને,** સો સો હોશે વીરા રે;
બિન દેખે હોશે નહીં કોઇ, કાંઇ હોય અધીરા રે. જો૦ ૧
સમય એક નહીં ઘટસી જો, સુખ દુઃખકી પીરા રે;
તું કયું શોચ કરે મન કૂડા, હોવે વજ્ર જો હીરા રે. જો૦ ૨
લગે ન તીર કમાન બાન કયું, મારી શકે નહિ મીરા રે;
તું સંભારે પુરૂષ-બલ અપનો, સુખ અનંત તો પીરા રે. જો૦ ૩
નયન ધ્યાન ધરો વો પ્રભુકો, જો ટારે ભવ-ભીરા રે;
**જસ** સચેતન ધરમ નિજ અપનો, જો તારે ભવ તીરા રે. જો૦ ૪

## [૫] પંચમહાવ્રત જહાજ.

[ રાગ-જય જયવંતી. ]

**વાદ વાદીસર તાજ,** ગુરૂ મેરો ગચ્છ રાજ;
પંચ મહાવ્રત જહાજ, સુધર્મા જયું સવાયો હે. વાદ૦ ૧
વિદ્યાકો વડો પ્રતાપ સંગ, જલ જયું ઉઠત તરંગ;
નિરમલ જેસો ગંગ, સમુદ્ર કહાયો હે. વાદ૦ ૨
સત્ત સમુદ્ર ભર્યો, ધરમ પોત તામેં તર્યો;
શીલ સુકાન વાલમ, ક્ષમા લંગર ડાર્યો હે. વાદ૦ ૩
સહડ સંતોષ કરી, તપતો તપીદ્યા ભરી;
ધ્યાન રંજક ધરી દેત, ગોલા ગ્યાન ચલાયો હે. વાદ૦ ૪
એસો જહાજ ક્રિયા કાજ, મુનિરાજ સજો સાજ;
દયા મયા મણિ માણિક, તાહિમેં ભરાયો હે. વાદ૦ ૫
પુણ્ય પવન આયો, **સુજસ** જહાજ ચલાયો;
પ્રાણજીવન એસો માલ, ઘર બેઠે પાયો હે. વાદ૦ ૬

## [૬] સાચા મુનિ.

**ધર્મકે વિલાસ વાસ**, જ્ઞાનકે મહા પ્રકાશ,
દાસ ભગવંતકે, ઉદાસ ભાવ લગે હે;
સમતા નદી તરંગ, અંગહી ઉપંગ ચંગ,
મજ્જન પ્રસંગ રંગ, અંગ ઝગમગે હે. ધર્મ કે૦ ૧
કર્મકે સંગ્રામ ઘોર, લરે મહામોહ ચોર,
જોર તાકો તોરવેંકું, સાવધાન જગે હે;
શીલકો ધરી સન્નાહ, ધનુષ મહા ઉત્સાહ,
જ્ઞાન બાનકે પ્રવાહ, ભાવ અરિ ભગે હે. ધર્મ કે૦ ૨
આયો હે પ્રથમ સેન, કામકો ગયો હે રેન,
હરિહર બ્રહ્મા જેણે, એકલેને ઠગે હે;
ક્રોધ માન માયા લોભ, સુભટ મહા અખોભ,
હારે સોય છોડ થોભ, મુખ દેઈ ભગે હે. ધર્મ કે૦ ૩
નોકષાય ભયે ખીન, પાપકો પ્રતાપ હીન,
ઓર ભટ ભયે દીન, તાકે પગ ડગે હે;
કોઉ નહીં રહે ડાઢે, કર્મ જો મિલે તે આઢે,
ચરનકે જિહા કાઢે, કરવાલ નગે હે. ધર્મ કે૦ ૪
જગત્રય ભયો પ્રતાપ, તપત અધિક તાપ,
તાતે નાહિ રહી આપ, અરિ તગતગે હે;
**સુજસ** નિસાન સાજ, વિજય વધાઇ લાજ,
એસે મુનિરાજ તાકું, હમ પાય લગે હે. ધર્મ કે૦ ૫



## [૭] સાચા મુનિ.

**પવનકો કરે તોલ**, ગગનકો કરે મોલ,
રવિકો કરે હિંડોલ, એસો કોઉ નર રે;
પત્થરકો કાંતે સૂત, વંધ્યાકું રમાવે પૂત,
ઘટમેં બોલત ભૂત, વાકે કિન ઘર રે. પવનકો૦ ૧
બીજલીસેં કરે બ્યાહ, ધ્રુવકું ચલાવે રાહ,
ઉદધિમેં ઉડાવે દાહ, કરત બરાબર રે;
બડો દિન બડી રાત, વાકી કોન માત તાત,
ઇતની બતાવે વાત, **જસ** કહે મેરા ગુરૂ રે. પવનકો૦ ૨

## [ ૮ ] સાચો જૈન.

જૈન કહો ક્યું હોવે, **પરમગુરૂ! જૈન કહો ક્યું હોવે?**
ગુરૂ ઉપદેશ બિના જન મૂઢા, દર્શન જૈન વિગોવે. પરમ૦ ૧
કહત કૃપાનિધિ સમ-જલ ઝીલે, કર્મ મયલ જો ધોવે;
બહુલ પાપમલ અંગ ન ધારે, શુદ્ધ રૂપ નિજ જોવે. પરમ૦ ૨
સ્યાદવાદ પૂરન જો જાને, નયગર્ભિત જસ વાચા;
ગુન પર્યાય દ્રવ્ય જો બૂઝે, સોઇ જૈન હૈ સાચા. પરમ૦ ૩
ક્રિયા મૂઢમતિ જો અજ્ઞાની, ચાલત ચાલ અપૂઠી;
જૈન દશા ઉનમેંહી નાહિ, કહે સો સબ હી જૂઠી. પરમ૦ ૪
પર પરિણતિ અપની કર માને, કિરિયા ગર્વે ગહિલો;
ઉનકું જૈન કહો ક્યું કહિયે, સો મૂરખમેં પહિલો. પરમ૦ ૫
જૈનભાવ જ્ઞાનિમાંહિ સબ, શિવ સાધન સદ્દહિએ;
નામ વેષશું કામ ન સીઝે, ભાવ-ઉદાસે રહિએ. પરમ૦ ૬

જ્ઞાન સકલ નય સાધન સાધો, ક્રિયા જ્ઞાનકી દાસી;
ક્રિયા કરત ધરતુ હે મમતા, યાહી ગલેમેં ફાંસી. પરમ૦ ૭
ક્રિયા બિના જ્ઞાન નહિ કબહું, ક્રિયા જ્ઞાન બિનુ નાંહી;
ક્રિયા જ્ઞાન દોઉ મિલત રહતુ હે, જયોં જલરસ જલમાંહી.
પરમ૦ ૮
ક્રિયા મગનતા બાહિર દીસત, જ્ઞાન શક્તિ જસ ભાંજે;
સદ્‌ગુરૂ શિખ સુને નહિ કબહું, સો જન જનતેં લાજે. પરમ૦ ૯
તત્ત્વ-બુદ્ધિ જિનકી પરિણુતિ હે, સકલ સૂત્રકી કૂંચી;
જગ જસવાદ વદે ઉનહીકો, જૈન દશા **જસ** ઉંચી. પરમ૦ ૧૦

## [ ૯ ] સજ્જન રીતિ.

**સજ્જન રાખત રીતિ ભલી,**
બિનુ કારણુ ઉપકારી ઉત્તમ, જાઈ સહજ મિલી;
દુર્જનકી મન પરિણુતિ કાલી, જૈસી હોય ગલી. સ૦ ૧
ઓરનકો દેખત ગુન જગમેં, દુર્જન જાયે જલી;
ફેલાવે ગુન ગુનકો જ્ઞાતા, સજ્જન હેજે હલી. સ૦ ૨
ઉંચ ઇંતિ પદ બેઠો દુર્જન, જાયે માંહિ બલી;
નૃપગૃહ ઉપર બેઠી મીની, હોત નહિ ઉજલી. સ૦ ૩
વિનય વિવેક વિચારત સજ્જન, ભદ્રક ભાવ ભલી;
દોષ લેશ જો દેખે કબહું, ચાલે ચતુર ટલી. સ૦ ૪
અબ મેં એસો સજ્જન પાયો, ઉનકી રીતિ ભલી;
શ્રી નયવિજય સુગુરૂ સેવાતેં, **સુજસ** રંગ રલી. સ૦ ૫



## [૧૦] સાચો ધર્મ.

શિવસુખ ચાહો તો ભજો, ધરમ જૈનકો સાર;
જ્ઞાનવંત ગુરૂ પાયકે, સફલ કરો અવતાર. ૧
ચિત્ત તું ચેત મહામુનિ રાજા, જુઠા કાહિ દિવાની;
સંજમ વિણ કરણી તુઝ ખોટી, જ્યું મોટી વિષફલકી ગોટી. ૨
ચાર પાંચ મિલી મોટો કીધો, ત્યું તેં ગારવરસ મધુ પીધો;
જે તુઝ પાડે અવિરતિ ભોલે, તે તો મેરૂ ચઢાવી ઢોલે. ૩
ખલ વાણી તુજ મીઠી લાગે, જિન વયણે સૂતો નવિ જાગે;
જો તું પડશી પ્રમાદે ભોલા, સેવીશ બહુત નિગોદહ ગોલા. ૪
તું બહુ જન સેવાયે રાચે, છાંડી મારગ કરમ નિકાચે;
નિર્ગુણ! પરગુણ કયું ગોપે, પરગુણ નિસુણી કયું મન કોપે. ૫
તું પડીયો ગારવને ધંધે, ભગત લોક તુઝ અંધો અંધે;
જે મારગે તું ચાંપ્યો તારો, તિહાં તો તું દીસે વટ પ્યારો. ૬
પક્ષ કરો ગુણવંતહ કેરો, નિર્ગુણ લોક ન રાખો નેરો;
ઇયું કરતાં તુમ સુજસ લહોગે, જો જિન વચને સુદઢ રહોગે. ૭
જો હિતવચન તુમ નહીં માનો, તો પણ હિ તું ન રહે છાનો;
જો દીસે બહુ માયા બોલી, શુદ્ધ જાતિ નહિ તે સહી ગોલી. ૮
જેહને અંતર હિત ચાહીજે, ધર્મ ઉપક્રમ તેહને કીજે;
**શ્રી નયવિજય** વિબુધ પદ સેવી,
**જસ** બોલે તસ એ મતિ દેવી. ૯



## [ ૧૧ ] દૃષ્ટિ રાગ.

[ રાગ–પ્રભાતી. ]

**દ્રષ્ટિરાગે નવિ લાગીયે,** વલી જાગીયે ચિત્તે;
માગીયે શિખ જ્ઞાની તણી, હઠ ભાંગીયે નિતે. દૃષ્ટિ૦ ૧
જે છતા દોષ દેખે નહિ, જિહાં જિહાં અતિ રાગી;
દોષ અછતા પણ દાખવે, જિહાંથી રૂચિ ભાગી. દૃષ્ટિ૦ ૨
દૃષ્ટિરાગ ચલે ચિત્તથી, ફરે નેત્ર વિકરાલે;
પૂર્વ ઉપકાર ન સાંભલે, પડે અધિક જંજાલે. દૃષ્ટિ૦ ૩
**વીરજિન** જબ હુતા વિચરતા, તવ **મંખલી**–પુત્તો;
જિન કરી જડ–જને આદર્યો, ઈહાં મોહ અતિ ધુત્તો. દૃષ્ટિ૦ ૪
ઋદ્ધિભંડાર રમણી તજી, ભજી આપ–મતિ–રાગો;
દૃષ્ટિરાગે **જમાલી** લહ્યો, નવિ ભવજલ તાગો. દૃષ્ટિ૦ ૫
વલી આચાર્ય **સાવદ્ય** જે, હુઓ અનંત સંસારો;
દૃષ્ટિરાગ સ્વમતે થયો, **મહાનિશીથ** વિચારો. દૃષ્ટિ૦ ૬
હુએ જિન–ધર્મ–આશાતના, અજાણ્યું કહે રંગે;
**મંડુ** આગળે જિનવરે, વદ્યું **ભગવઇ** અંગે. દૃષ્ટિ૦ ૭
ગ્રામના નટને મૂર્ખનો, મિલ્યો જેહવો જોગો;
દૃષ્ટિરાગ મિલ્યો તેહવો, કથક સેવક લોગો. દૃષ્ટિ૦ ૮
આપણ ગોઠડી મીઠડી, હઠીને મન લાગે;
જ્ઞાની ગુરૂ વચન રલીયામણા, કટુક તીરસ્યાં વાગે. દૃષ્ટિ૦ ૯
દૃષ્ટિરાગે ભ્રમ ઉપજે, વધે જ્ઞાન ગુણ રાગે;
એહમાં એક તુમે આદરો, ભલો હોય જે આગે. દૃષ્ટિ૦ ૧૦
દૃષ્ટિરાગી કદા મત હુજો, સદા સુગુરૂ અનુસરજો;
વાચક **જસવિજય** કહે, હિત–શિખ મન ધરજો. દૃષ્ટિ૦ ૧૧

## [ ૧૨ ] પરભાવમાં લગની.

**જિઉ લાગી રહ્યો પરભાવમેં,**
સહજ સ્વભાવ લિખે નહિ અપનો,
પરિયો મોહકે દાઉમેં. જિઉ૦ ૧
વંછે મોક્ષ કરે નહિ કરની, ડોલત મમતા વાઉમેં;
ચહે અંધ જ્યું જલનિધિ તરવો, બૈઠો કાંણી નાઉમેં. જિઉ૦ ૨
અરતિ પિશાચી પરવશ રહેતો, ખિનહું ન સમર્યો આઉમેં;
આપ બચાય સકત નહિ મૂરખ, ઘોર વિષયકે ઘાઉમેં. જિઉ૦ ૩
પૂરવ પુન્યધન સબહી ગ્રસતહે, રહેત ન મૂલ વટાઉમેં;
તામેં તુઝ કેસે બની આવે, **નય** વ્યવહારકે દાઉમેં. જિઉ૦ ૪
**જસ** કહે અબ મેરો મન લીનો, શ્રી જિનવરકે પાઉમેં;
યાહિ કલ્યાન સિદ્ધિકો કારન, જ્યું વેધક રસ ધાઉમેં. જિઉ૦ ૫

## [૧૩] મોહ ત્યાગ અને જ્ઞાન સુધા.

[ રાગ—આશાવરી. ]

**ચેતન ! મોહકો સંગ નિવારો**, જ્ઞાન સુધારસ ધારો—ચેતન !
મોહ મહાતમ મલ દૂરે રે, ધરે સુમતિ પરકાસ;
મુક્તિ પંથ પરગટ કરે રે, દીપક જ્ઞાન વિલાસ. ચેતન ! ૧
જ્ઞાની જ્ઞાન મગન રહે રે, રાગાદિક મલ ખોય;
ચિત્ત ઉદાસ કરની કરે રે, કર્મબંધ નહિ હોય. ચેતન ! ૨
લીન ભયો વ્યવહારમેં રે, યુક્તિ ન ઉપજે કોય;
દીન ભયો પ્રભુ પદ જપે રે, મુગતિ કહાંસું હોય. ચેતન ! ૩
પ્રભુ સમરો પૂજો પઢો રે, કરો વિવિધ વ્યવહાર;
મોક્ષ સ્વરૂપી આતમા રે, જ્ઞાન ગમન નિરધાર. ચેતન ! ૪

જ્ઞાન કલા ઘટ ઘટ વસે રે, જોગ જુગતિકે પાર;
નિજ નિજ કલા ઉદ્યોત કરે રે, મુગતિ હોય સંસાર. ચેતન! ૫
બહુવિધ ક્રિયા કલેશશું રે, શિવપદ ન લહે કોય;
જ્ઞાન કલા પરકાસસોં રે, સહજ મોક્ષપદ હોય. ચેતન! ૬
અનુભવ ચિંતામણિ રતન રે, જાકે હઇયે પરકાસ;
સો પુનીત શિવપદ લહે રે, દહે ચતુર્ગતિ વાસ. ચેતન! ૭
મહિમા સમ્યક્જ્ઞાનકી રે, અરૂચિ રાગ બલ જોય;
ક્રિયા કરત ફલ ભુંજતે રે, કર્મ બંધ નહિ હોય. ચેતન! ૮
ભેદ જ્ઞાન તબ લોં ભલો રે, જબ લોં મુક્તિ ન હોય;
પરમ જ્યોતિ પરગટ જિહાં રે, તિહાં વિકલ્પ નહિ કોય. ચેતન! ૯
ભેદ જ્ઞાન સાબુ ભયો રે, સમરસ નિરમલ નીર;
ધોબી અંતર આતમા રે, ધોવે નિજગુણ ચીર. ચેતન! ૧૦
રાગ વિરોધ વિમોહ મલી રે, એહી આશ્રવ મૂલ;
એહી કરમ બઢાયકે રે, કરે ધર્મકી ભૂલ. ચેતન! ૧૧
જ્ઞાન સ્વરૂપી આતમા રે, કરે જ્ઞાન નહિ ઓર;
દ્રવ્ય કર્મ ચેતન કરે રે, એહ વ્યવહારકી દોર. ચેતન! ૧૨
કરતા પરિણામી દ્રવ્ય રે, કર્મરૂપ પરિણામ;
કિરિયા પરજયકી ફિરત રે, વસ્તુ એક ત્રય નામ. ચેતન! ૧૩
કરતા કર્મ ક્રિયા કરે રે, ક્રિયા કરમ કરતાર;
નામ ભેદ બહુ વિધ ભયે રે, વસ્તુ એક નિરધાર. ચેતન! ૧૪
એક કર્મ કર્તવ્યતા રે, કરે ન કરતા દોય;
તેસેં **જસ** સત્તા સધી રે, એક ભાવકો હોય. ચેતન! ૧૫



## [૧૪] જ્ઞાનદ્રષ્ટિ અને મોહદ્રષ્ટિ.

**ચેતન! જ્ઞાનકી દ્રષ્ટિ નિહાલો**-ચેતન! ટેક૦
મોહ દ્રષ્ટિ દેખે સો બાઉરો, હોત મહા મતવાલો. ચેતન! ૧
મોહ દ્રષ્ટિ અતિ ચપલ કરતુ હે, ભવ વન વાનર ચાલો;
યોગ વિયોગ દાવાનલ લાગત, પાવત નાહિ વિચાલો. ચેતન! ૨
મોહ દ્રષ્ટિ કાયર નર ડરપેં, કરે અકારન ટાલો;
રન મેદાન લરે નહીં અરિશું, શૂર લરે જ્યું પાલો. ચેતન! ૩
મોહદ્રષ્ટિ જન જનકે પરવશ, દીન અનાથ દુઃખાલો;
માગે ભીખ ફિરે ઘર ઘરશું, કહે મુઝકું કોઉ પાલો. ચેતન! ૪
મોહદ્રષ્ટિ મદ મદિરા માતી, તાકો હોત ઉછાલો;
પર અવગુન રાચે સો અહનિશિ,
કાગ અશુચિ જ્યોં કાલો. ચેતન! ૫
જ્ઞાન-દ્રષ્ટિમાં દોષ ન એતે, કરો જ્ઞાન અજુઆલો;
ચિદાનંદ-ઘન **સુજસ** વચન રસ,
સજ્જન હ્રુદય પખાલો. ચેતન! ૬

## [૧૫] ચેતન અને કર્મ.

ચેતન! જો તું જ્ઞાન અભ્યાસી;
આપહિ બાંધે આપહિ છોડે, નિજ મતિ શક્તિ વિકાસી. ચે૦ ૧
જો તું આપ સ્વભાવે ખેલે, આશા છોરી ઉદાસી;
સુર-નર-કિન્નર-નાયક-સંપત્તિ, તો તુજ ઘરકી દાસી. ચે૦ ૨
મોહ-ચોર જન-ગુન-ધન-લૂસે, દેત આસગલ-ફાંસી;
આશા છોર ઉદાસ રહે જો, સો ઉત્તમ સંન્યાસી. ચે૦ ૩

જોગ લહી પર આશ ધરતુ હે, યાહી જગમેં હાંસી;
તું જાને મેં ગુનકું સંચું, ગુન તો જાએ નાસી. ચે૦ ૪
પુદ્ગલકી તું આશ ધરત હે, સો તો સબહિ વિનાસી;
તું તો ભિન્નરૂપ હે ઉનતેં, ચિદાનંદ અવિનાસી. ચે૦ ૫
ધન ખરચે નર બહુત ગુમાનેં, કરવત લેવે કાસી;
તો ભી દુઃખકો અંત ન આવે, જો આશા નહીં ઘાસી. ચે૦ ૬
સુખ જલ વિષમ વિષય મૃગતૃષ્ણા, હોત મૂઢમતિ પ્યાસી;
વિભ્રમ-ભૂમિ ભઇ પર-આશી, તું તો સહજ વિલાસી. ચે૦ ૭
યાકો પિતા મોહ દુઃખ ભ્રાતા, હોત વિષય-રતિ માસી;
ભવ સુત ભરતા અવિરતિ પ્રાની, મિથ્યામતિ એ સાસી. ચે૦ ૮
આશા છોર રહે જો જોગી, સો હોવે શિવવાસી;
ઉનકો **સુજસ** બખાને જ્ઞાતા, અંતર દ્રષ્ટિ પ્રકાસી. ચે૦ ૯

## [ ૧૬ ] જ્ઞાન અને ક્રિયા.

[ રાગ બિહાગડો. ]

**સબલ યા છાક મોહ મદિરાકી;**
મિથ્યામતિકે જોરે ગુરૂકી, વચન શક્તિ જિહાં થાકી. સબલ૦ ૧
નિકટ દશા છાંડી જડ ઉંચી, દૃષ્ટિ દેત હે તાકી;
ન કરે કિરિયા જનકું ભાખે, નહિ ભવ થિતિ પાકી. સબલ૦ ૨
ભાજન-ગત ભોજન કોઉ છાંડી, દેશાંતર જિઉં દોરે;
ગહત જ્ઞાનકું કિરિયા ત્યાગી, હોત ઓરકી ઓરે. સબલ૦ ૩
જ્ઞાન બાત નિસુની શિર ધૂને, લાગે નિજ મતિ મીઠી;
જો કોઉ બોલ કહે કિરિયાકો, તો માને નૃપ ચીઠી. સબલ૦ ૪

જ્યું કોઇ તારૂ જલમેં પેસી, હાથ પાઉં ન હલાવે;
જ્ઞાન સેંતી કિરિયા સબ લોપી, ત્યું અપનો મત ગાવે. સબલ૦ ૫
જૈસે પાગ કોઉ શિર બાંધે, પહિરન નહિ લંગોટી;
સદ્‌ગુરૂ પાસ ક્રિયા બિનુ શિખે, આગમ બાત ત્યું ખોટી. સબલ૦ ૬
જેસે ગજ અપને શિર ઉપર, છાર આપહી ડારે;
જ્ઞાન ગ્રહત ક્રિયા ત્યું છોરત, અલ્પ-બુદ્ધિ ફલ હારે. સબલ૦ ૭
જ્ઞાન ક્રિયા દોઉ શુદ્ધ ધરે જો, શુદ્ધ કહે નિરધારી;
**જસ** પ્રતાપ ગુનનિધિકી જાઉં, ઉનકી મેં બલિહારી. સબલ૦ ૮

## [ ૧૭ ] ખોટો છોડી સાચો પંથ લ્યો.

[ રાગ—પરજ. ]

**ચેતન ! રાહ ચલે ઉલટે;**
નખ-શિખલોં બંધનમેં બૈઠે, કુગુરૂ વચન કુલટે. ચેતન ! ૧
વિષય વિપાક ભોગ સુખ કારન, છિનમેં તુમ પલટે;
ચાખી છોર સુધારસ સમતા, ભવજલ વિષય ઘટે. ચેતન ! ૨
ભવોદધિ બિચિ રહે તુમ એસે, આવત નાહિ તટે;
તિહાં તિમિંગલ ઘોર રહતુ હે, ચાર કષાય કટે. ચેતન ! ૩
વર વિલાસ વનિતા નયનકે, પાસ પડે લપટે;
અબ પરવશ ભાગે કિહાં જાઓ, ઝાલે મોહ ભટે. ચેતન ! ૪
મન મેલે કિરિયા જે કીની, ઠગે લોક કપટે;
તાકો ફલ બિનુ ભોગ મિટેગો, તુમકું નાંહિ રટે. ચેતન ! ૫
શિખ સુની અબ રહો સુગુરૂકે, ચરણ કમલ નિકટે;
યું કરતે તુમ **સુજસ** લહોગે, તત્ત્વજ્ઞાન પ્રગટે. ચેતન ! ૬

## [ ૧૮ ] મનઃ સ્થિરતા.

[ રાગ–ધન્યાશ્રી. ]

**જબ લગ આવે નહિ મન ઠામ;**
તબ લગ કષ્ટ ક્રિયા સવિ નિષ્ફલ, જ્યોં ગગને ચિત્રામ. જબ૦ ૧
કરની બિન તું કરે રે મોટાઇ, બ્રહ્મવતી તુજ નામ;
આખર ફલ ન લહેગો જ્યોં જગ, વ્યાપારી બિનુ દામ. જબ૦ ૨
મુંડ મુંડાવત સબહિ ગડરિયાં, હરિણુ રોઝ વન ધામ;
જટાધાર વટ ભસ્મ લગાવત, રાસભ સહતુ હે ઘામ. જબ૦ ૩
એતે પર નહિ યોગકી રચના, જો નહિ મન વિશ્રામ;
ચિત્ત અંતર પરકે છલ ચિંતવી, કહા જપત મુખ રામ. જબ૦ ૪
વચન કાય ગોપે દૃઢ ન રહે, ચિત્ત તુરંગ લગામ;
તામેં તું ન લહે શિવ સાધન, જિઉં કણુ સૂને ગામ. જબ૦ ૫
જ્ઞાન ધરો કરો સંજમ કિરિયા, ન ફિરાવો મન ઠામ;
ચિદાનંદ–ઘન **સુજસ** વિલાસી, પ્રગટે આતમરામ. જબ૦ ૬

## [ ૧૯ ] સમતા અને મમતા.

[ રાગ–નાયકી કાનડો. ]

**ચેતન મમતા છાંડ પરીરી,** દૂર પરીરી; ચેતન !
પર રમની શું પ્રેમ ન કીજે, આદરી સમતા આપ વરીરી.
ચેતન ! ૧
મમતા મોહ–ચંડાલકી બેટી, સમતા સંયમ–નૃપ–કુમરીરી;
મમતા મુખ દુર્ગંધ અસત્યે, સમતા સત્ય સુગંધી ભરીરી.
ચેતન ! ૨

મમતાસેં લરતે દિન જાવે, સમતા નહિ કોઇ સાથ લરીરી;
મમતા હેતુ બહુત હે દુશ્મન, સમતા કે કોઉ નાહિ અરીરી.
ચેતન ! ૩

મમતાકી દુર્મતિ હે આલી, ડાકિની જગત અનર્થ કરીરી;
સમતાકી શુભમતિ હે આલી, પર ઉપકાર ગુણે સમરીરી.
ચેતન ! ૪

મમતા-પૂત ભયે કુલ-ખંપન, શોક વિયોગ મહા મચ્છરીરી;
સમતા સુત હોવેગો કેવલ, રહેગો દિવ્ય નિશાન ધુરીરી.
ચેતન ! ૫

સમતા મગન રહેંગો ચેતન ! જો એ ધારે શિખ ખરીરી;
**સુજસ** વિલાસ લહેગો તો તું, ચિદાનંદ-ઘન પદવી વરીરી.
ચેતન ! ૬

## [૨૦] સમતાનું મહત્વ.

[ રાગ-ગોડી. ]

**જબ લગ સમતા ક્ષણું નહિ આવે,**
જબ લગે ક્રોધ વ્યાપક હે અંતર,
તબ લગે જોગ ન સોહાવે. જબ૦ ૧

બાહ્ય ક્રિયા કરે કપટ કેળવે, ફિરકે મહંત કહાવે;
પક્ષપાત કબહું નહિ છોડે, ઉનકું કુગતિ બોલાવે. જબ૦ ૨
જિન જોગી ને ક્રોધ કિહાંતે, ઉનકું સુગુરૂ બતાવે;
નામ ધારક ભિન્ન ભિન્ન બતાવે, ઉપશમ બિનુ દુઃખ પાવે.
જબ૦ ૩

ક્રોધ કરી ખંધક આચારજ, હુઓ અગ્નિકુમાર;
દંડકી નૃપનો દેશ પ્રજાલ્યો, ભમીયો ભવ મોઝાર. જબ૦ ૪
સાંબ પ્રદ્યુમ્ન કુમાર સંતાપ્યો, કષ્ટ દ્વીપાયન પાય;
ક્રોધ કરી તપનો ફલ હાર્યો, કીધો દ્વારિકા દાહ. જબ૦ ૫
કાઉસ્સગ્ગમાં ચઢ્યો અતિ ક્રોધે, પ્રસન્નચંદ્ર ઋષિરાય;
સાતમી નરકતણાં દલ મેલી, કડવા તે ન ખમાય. જબ૦ ૬
પાર્શ્વનાથને ઉપસર્ગ કીધો, કમઠ ભવાંતર ધીઠ;
નરક તિર્યંચનાં દુઃખ પામી, ક્રોધતણા ફલ દીઠ. જબ૦ ૭
એમ અનેક સાધુ પૂરવધર, તપીયા તપ કરી જેહ;
કારજ પડે પણ તે નવિ ટકીયા, ક્રોધ તણું બલ એહ. જબ૦ ૮
સમતા-ભાવ વલિ જે મુનિ વરિયા, તેહનો ધન્ય અવતાર;
ખંધક ઋષિની ખાલ ઉતારી, ઉપશમે ઉતર્યો પાર. જબ૦ ૯
ચંડરૂદ્ર આચારજ ચલતાં, મસ્તક દીયા પ્રહાર;
સમતા કરતાં કેવલ પામ્યો, નવદીક્ષિત અણગાર. જબ૦ ૧૦
સાગરચંદનું શિશ પ્રજાલ્યું, શ્રી નભસેન નરિંદ;
સમતા ભાવ ધરી સુરલોકે, પોતા પરમ આનંદ. જબ૦ ૧૧
ક્ષમા કરતાં ખરચ ન લાગે, ભાંગે કોડ કલેશ;
અરિહંત દેવ આરાધક થાયે, વાધે સુજસ પ્રવેશ. જબ૦ ૧૨

## [૨૧] ઉપશમ અને શ્રમણત્વ.

[ રાગ-ધન્યાશ્રી. ]

**જબ લગ ઉપશમ નાહિ રતિ;**
તબ લગેં જોગ ધરે કયા હોવે, નામ ધરાવે જતિ. જબ૦ ૧
કપટ કરે તું બહુવિધ ભાંતે, ક્રોધે જલેંચ છતી;
તાકો ફલ તું કયા પાવેગો, જ્ઞાન બિના નાહિં બતી. જબ૦ ૨

ભૂખ તરસ ઓર ધૂપ સહતુ હે, કહે તું બ્રહ્મવતી;
કપટ કેલવે માયા મંડે, મનમેં ધરે વ્યક્તિ. જબ૦ ૩
ભસ્મ લગાવત ઠાડે રહેવે, કહેત હે હું વરતી;
જંત્ર મંત્ર જડીબૂટી ભેષજ, લોભવશ મૂઢમતિ. જબ૦ ૪
બડે બડે બહુ પૂર્વધારી, જિનમેં શક્તિ હતી;
સો ભી ઉપશમ છોડી બિચારે, પાયે નરક ગતિ. જબ૦ ૫
કોઉ ગૃહસ્થ કોઉ હોવે વૈરાગી, જોગી ભગત જતિ;
અધ્યાતમ–ભાવે ઉદાસી રહેગો, પાવેંગો તબહી મુગતિ. જબ૦ ૬
શ્રી **નય**વિજય વિબુધ વર રાજે, ગાજે જગ કીરતિ;
શ્રી **જસવિજય** ઉવજ્ઝાય પસાયે,
**હેમ** પ્રભુ સુખસંતતિ. જબ૦ ૭

## [૨૨] નયની અપેક્ષાએ સામાયિક.

[ રાગ–સોરઠ. ]

**ચતુરનર ! સામાયિક નય ધારો;**
લોક–પ્રવાહ છાંડ કર અપની, પરિણુતિ શુદ્ધ વિચારો. ચતુર૦ ૧
દ્રવ્યત અખય અભંગ આતમા, સામાયિક નિજ જાતિ;
શુદ્ધ રૂપ સમતામય કહીયે, **સંગ્રહ** નયકી બાતિ. ચતુર૦ ૨
અબ **વ્યવહાર** કહે યું સબજન, સામાયિક હુઈ જાવે;
તાતેં આચરના સો માને, ઐસા **નૈગમ** ગાવે. ચતુર૦ ૩
આચરના **ઋજુસૂત્ર** શિથિલકી, બિનુ ઉપયોગ ન માને;
આચારી ઉપયોગી આતમ, સો સામાયિક જાને. ચતુર૦ ૪
**શબ્દ** કહે સંજત જો એસો, સો સામાયિક કહીયે;
ચોથે ગુનઠાણે આચરના, ઉપયોગે ભિન્ન લહીયે. ચતુર૦ ૫

અપ્રમત્ત ગુણઠાણે ઇર્યાકો, **સમભિરૂઢ** નય સાખી;
કેવલજ્ઞાન દશાથિતિ ઉનકી, **એવંભૂતે** ભાખી. ચતુર૦ ૬
સામાયિક નય જો નહુ જાને, લોક કહે સો માને;
જ્ઞાનવંતકી સંગતિ નાહિ, રહ્યો પ્રથમ ગુનઠાને. ચતુર૦ ૭
સામાયિક નય અંતર-દૃષ્ટે, જો દિન દિન અભ્યાસે;
જગ **જસ** વાદ લહે સો બૈઠો, જ્ઞાનવંતકે પાસે. ચતુર૦ ૮

## [૨૩ સુમતિ અને ચેતનનો વિરહ.

કબ ઘર ચેતન આવેંગે? મેરે કબ૦
સખિરિ લેઉં બલૈયા બાર બાર. મેરે કબ૦
રૈન દીના માનું ધ્યાન તું સાઢા,
કબહુંકે દરસ દેખાવેંગે. મેરે કબ૦ ૧
વિરહ-દિવાની ફિરૂં ઢુંઢતી, પિઉ પિઉ કરકે પોકારેંગે;
પિઉ જાય મલે મમતાસેં કાલ અનંત ગમાવેંગે. મેરે કબ૦ ૨
કરૂં એક ઉપાય મેં ઉદ્યમ, અનુભવ મિત્ર બોલાવેંગે;
આય ઉપાય કરકે અનુભવ, નાથ મેરા સમજાવેંગે. મેરે કબ૦ ૩
અનુભવ મિત્ર કહે સુનો સાહેબ! અરજ એક અવધારેંગે;
મમતા ત્યાગ સમતા ઘર અપનો,
વેગે જાય મનાવેંગે. મેરે કબ૦ ૪
અનુભવ ચેતન મિત્ર મિલે હોઉ, સુમતિ નિશાન ઘુરાવેંગે;
વિલસત સુખ **જસ** લીલામેં,
અનુભવ પ્રીતિ જગાવેંગે. મેરે કબ૦ ૫

## [૨૪] ચેતના.

[ રાગ-સારંગ. ]

**કંત બિનુ કહો કૌન ગતિ નારી;**
સુમતિ સખિ! જઇ વેગે મનાવો, કહે ચેતન સુન પ્યારી. કંત૦ ૧
ધન કન કંચન મહોલ માલિયે, પિઉ બિન સબહિ ઉજારી;
નિદ્રા યોગ લહું સુખ નાહિ, પિયુ વિયોગ તનુ જારી. કંત૦ ૨
તોરે પ્રીત પરાઈ દુરજન, અછતે દોષ પુકારી;
ઘર-ભંજનકે કહન ન કીજે, કીજે કાજ વિચારી. કંત૦ ૩
વિભ્રમ મોહ મહામદ બિજુરી, માયા રેન અંધારી;
ગર્જિત અરતિ લવે રતિ દાદુર, કામકી ભઇ અસવારી. કંત૦ ૪
પિયુ મિલવેકું મુઝ મન તલફે, મેં પિઉ-ખિજમતગારી;
ભુરકી દેઇ ગયો પિયુ મુઝકું, ન લહે પીર પિયારી. કંત૦ ૫
સંદેશ સુની આયે પિયુ ઉત્તમ, ભઈ બહુત મનુહારી;
ચિદાનંદ ઘન **સુજસ** વિનોદે, રમે રંગ અનુસારી. કંત૦ ૬

## [૨૫] આત્મદર્શન.

[ રાગ-કાફી જંગલો. ]

**ચેતન! અબ મોહિ દર્શન દીજે;**
તુમ દર્શન શિવસુખ પામીજે, તુમ દર્શન ભવ છીજે. ચેતન! ૧
તુમ કારન તપ સયંમ કિરિયા, કહો કહાંલોં કીજે;
તુમ દર્શન બિનુ સબ યા જૂઠી, અંતર ચિત્ત ન ભીંજે. ચેતન! ૨
ક્રિયા મૂઢમતિ કહે જન કેઇ, જ્ઞાન ઓરકું પ્યારો;
મિલિત ભાવ રસ દોઉ ન ચાખે, તું દોનુંતેં ન્યારો. ચેતન! ૩

સબમેં હે ઓર સબમેં નાંહી, તું નટ રૂપ અકેલો;
આપ સ્વભાવે વિભાવે રમતો, તું ગુરૂ અરૂ તું ચેલો. ચેતન ! ૪
જોગી જંગમ અતિથિ સંન્યાસી, તુઝ કારણે બહુ ખોજે;
તું તો સહજ શક્તિશું પ્રગટે, ચિદાનંદકી મોજે. ચેતન ! ૫
અકલ અલખ પ્રભુ તું બહુરૂપી, તું અપની ગતિ જાને;
અગમરૂપ આગમ અનુસારે, સેવક **સુજસ** બખાને. ચેતન ! ૬

## [૨૬] પૂર્ણાનંદઘન પ્રભુ.

[ રાગ–ધન્યાશ્રી. ]

**પ્રભુ મેરે ! તું સબ વાતે પૂરા;**
પરકી આશ કહા કરે પ્રીતમ ! એ કિણ વાતે અધૂરા. પ્રભુ૦ ૧
પરવશ બસત લહત પરતક્ષ દુઃખ, સબહી બાસે સનૂરા;
નિજ ઘર આપ સંભાર સંપદા,
મત મન હોય સનૂરા. પ્રભુ૦ ૨
પરસંગ ત્યાગ લાગ નિજ રંગે, આનંદ વેલી અંકૂરા;
નિજ અનુભવ રસ લાગે મીઠા, જ્યું ઘેવરમેં છૂરા. પ્રભુ૦ ૩
અપને ખ્યાલ પલકમેં ખેલે, કરે શત્રુકા ચૂરા;
સહજાનંદ અચલ સુખ પાવે, પૂરે જગ **જસ** નૂરા. પ્રભુ૦ ૪

## [૨૭] ચિદાનંદઘન પ્રભુની જોડી.

[ રાગ–જયજયવંતી. ]

**અજબ બની હે જોરી,** અર્ધંગ ધરી હે ગોરી;
શંકર શંક હિ છોરી, ગંગ શિર ધરી હે. અ૦ ૧
પ્રેમકે પીવત પ્યાલે, હોત મહા મતવાલે;
ન ચલત તિહૂ પાલે, અસવારી ખરી હે. અ૦ ૨

જ્ઞાનીકો એસો ઉત્સાહ, સમતાકે ગલે બાંહ;
શિરપર જગનાહ–આણ, સુર–સરી હે. અ૦ ૩
લોકકે પ્રવાહ નાંહિ, **સુજસ** વિલાસ માંહિ;
ચિદાનંદ–ઘન છાંહિ, રતિ અનુસરી હે. અ૦ ૪



## [૨૮] ચિદાનંદ ઘનનું સ્વરૂપ.

[ રાગ–કાનડો. ]

**અજબ ગતિ ચિદાનંદ–ઘનકી;**
ભવ જંજાલ શક્તિશું હોવે, ઉલટ પુલટ જિનકી. અજબ૦ ૧
ભેદી પરિણુતિ સમકિત પાયો, કર્મ–વજ–ઘનકી;
એસી સબલ કઠિનતા દીસે, કોમલતા મનકી. અજબ૦ ૨
ભારી ભૂમિ ભયંકર ચૂરી, મોહ–રાય રનકી;
સહજ અખંડ ચંડતા યાકી, ક્ષમા વિમલ–ગુનકી. અજબ૦ ૩
પાપ વેલી સબ જ્ઞાન દહનસેં, જાલી ભવ વનકી;
શીતલતા પ્રગટી ઘટ અંતર, ઉત્તમ લચ્છનકી. અજબ૦ ૪
ઠકુરાઇ જગ જનતેં અધિકી, ચરન કરન ધનકી;
ઋદ્ધિ વૃદ્ધિ પ્રગટે નિજ નામે, ખ્યાતિ અકિંચનકી. અજબ૦ ૫
અનુભવ બિનુ ગતિ કોઉ ન જાને, અલખ નિરંજનકી;
**જસ**ગુન ગાવત પ્રીતિ નિવાહો, ઉનકે સમરનકી. અજબ૦ ૬



## [૨૯] અવિનાશી ચિદાનંદ.

[ રાગ–સોહની અથવા કાફી. ]

**ચિદાનંદ અવિનાસી હો, મેરો ચિદાનંદ અવિનાસી** હો;
કોર મરોરિ કરમકી મેરે, સહજ સ્વભાવ–વિલાસી હો. ચિદા૦ ૧
પુદ્ગલ મેલ ખેલ જો જગકો, સો તો સબહિ વિનાસી હો;
પૂરન ગુન અધ્યાતમ પ્રગટે, જાગ જોગ ઉદાસી હો. ચિદા૦ ૨
લિંગ વેષ કિરિયાકું સબહી, દેખે લોક તમાસી હો;
ચિન મૂરતિ ચેતન ગુન ચિન્હે, સાચો સોઉ સંન્સાસી હો. ચિદા૦૩
દોર દેવાલકી કેતી દોરે, મતિ વ્યવહાર પ્રકાસી હો;
અગમ અગોચર નિશ્ચય–નયકી,
દોર અનંત અગાસી હો. ચિદા૦ ૪
નાના ઘટમેં એક પિછાને, આતમરામ ઉપાસી હો;
ભેદ કલ્પનામેં જડ ભૂલ્યો, લુબ્ધો તૃષ્ણા દાસી હો. ચિદા૦ ૫
પરમ સિદ્ધિ નવનિધિ હે ઘટમેં, કહા ઢુંઢત જઇ કાશી હો;
**જસ** કહે શાંત–સુધારસ ચાખો,
પૂરણ બ્રહ્મ અભ્યાસી હો. ચિદા૦ ૬

## [ ૩૦ ] અવિનાશીમાં મગનતા.

[ રાગ–ભીમપલાસી. ]

**મન કિતહુ ન લાગે હેજે રે;** મન૦
પૂરન આસ ભઈ અલી ! મેરી, અવિનાશીકી સેજે રે. મન૦ ૧
અંગ અંગ સુની પિઉ–ગુન હરખે, લાગો રંગ કરેજે રે;
એ તો ફીટાયો નવિ ફીટે, કરહુ જોર જો રેજે રે. મન૦ ૨
યોગ અનાલંબન નહિ નિષ્ફલ, તીર લગો જ્યું વેજે રે;
અબ તો ભેદ તિમિર મોહિ ભાગો, પૂરન બ્રહ્મ કી સેજે રે.
**સુજસ** બ્રહ્મકે તેજે રે—મન૦ ૩

## [ ૩૧ ] પરમબ્રહ્મ પરમાત્મ સ્વરૂપ.

[ રાગ-કાનડો. ]

એ પરમબ્રહ્મ પરમેશ્વર, પરમાનંદમયી સોહાયો;
એ પરતાપકી સુખ સંપત્તિ, વરની ન જાત મોંપે,
તા સુખ અલખ કહાયો. એ૦ ૧
તા સુખ ગ્રહવેકું મુનિ-મન ખોજત, મનમંજન કર ધ્યાયો;
મનમંજરી ભઈ પ્રફુલ્લિત દશા લઇ,
તા પર ભમર લોભાયો. એ૦ ૨
ભ્રમર અનુભવ ભયો, પ્રભુ ગુણ વાસ લહ્યો,
ચરન કમલ તેરો અલખ લખાયો;
એસી દશા હોત જબ, પરમ પુરૂષ તબ,
પકરત પાસ પઠાયો. એ૦ ૩
તબ **સુજસ** ભયો, અંતરંગ આનંદ લહ્યો,
રોમ રોમ શીતલ ભયો, પરમાતમ પાયો;
અકલ સ્વરૂપ ભૂપ, કોઉ ન પરખત કૂપ,
**સુજસ** પ્રભુ ચિત્ત આયો. એ૦ ૪

## [ ૩૨ ] હોરી-ગીત.

[ રાગ-કાફી તાલ દીપચંદી. ]

**અયસો દાવ મિલ્યોરી, લાલ કયું ન ખેલત હોરી-**
અયસો૦
માનવ જનમ અમોલ જગતમેં, સો બહુ પુણ્યે લહ્યોરી;
અબ તો ધાર અધ્યાતમ શૈલી, આયુ ઘટત થોરી થોરી.
વૃથા નિત વિષય ઠગોરી—અયસો૦ ૧

સમતા સુરંગ સુરૂચિ પીચકારી, જ્ઞાન ગુલાલ સજોરી;
ઝટપટ ધાય કુમતિ કુલટા ગ્રહી, હલીમલી શિથિલ કરેરી.
સદા ઘટ ફાગ રચોરી—અયસો૦ ૨
શમ દમ સાજ બજાય સુઘટ નર, પ્રભુ ગુન ગાય નચોરી;
**સુજસ** ગુલાલ સુગંધ પસારો, નિર્ગુણ ધ્યાન ધરેરી.
કહા અલમસ્ત પરેરી—અયસો૦ ૩



[ ૩૩ ] **આધ્યાત્મિક પદ.** [ રાગ–મારૂ. ]

**પિયા પરઘર મત જાવો રે,** કરી કરૂણા મહારાજ—પિયા૦
કુલ મરજાદા લોપકે રે, જે જન પરઘર જાય;
તિણકું ઉભય લોક સુણ પ્યારે, ૧રંચક શોભા નાંય. પિયા૦ ૧
કુમતા સંગે તુમ રહે રે, આગે કાલ ૨અનાદ;
તામે મોહ દીખાવહુ પ્યારે, કહા નિકાલ્યો સ્વાદ. પિયા૦ ૨
લગત પિયા કહ્યો માહરો રે, અશુભ તુમારે ચિત્ત;
પણ મોથી ન રહાય પિયા રે, કહા વિના સુણ મિત્ત. પિયા૦ ૩
ઘર અપને વાલમ કહો રે, કોણ વસ્તુકી ખોટ;
ફોગટ તદ કિમ લીજીયે પ્યારે, શીશ ભરમકી પોટ. પિયા૦ ૪
**સુની સુમતાકી** વિનતિ રે, **ચિદાનંદ** મહારાજ;
કુમતાનેહ નિવારકે પ્યારે, લીનો શિવપુર રાજ. પિયા૦ ૫



૧–લેશમાત્ર. ૨–અનંત.

[ ૩૪ ] આધ્યાત્મિક પદ [ રાગ–મારૂ. ]

**પિયા નિજ મહેલ પધારો રે,**
કરી કરૂણા મહારાજ—પિયા૦
તુમબિન સુંદર સાહિબા રે, મો મન અતિ દુઃખ થાય;
મનકી વ્યથા મનહી મન જાનત,
કેમ મુખથી કહેવાય. પિયા૦ ૧

બાલભાવ અબ વિસરી રે, ગ્રહો ઉચિત મરજાદ;
આતમ સુખ અનુભવ કરો પ્યારે,
ભાંગે સાદિ અનાદ. પિયા૦ ૨

સેવકકી લજ્જા સૂધી રે, દાખી સાહેબ હાથ;
તો શી કરો વિમાસણ પ્યારે,
અમ ઘર આવત નાથ. પિયા૦ ૩

મમ ચિત્ત ચાતક ઘન તુમે રે, ઇસ્યો ભાવ વિચાર;
યાચક દાની ઉભય મિલ્યા પ્યારે,
શોભે ન ઢીલ લગાર. પિયા૦ ૪

**ચિદાનંદ** પ્રભુ ચિત્ત ગમી રે, સુમતાકી અરદાસ;
નિજઘર ઘરણી જાણકે પ્યારે,
સફલ કરી મન આશ. પિયા૦ ૫



[ ૩૫ ] આધ્યાત્મિક પદ. [ રાગ–મારૂ. ]

**સુઅપ્પા આપ વિચારો રે,** પરપખ નેહ નિવાર–સુ૦
પર પરિણતિ પુદ્ગલ દિસા રે, તામે નિજ અભિમાન;
ધારત જીવ એહી કહ્યો પ્યારે, બંધહેતુ ભગવાન. સુ૦ ૧
કનક ઉપલમેં નિત રહે રે, દુધમાંહે ફુની ઘીવ;
તિલ–સંગ તેલ સુવાસ કુસુમ–સંગ, દેહ–સંગ તેમ જીવ. સુ૦ ૨
રહત હુતાશન કાષ્ટમેં રે, પ્રગટે કારણ પાય;
લહી કારણ કારજતા પ્યારે, સહેજે સિદ્ધિ થાય. સુ૦ ૩
ખીર નીરકી ભિન્નતા રે, જૈસે કરત મરાલ;
તૈસેં ભેદ જ્ઞાની લહ્યા પ્યારે, કટે કર્મકી જાલ. સુ૦ ૪
અજકુલવાસી કેસરી રે, લેખ્યો જિમ નિજ રૂપ;
**ચિદાનંદ** તિમ તુમહુ પ્યારે, અનુભવ શુદ્ધ સ્વરૂપ. સુ૦ ૫

[ ૩૬ ] આધ્યાત્મિક પદ. [ રાગ–મારૂ. ]

**બંધ નિજ આપ ઉદીરત રે,** અજા–કૃપાણી ન્યાય—બંધ૦
જકડ્યા કિણે તોહે સાંકળા રે, પકડ્યા કિણે તુજ હાથ;
કોણ ભૂપકે પહરૂયે પ્યારે, રહત તિહારે સાથ. બંધ૦ ૧
વાંદર જેમ મદિરા પીએ રે, વીંછુ ડંકિત ગાત;
ભૂત લગે કૌતુક કરે પ્યારે, તિમ ભ્રમકો ઉતપાત. બંધ૦ ૨
કીર બંધ્યા જિમ દેખીએ રે, નલિની ભ્રમરસંયોગ;
ઇણવિધ ભયા જીવકું પ્યારે, બંધનરૂપી રોગ. બંધ૦ ૩
ભ્રમ આરોપિત બંધથી રે, પરપરિણતિ સંગ એમ;
પરવશતા દુઃખ પાવતે પ્યારે, મર્કટ મુઠી જેમ. બંધ૦ ૪
મોહદશા અલગી કરો રે, ધરો સુસંવર ભેખ;
**ચિદાનંદ** તવ દેખીએ પ્યારે, શશી સ્વભાવકી રેખ. બંધ૦ ૫

[ ૩૭ ] આધ્યાત્મિક પદ. [ રાગ–કાફી. ]

**જાં લૌં તત્ત્વ ન સૂજ પડેરી;**
તોં લૌં મૂઢ ભરમવશ ભૂલો,
મત મમતા ગ્રહી જગથી લડેરી. જાં૦ ૧
અકર રોગ શુભ કંપ અશુભ લખ,
ભવ સાયર ઇણુ ભાત રડેરી;
ધાન કાજ જિમ મૂરખ ખિતહડ,
ઉક્ખર ભૂમિકો ખેત ખડેરી. જાં૦ ૨
ઉચિત રીત ઓલખ વિણુ ચેતન,
નિશ દિન ખોટો ઘાટ ઘડેરી;
મસ્તક મુગટ ઉચિત મણિ અનુપમ,
પગભૂષણુ અજ્ઞાન જડેરી. જાં૦ ૩
કુમતાવશ મન વક્ર તુરંગ જિમ,
ગ્રહી વિકલ્પ મગમાંહિ અડેરી;
ચિદાનંદ નિજ રૂપ મગન ભયાં,
તબ કુતર્ક તોહે નાંહિ નડેરી. જાં૦ ૪



[ ૩૮ ] આધ્યાત્મિક પદ. [ રાગ વેલાઉલ. ]

**આતમ પરમાતમ પદ પાવે;**
જો પરમાતમશું લય લાવે. આતમ૦ ૧
સુણુકે શબ્દ કીટ ભૃંગીકો, નિજતનમનકી શુદ્ધિ વિસરાવે;
દેખહુ પ્રગટ ધ્યાનકી મહિમા,
સોઈ કીટ ભૃંગી હોઈ જાવે. આતમ૦ ૨

કુસુમસંગ તિલતેલ દેખ કુનિ, હોય સુગંધ ફુલેલ કહાવે;
શુક્તિ–ગર્ભ–ગત સ્વાતિ–ઉદક હોય,
મુક્તાફલ અતિ દામ ધરાવે. આતમ૦ ૩
પુનઃ પિચુમંદ પલાશાદિકમેં, ચંદનતા જ્યું સુગંધથી આવે;
ગંગામેં જલ આણુ આણુકે,
ગંગોદકકી મહિમા ભાવે. આતમ૦ ૪
પારસકો પરસંગ પાય કુનિ, લોહા કનક સ્વરૂપ લિખાવે;
ધ્યાતા ધ્યાન ધરત ચિત્તમેં ઈમિ,
ધ્યેયસ્વરૂપમેં જાય સમાવે. આતમ૦ ૫
ભજ સમતા મમતાકું તજ જન, શુદ્ધ સ્વરૂપથી પ્રેમ લગાવે;
**ચિદાનંદ** ચિત્ત પ્રેમ મગન ભયા,
દુવિધા ભાવ સકલ મિટ જાવે. આતમ૦ ૬

[ ૩૯ ] **આધ્યાત્મિક પદ.** [ રાગ–કાફી. ]

**મતિમત્ એમ વિચારો રે,** મત મતીયનકા ભાવ–મતિ૦
વસ્તુગતે વસ્તુ લહો રે, વાદ વિવાદ ન કોય;
સૂર તિહાં પરકાશ પિયારે, અંધકાર નવિ હોય. મતિ૦ ૧
રૂપ રેખ તિહાં નવિ ઘટે રે, મુદ્રા ભેખ ન હોય;
ભેદજ્ઞાન દૃષ્ટિ કરી પ્યારે, દેખો અંતર જોય. મતિ૦ ૨
તનતા મનતા વચનતા રે, પરપરિણતિ પરિવાર;
તનમનવચનાતીત પિયારે, નિજ સત્તા સુખકાર. મતિ૦ ૩
અંતર શુદ્ધ સ્વભાવમેં રે, નહિ વિભાવ લવલેશ;
ભ્રમ આરોપિત લક્ષથી પ્યારે, હંસા સહત કલેશ. મતિ૦ ૪
અંતરગત નિહચે ગહી રે, કાયાથી વ્યવહાર;
**ચિદાનંદ** તવ પામીએ પ્યારે, ભવસાયરકો પાર. મતિ૦ ૫

[ ૪૦ ] આધ્યાત્મિક પદ. [ રાગ–કાફી. ]

**અકલ કળા જગજીવન તેરી;** એ આંકણી૦
અંત ઉદધિથી અનંતગણો તુજ,
જ્ઞાન મહા લઘુબુદ્ધિ જ્યું મેરી. અકલ૦ ૧
નય અરૂ ભંગ નિખેપ વિચારત, પૂરવધર થાકે ગુણ હેરી;
વિકલ્પ કરત થાગ નવિ પામે,
નિર્વિકલ્પતેં હોત ભયેરી. અકલ૦ ૨
અંતર અનુભવ વિણુ તુજ પદમેં, યુક્તિ નહિ કોઉ ઘટત અનેરી;
**ચિદાનંદ** પ્રભુ કરી કીરપા અબ,
દીજે તે રસ રીઝ ભલેરી. અકલ૦ ૩

[ ૪૧ ] આધ્યાત્મિક પદ. [ રાગ–વેલાઉલ. ]

**મંદ વિષયશશિ દીપતો,** રવિ તેજ ઘનેરો;
આતમ સહજસ્વભાવથી, વિભાવ અંધેરો. મંદ૦ ૧
જાગ જીયા અબ પરિહરો, ભવવાસ વસેરો;
ભવવાસી આશા ગ્રહી, ભયો જગતકો ચેરો. મંદ૦ ૨
આશ તજી નિરાશતા, પદ શાશતા હેરો;
**ચિદાનંદ** નિજ રૂપકો, સુખ જાણુ ભલેરો. મંદ૦ ૩

[ ૪૨ ] આધ્યાત્મિક પદ. [ રાગ–વેલાઉલ. ]

**જોગ જુગતિ જાણ્યા વિના,** કહા નામ ધરાવે;
રમાપતિ કહે રંકકું, ધન હાથ ન આવે. જોગ૦ ૧
ભેખ ધરી માયા કરી, જગકું ભરમાવે;
પૂરણ પરમાનંદકી, સૂધી રંચ ન પાવે. જોગ૦ ૨

મન મુંડ્યા વિના મુંડકું, અતિ ઘેટ મુંડાવે;
જટાજૂટ શિર ધારકે, કોઉ કાન ફરાવે. જોગ૦ ૩
ઉર્દ્ધ્વ બાહુ અધો મુખે, તન તાપ તપાવે;
**ચિદાનંદ** સમજ્યા વિના, ગિણતી નવિ આવે. જોગ૦ ૪

[ ૪૩ ] **આધ્યાત્મિક પદ.** [ રાગ વેલાઉલ. ]

**આજ સખી મેરે વાલમા**, નિજ મંદિર આયે;
અતિ આનંદ હિયે ધરી, હસી કંઠ લગાયે. આજ૦ ૧
સહજ સ્વભાવ જલે કરી, રૂચિધર નવરાયે;
થાળ ભરી ગુણસુખડી, નિજ હાથ જિમાયે. આજ૦ ૨
સુરભિ અનુભવ રસ ભરી, બીડાં ખવરાયે;
**ચિદાનંદ** મિલ દંપતી, મનોવંછિત પાયે. આજ૦ ૩

[ ૪૪ ] **આધ્યાત્મિક પદ.** [ રાગ ભૈરવ. ]

વિરથા જન્મ ગમાયો, મૂરખ ! વિરથા૦
રંચક સુખરસ વશ હોય ચેતન, અપનો મૂલ નસાયો;
પાંચ મિથ્યાત ધાર તું અજહું,
સાચ ભેદ નવિ પાયો. મૂરખ ! ૧
કનક કામિની અરૂ એહથી, નેહ નિરંતર લાયો;
તાહુથી તું ફિરત સુરાનો, કનકબીજ માનું ખાયો. મૂરખ ! ૨
જનમ જરા મરણાદિક દુઃખમેં, કાલ અનંત ગમાયો;
અરહટ ઘટિકા જિમ કહો યાકો,
અંત અજહું નવિ આયો. મૂરખ ! ૩

લખ ચોરાશી પહેર્યા ચોલના, નવ નવ રૂપ બનાયો;
વિન સમકિત સુધારસ ચાખ્યા,
ગિણતી કોઉ ન ગિણાયો. મૂરખ ! ૪
એતી પર નવિ માનત મૂરખ ! એ અચરિજ ચિત્ત આયો;
**ચિદાનંદ** તે ધન્ય જગતમેં,
જિણે પ્રભુશું મન લાયો. મૂરખ ! ૫

[ ૪૫ ] **આધ્યાત્મિક પદ.** [ રાગ વિભાસ. ]

જૂઠી જગમાયા નરકેરી કાયા, જ્યું બાદરકી છાયા માઇરી;
જ્ઞાનાંજન કર ખોલ નયન મમ,
સદ્ગુરૂ ઇણવિધ પ્રગટ લખાઇરી. ૧
મૂલ વિગત વિષવેલ પ્રગટી ઇક, પત્ર રહિત ત્રિભુવનમેં છાઇરી;
તાસ પત્ર ચૂણ ખાત મિરગલા,
મુખ વિન અચરિજ દેખું હું આઇરી. ૨
પુરૂષ એક નારી નિપજાઇ, તે તો નપુંસક ઘરમેં સમાઇરી;
પુત્ર જુગલ જાયે તિણ બાલા, તે જગમાંહે અધિક દુઃખદાઇરી. ૩
કારણ બિન કારજકી સિદ્ધિ, કેમ ભઇ મુખ કહી નવ જાઇરી;
**ચિદાનંદ** એમ અકલ કલાકી,
ગતિ મતિ કોઉ વિરલે જન પાઇરી. ૪



[ ૪૬ ] આધ્યાત્મિક પદ. [ રાગ-ભૈરવ. ]

**જગ સપનેકી માયા રે નર! જગ સપનેકી માયા૦**

સપને રાજ પાયા કોઉ રંક જ્યું, કરત કાજ મન ભાયા;
ઉઘરત નયન હાથ [1]લખ ખપ્પર, મનહું મન પછતાયા.
રે નર! ૧

[2]ચપલા ચમકાર જિમ ચંચલ, નરભવ [3]સૂત્ર બતાયા;
અંજલી-જલસમ જગપતિ જિનવર-આયુ અથિર દરશાયા.
રે નર! ૨

યોવન સંધ્યા-રાગ રૂપ ફુનિ, મલ મલિન અતિ કાયા;
વિણસત જાસ વિલંબ ન રંચક, જિમ તરૂવરકી છાયા.
રે નર! ૩

સરિતા-વેગ સમાન જ્યું સંપત્તિ, સ્વારથ સુત મિત જાયા;
આમિષલુબ્ધ મીન જિમ તિન સંગ, મોહજાલ બંધાયા.
રે નર! ૪

એ સંસાર અસાર સાર પિણ, યામેં ઇતના પાયા;
**ચિદાનંદ પ્રભુ** [4]સુમરનસેંતિ, ધરિયે નેહ સવાયા. રે નર! ૫




૧-જોવું. ૨-વીજલી. ૩-શાસ્ત્રમાં. ૪-સ્મરણ કરવાથી.

